# ઉપોદ્‌ઘાત

૧

'આ 'યોગશાસ્ત્ર' ગ્રંથ હેમાચાર્યે પોતે જણાવ્યા પ્રમાણે 'ગુજરાતના રાજા ચૌલુક્ય કુમારપાલના' કહેવાથી રચ્યો હતો. વળી, એ ગ્રંથના અંતિમ શ્લોકની ટીકામાં તેમણે જ ઉમેર્યું છે કે, 'કુમારપાલરાજાને યોગોપાસના પ્રિય હતી, અને તેણે અન્ય યોગગ્રંથો પણ જોયા હતા. તેણે તે બધાથી વિલક્ષણ એવું યોગશાસ્ત્ર પોતાને સંભળાવવાનો ઘણો આગ્રહ કર્યો, તેથી આ યોગોપનિષદ હેમાચાર્યે વાણીગોચર કરી છે.'

કુમારપાલના પુરોગામી સિદ્ધરાજ જયસિંહના કહેવાથી હેમાચાર્યે આ પ્રમાણે જ 'સિદ્ધહેમ' નામનું પોતાનું સુપ્રસિદ્ધ વ્યાકરણ રચ્યું હતુ. પરંતુ તેની અને આ ગ્રંથની રચનાના પ્રયોજનમાં ફેર છે. 'સિદ્ધહેમ' વ્યાકરણ તો હેમાચાર્યે વ્યાકરણાદિ શાસ્ત્રોની બાબતમાં ગુજરાત દેશની પરોપજીવિતાનો અપવાદ ટાળવા માટે રાજાના આગ્રહથી

રચ્યું હતું સિદ્ધરાજ માળવા દેશ જીતીને ત્યાંથી વિજયલક્ષ્મીની સાથે તેની સાહિત્યલક્ષ્મીને પણ લાવવાનું ચૂક્યા નહોતો ત્યાંનો સાહિત્યભંડાર તપાસતી વખતે સિદ્ધરાજના જોવામાં માળવાના રાજા ભોજે રચેલું 'ભોજવ્યાકરણ' આવ્યું હતું માળવાનો રાજા આવાં આવાં શાસ્ત્ર રચનારો સાહિત્યજ્ઞ હતો, એ જાણી સિદ્ધરાજને પોતાની ગુણપદનું મદ ઓછું આવ્યું પરંતુ, જ્યારે તેને કહેવામાં આવ્યું કે, ગુજરાતમાં તમામ પાટણની પાઠશાળાઓમાં પણ એ જ વ્યાકરણ શીખવવામાં આવે છે, ત્યારે તેના સ્વાભિમાનમાં તેનું સ્વદેશાભિમાન પણ ઉમેરાયું, અને ગુજરાતની આ પરોપજીવિતા કોઈ પણ પ્રકારે દૂર કરવાનો તેણે નિશ્ચય કર્યો આ અગાઉ તેનો હેમાચાર્ય સાથે મેળાપ થઈ ચૂક્યો હતો, એટલે તેણે તેમની દ્વારા એ નિશ્ચય પાર પાડવાનું નક્કી કર્યું હેમાચાર્યને પણ એ બાબતમાં વિશેષ કહેવું પડે તેમ નહોતું તેમણે તરત જ તે કામ હાથ ધર્યું, અને પરિણામે 'સિદ્ધહેમ' વ્યાકરણ ગુજરાતને મળ્યું

પરંતુ, 'યોગશાસ્ત્ર' રચવાની કુમારપાલની વિનતિ, પોતાનું નામ અમર થાય તે માટે કે તેવા બીજા કોઈ હેતુસર નહોતી 'યોગશાસ્ત્ર' ગ્રંથની રચના જ એવા પ્રકારની છે, કે જેથી તેવો કોઈ હેતુ પાર જ ન પડે હેમાચાર્યે લખેલા અન્ય શાસ્ત્રગ્રંથો તો, તે તે વિષયને લગતા પૂર્વેના તમામ ગ્રંથોની તારવણીરૂપ, તથા અભ્યાસીને અનુકૂળ થાય તેવી નવી ગોઠવણી યુક્ત હોઈ, તે તે વિષયના ગ્રંથોમાં નામ કાઢે તેવા છે જ્યારે આ ગ્રંથ તો તેમ

કરવાને બદલે જુદી જ પદ્ધતિ સ્વીકારે છે યોગદર્શનના અભ્યાસીને ઉપયોગી થઈ પડે તેવી એક પણ વસ્તુ તેમા નથી એટલુ જ નહિ, પણ આ ગ્રથ વાચી જવાથી યોગ વિષયક કશુ નવુ જાણવાનુ પણ મળે તેમ નથી આ ગ્રથની રચનાનો હેતુ જ જુદો હતો આમા હેમાચાર્યને શાસ્ત્રપ્રણેતા તરીકે પોતાની કુશળતા બતાવવી જ નહોતી, પરતુ પોતાના શિષ્ય કુમારપાલને અનુકૂળ થઈ પડે તેવી વિશિષ્ટ યોગસાધના બતાવવી હતી ઉપર જણાવ્યુ તેમ, કુમારપાલ પોતે યોગોપાસનાના શોખી હતા પરતુ, તેને માથે ગુજરાતનુ સૌથી મોટુ સામ્રાજ્ય વહન કરવાનુ આવ્યુ હતુ બીજા યોગગ્રથો મુખ્યત્વે સન્યાસી કે તેવા નિવૃત્ત મનુષ્યને ખ્યાલમા રાખી લખાયા હતા પરતુ, કુમારપાલને તો તે બધાથી 'વિલક્ષણ' એટલે કે પ્રવૃત્તિયુક્ત ગૃહસ્થને લગતુ યોગશાસ્ત્ર જોઈતુ હતુ અને હેમાચાર્યનુ 'યોગશાસ્ત્ર' જોયા પછી એમ લાગે જ છે કે, તેમણે ગૃહસ્થનુ યોગશાસ્ત્ર આપવાની કુમારપાલની માગણી અક્ષરશ પૂરી પાડી છે આપણે પછીથી જોઈશુ તેમ કુમારપાલ ૫૦ વર્ષની વયે ગુજરાતની ગાદી ઉપર આવ્યો હતો, અને વીસ વર્ષથી માડીને ત્યારસુધીનો બધો સમય તેણે છૂપી રીતે દૂર દૂર ભટકવામા ગાળ્યો હતો તે દરમ્યાન મુખ્યત્વે તેણે કેદારનાથ જેવા તીર્થોની યાત્રા વારવાર કર્યા કરી હતી તેવી સ્થિતિમા જુદા જુદા મતોના સહવાસથી તેનામા યોગોપાસના કે નિવૃત્તિની ઝખના જાગી હોય તો નવાઈ નહિ પરતુ જીવનના પાછલા ભાગમા જ્યારે બધુ બદલાઈ ગયુ, અને તેને ભાગે લગભગ આખા હિદુસ્તાન જેટલુ

વિશાળ સામ્રાજ્ય વહન કરવાનુ આવ્યુ, ત્યારે પણ હેમાચાર્ય જેવા યોગીના સમર્ગમા તેની જૂની યોગસાધનાની વૃત્તિ જાગૃત થઈ હોય, એમ બનવાનો પૂરો સભવ છે

હેમાચાર્યજીએ પણ અનુભવી અને કુશળ ગુરુની પેરે કુમારપાલની સ્થિતિ લક્ષમા રાખી, તેને જોઈએ તેવુ જ યોગશાસ્ત્ર રચી આપ્યુ છે યતિધર્મને તો શરૂઆતમા તેમણે પચીસેક જેટલા શ્લોકોમા જ (૧,૧૯-૪૬) પતવી દઈ, પછી ગૃહસ્થધર્મને જ વિસ્તાર્યો છે અલબત્ત, તે ગૃહસ્થ ધર્મમા તેમણે નવુ કશુ બતાવ્યુ છે, એમ નથી. 'ઉપાસકદશાસૂત્ર' વગેરે જૈન આગમગ્રંથોમા વર્ણવેલ અણુવ્રત, ગુણવ્રત અને શિક્ષાવ્રતરૂપી ઉપાસકધર્મ જ તેમણે તેમા પૂરેપૂરો સમાવ્યો છે[1] તેમની પોતાની નવીનતા હોય, તો તે એ છે કે, એ ઉપાસકધર્મને પીઠિકારૂપે લઈ, તેની ઉપર તેમણે ધ્યાન, સમાધિ વગેરે અન્ય યોગાગોની ઇમારત ખડી કરીને, આખી યોગસાધનાને સળગ ક્રમરૂપે નિરૂપી છે. એટલે વાસ્તવિક એવુ બન્યુ છે કે, જૈન ઉપાસકધર્મ યોગના શરૂઆતના યમ-નિયમ વગેરે અગોને સ્થાને ગોઠવાઈ ગયો છે, અને તેની જ ભૂમિકા ઉપર તેમજ તેના પછીના ભાગ રૂપે બાકીનો ધ્યાનયોગ ગોઠવાઈ જઈ, આખી યોગસાધના સપૂર્ણ બની છે.

હેમચદ્રાચાર્યના અન્ય શાસ્ત્રીયગ્રથોની બાબતમા પણ તેમના સમયમા જ તેમના ઉપર સારી પેઠે આક્ષેપો કરવામા

---

૧ એ બધાની સરખામણી માટે જુઓ આ માળાનુ 'ભગવાન મહાવીરના દશ ઉપાસકો' પુસ્તક, તથા તેમા તે શબ્દો ઉપરના ટિપ્પણો

આવ્યા હતા કે, આમાં તમારું નવું શું છે? હેમચંદ્રાચાર્યે એ ટીકાનો જવાબ પોતાના 'પ્રમાણમીમાંસા' ગ્રંથની શરૂઆતમાં આ પ્રમાણે આપ્યો છે: 'પાણિનિ, પિંગલ, કણાદ, અક્ષપાદ વગેરે આચાર્યોએ પોતાનાં સૂત્રો લખ્યાં, ત્યાર પહેલાં તે વિષયનાં બીજાં સૂત્રો હતાં જ. તો પછી તેમને પણ તમે શા માટે તે તે ગ્રંથના કર્તા કહો છો? વસ્તુસ્થિતિ જ એવી છે કે, આ બધી વિદ્યાઓ અનાદિ છે. પરંતુ તેમનો સંક્ષેપ કરવામાં આવે કે વિસ્તાર કરવામાં આવે, એની અપેક્ષાએ તે નવી નવી થાય છે; અને તે તે લોકોને તેમના કર્તા કહેવામાં આવે છે.' જગતમાં વાસ્તવિક એવું નવું કેટલું અને શું હોય છે? જે હોય તેનો વિસ્તાર કરવો, કે તેને વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી ગોઠવવું કે ચર્ચવું, એમાં જ લેખકની નવીનતા કે મૌલિકતા રહેલી હોય છે. 'યોગશાસ્ત્ર'ની બાબતમાં પણ આ જ વસ્તુ લાગુ પડે છે. તેમાં નવીન જ શોધવા જઈએ તો કશું નથી. જે કાંઈ છે, તે જુદે જુદે ઠેકાણેથી એકત્રિત કરેલું છે. પરંતુ, જુદી જુદી સામગ્રીને વિશિષ્ટ દૃષ્ટિબિંદુથી રજૂ કરવામાં કે એકત્રિત કરવામાં જ લેખકની પ્રતિભા રહેલી છે.

એ બધું તો ઠીક. રાજા હુકમ કરે તે પ્રમાણે સર્વ પ્રકારની શાસ્ત્રવ્યવસ્થા ગોઠવી આપે એવા પંડિતો તો હંમેશાં સુલભ રહેવાના. પરંતુ, 'યોગશાસ્ત્ર'નો વિષય એવો વૈયક્તિક અનુભવને લગતો છે, કે ગમે તે માણસ-તેનો ક્રમ ગમે તેમ ગોઠવી આપે, તેથી સાધકને શાંતિ ન જ થાય. એવો પ્રશ્ન સહેજે થાય કે, આ પ્રમાણે તમે જે સાધના ગોઠવી આપી, તે યથાયોગ્ય છે તેની સાબિતી શું? એના

જવાબમાં જ આચાર્યશ્રીએ કદાચ જણાવ્યું છે કે, 'શાસ્ત્ર-સમુદ્રમાંથી, ગુરુને મોઢે સાંભળ્યા અનુસાર, તથા સ્વાનુભવને લક્ષમાં રાખીને આ શાસ્ત્ર મેં રચ્યું છે.' એટલે કે, આ વ્યવસ્થાને પુરાણાં શાસ્ત્રોનો, પોતાના સમર્થ ગુરુ દેવસૂરિના ઉપદેશનો અને પોતાના જાત-અનુભવનો ટેકો છે. આ ગ્રંથ કોઈ પોથાંપંડિતે પોતાના યજમાનને ખુશ કરવા કે તેની જીવનપ્રવૃત્તિને વાંધો ન આવે, બલકે ઉત્તેજન મળે એ ઇરાદાથી રચી આપેલું મનસ્વી શાસ્ત્ર નથી. પરંતુ, તે સાચા અર્થમાં યોગશાસ્ત્ર છે, એવુ કહેવાનો આચાર્યજીનો ઇરાદો છે. પરંતુ, એ બધું ચર્ચતા પહેલાં આપણે એ ગ્રંથના નિર્માણમાં કારણભૂત જે બે મુખ્ય પાત્રો — હેમચંદ્રાચાર્ય અને કુમારપાલ — તેમના વિષે વિશેષ માહિતી મેળવીએ.

## ૨

ગુજરાતનો પ્રતાપી રાજા સિદ્ધરાજ જયસિંહ વિક્રમ સંવત ૧૧૯૯ (ઈ. સ. ૧૧૪૩)માં અપુત્ર મરી ગયો, ત્યારે તે પોતાની પાછળ એક મહાસામ્રાજ્ય મૂકતો ગયો. તે સામ્રાજ્ય ગુજરાત અને સૌરાષ્ટ્ર ઉપરાંત ઉત્તરમા અજમેરની પેલી પાર સુધી, વાયવ્યમાં કચ્છ અને સિંધ સુધી, ઈશાનમાં મેવાડ સુધી, પૂર્વમાં માલવા સુધી અને દક્ષિણમાં (નિઝામ હૈદ્રાબાદમાં આવેલા) કલ્યાણ સુધી વિસ્તરેલું હતું. સિદ્ધરાજ આઠ વર્ષનો હતો ત્યારે તેનો પિતા કર્ણદેવ ગુજરી ગયો હતો. પરંતુ વિક્રમ સંવત ૧૧૫૦ થી ૧૧૯૯ સુધીના ૪૯ વર્ષના ગાળામાં તેણે માલવા જીત્યું; રાક્ષસોનો રાજા કહેવાતા બાબરા

ભૂતને (બર્બરકને) નમાવ્યો, સૌરાષ્ટ્રના રાજાને હરાવ્યો તથા કેદ પકડ્યો, સિંધુરાજને ઉખાડી નાખ્યો, તથા કલ્યાણના પરમર્દીને દબાવી દીધો પરંતુ, ગુજરાતમાં તેની કીર્તિ પ્રબળ વિજેતા તરીકે જ નથી સચવાઈ રહી તેણે પોતાના જમાનામાં સ્થાપત્ય અને સાહિત્યનો જે ઉત્કર્ષ સાધ્યો, તથા પોતાની પ્રબળ ઇચ્છાથી ગુજરાતને અન્ય પ્રાંતો જેટલું જ સાહિત્ય અને સ્થાપત્યની બાબતમાં મશહૂર કરી દીધું, એ જ અત્યારે તો તેના નામ સાથે ચિરસ્મરણીય થયું છે 'પ્રબંધચિંતામણિમાં' ટાંકેલા એક શ્લોકમાં જણાવ્યું છે કે

महालयो महायात्रा महास्थान महासर ।
यत्कृत सिद्धराजेन क्रियते तन्न केनचित ॥

'સિદ્ધરાજે જે મહાલય બંધાવ્યા છે, જે મહાયાત્રા કરી છે, તથા જે મહાસ્થાન અને મહાસરોવર નિર્માં છે, તે બીજા કોઈથી થઈ શકે તેમ નથી' આમાંનું 'મહાલય' તે તો સરસ્વતી નદીના કિનારા ઉપરનો સુપ્રસિદ્ધ રુદ્રમહાલય કે રુદ્રમાળ છે સિદ્ધરાજે ત્યાં આગળ જ મહાવીરનું પણ એક સ્થાનક બંધાવી, પોતાની પ્રજાના તમામ પંથો પ્રત્યેનો પોતાનો આદરભાવ વ્યક્ત કર્યો છે 'મહાયાત્રા' તે તો સિદ્ધરાજે પગે ચાલીને કરેલી સોમનાથની યાત્રા છે ત્યાં આગળ જ તેને શિવજીએ કહ્યું કે, તું અપુત્ર મરી જઈશ, અને તારી પછી તારા કાકાના દીકરા ત્રિભુવનપાલનો પુત્ર કુમારપાલ ગાદીએ આવશે, એવું હેમચંદ્રાચાર્ય જણાવે છે સોમનાથથી પાછા ફરતાં તે ગિરનારની યાત્રાએ પણ ગયો હતો, અને ત્યાં નેમિનાથના મંદિરમાં જઈ પૂજા કરી હતી 'મહાસરોવર' તે પાટણનું સહસ્રલિંગ તળાવ તે સરોવરની આજુબાજુ

તેણે મત્રશાળાઓ બાંધી હતી, અને તે વિદ્યાર્થીઓથી ઊભરાયેલી રહેતી. તેની નજીક જ તેણે જુદી જુદી વિદ્યાઓના આચાર્યો અને વિદ્યાર્થીઓ માટે વિદ્યામઠો બાંધ્યા હતા. આ દાનશાળાઓ જ ઉપરના શ્લોકમાં જણાવેલ 'મહાસ્થાન' હશે એવી કલ્પના કરવામાં આવે છે.

કુમારપાલ ૨૦ વર્ષનો હતો ત્યારથી પાટણ છોડીને નાસી છૂટયો હતો. સિદ્ધરાજના તેના પ્રત્યેના અણગમાનાં ઘણાં કારણ બતાવવામાં આવે છે. પરંતુ તેનું મુખ્ય કારણ એ લાગે છે કે, વાસ્તવિક રીતે કુમારપાલ જ ગાદીનો સાચો વારસ હતો. ભીમદેવને ક્ષેમરાજ અને કર્ણ એ બે પુત્રો હતા. તેમાં ક્ષેમરાજ મોટો હતો, એટલે તેને જ ગાદી મળવી જોઈએ. પરંતુ તે ધાર્મિક વૃત્તિનો હોવાથી, તેણે પોતાની રાજીખુશીથી ગાદી કર્ણને સોંપાવી. ક્ષેમરાજનો પુત્ર દેવપ્રસાદ પિતાની ચાકરીમાં રહ્યો. કર્ણે જ્યારે ગાદી જયસિંહને આપી, ત્યારે તેણે દેવપ્રસાદ સાથે માયાળુ વર્તન રાખવાનું સૂચવ્યું હતું. કારણકે, ખરો ગાદીપતિ તો તે જ હતો. દેવપ્રસાદ પોતાના પુત્ર ત્રિભુવનપાલને જયસિંહની સંભાળમાં મૂકીને કર્ણની સાથે જ સરસ્વતી નદીને કિનારે મરણ પામ્યો. કુમારપાલ એ ત્રિભુવનપાલનો પુત્ર હતો. તેના બાપદાદાઓએ રાજગાદીનો હક રાજીખુશીથી જવા દીધેલો હતો; પરંતુ તેથી કુમારપાલનો હક રદ થયેલો ગણાય નહીં. અને તે કારણે જ એ બે વચ્ચે વૈમનસ્ય જાગ્યું હોવું જોઈએ.

કુમારપાલે ૩૦ વર્ષ હિંદુસ્તાનના અન્ય ભાગોમાં રખડવામાં ગાળ્યાં. એક વાર એ પ્રમાણે ફરતાં ફરતાં

ઉજ્જનના મોચીની દુકાને જયસિંહના મરણની ખબર તેને મળી. એટલે લાગલો જ તે અણહિલપુર પાછો આવ્યો, અને પોતાના બનેવીની મદદથી રાજગાદીએ આવ્યો.

કુમારપાલ જ્યારે નાસતો ફરતો હતો, ત્યારે તેને ઘણા લોકોએ મદદ કરી હતી. 'પ્રાચીન પ્રબંધસંગ્રહ'માં જણાવ્યા પ્રમાણે ખંભાતમા તે એક વાર છૂપી રીતે આવેલો, ત્યારે હેમચંદ્રાચાર્યે ખંભાતના ઉદયન મંત્રીની સાખે તેનુ ભવિષ્ય ભાખ્યું હતુ કે, વિ૦ સં૦ ૧૧૯૯ના કાર્તિક વદી બીજને દિવસે આ માણસ અણહિલપુરનો રાજા થશે. આ પછી હેમચંદ્રે તેને ઘણી વાર વિવિધ મુશ્કેલીઓમાથી બચાવ્યો હતો ઉદયન મંત્રીએ રાજાની બીકથી તેને કાંઈ સીધી મદદ નહિ. કરી હોય, એમ બનવાજોગ છે.

'પ્રબંધચિંતામણિ'મા જણાવ્યા પ્રમાણે કુમારપાલ ગાદીએ આવ્યો ત્યારે ૫૦ વર્ષનો હતો. એટલે તેનો જન્મ વિ૦ સં૦ ૧૧૪૯મા થયો હોવો જોઈએ. તેનો રાજ્યકાળ વિ૦ સં૦ ૧૧૯૯ થી ૧૨૩૦ સુધીનો એટલે કે ઈ. સ ૧૧૪૩થી ૧૧૭૪ સુધીનો છે. કુમારપાલના અમલના શરૂઆતનાં વર્ષો તો બહુ ગરબડિયા ગયા; પરંતુ, તે પોતે પ્રથમના નાસભાગના દિવસોમા બહુ ફરેલો તેમજ ઘડાયેલો હોવાથી, ટૂંક સમયમાં જ બધી મુશ્કેલીઓને વટાવી ગયો. એટલુ જ નહીં પણ તેના વખતમા ગુજરાતનુ સામ્રાજ્ય સાથી છેવટની કક્ષાએ પહોંચ્યુ. તેણે દિલ્હી, કાશી અને કોંકણના રાજાઓને હરાવ્યા. તેથી ગુર્જર સામ્રાજ્ય દક્ષિણમાં કાંચી સુધી પહોંચ્યુ. ઉત્તરમા દિલ્હીનો રાજા

વિશલદેવ તેનો ખંડિયો હતો. પૂર્વમાં માલવા અને મેવાડ તેના તાબામાં હતાં. તેમજ હેમચંદ્રાચાર્યે 'પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય'માં જણાવ્યા પ્રમાણે તેની હકૂમત તે તરફ ગૌડ દેશ સુધી પહોંચી હતી. પશ્ચિમમાં સિંધ તેના તાબામાં હતુ જ. એટલે કુમારપાલ આખા ભારતવર્ષનો સમ્રાટ બન્યો હતો, એમ એક રીતે કહી શકાય.

પોતાના રાજ્યની શરૂઆતના વર્ષો આમ વિગ્રહમાં ગાળ્યા બાદ, બૌદ્ધ સમ્રાટ અશોકની પેઠે જ કુમારપાલને પણ હિંસા તરફ અણગમો પેદા થયો. એમ થવામાં મુખ્ય કારણભૂત તો હેમાચાર્ય સાથેનો તેનો વધતો જતો પરિચય જ હશે. પરંતુ, પોતાની શરૂઆતની મુસાફરીઓમાં તે કાંઈ જ શીખ્યો નહી હોય એમ ન કહેવાય. કુમારપાલ અને હેમાચાર્યના સમકાલીન, એટલુ જ નહી પણ કુમારપાલના અંગત મિત્ર સિદ્ધપાલને ત્યાં રહીને જ 'કુમારપાલપ્રતિબોધ' ગ્રંથ લખનાર સોમપ્રભાચાર્ય જણાવે છે કે, 'વિગ્રહમાંથી પરવાર્યા બાદ કુમારપાલમાં ધર્મજિજ્ઞાસા ઊભી થઈ. તેને લાગ્યુ કે, આજ સુધીની બધી મુશ્કેલીઓ દૂર થઈને, અત્યારે જે બધું મને પ્રાપ્ત થયુ છે, તે પૂર્વકર્મને બળે જ બન્યુ હોવું જોઈએ. તો આ જન્મમાં પણ મારે એવું કાંઈ કરવુ જોઈએ, કે જેથી મારો આવતો જન્મ પણ સફળ થાય. મનુષ્યત્વ મળવું બહુ અઘરું છે. તેને સફળ તેમજ સાર્થક કરવાનો રસ્તો શો? આ પ્રશ્ન તેણે ઘણા પંડિતોને પૂછ્યો. બધા પંડિતો હિંસાપ્રધાન યજ્ઞો કરો એમ જ કહેવા લાગ્યા. પરંતુ તેને લાગ્યું કે, આ પ્રમાણે ક્રૂરતાપૂર્વક પંચેદ્રિય જીવોનો વધ કરીને યજ્ઞો કરવા, તેમાં ધાર્મિકતા કે પુરુષાર્થ-

પણ શું છે?" અને તેના પ્રધાન વાગ્ભટદેવે તેને આ બાબતમાં હેમચંદ્રાચાર્યનો ઉપદેશ લેવાનું સૂચવ્યું.

આપણે અગાઉ જોઈ આવ્યા છીએ કે, કુમારપાલને આ પહેલાં પણ હેમચંદ્રાચાર્યની મુલાકાત થઈ હતી, તેમજ તેમણે તેને કેટલીક વાર બચાવ્યો પણ હતો પરંતુ તેમના પ્રત્યે ગમે તેટલી કૃતજ્ઞતાની લાગણી હોવા છતાં, આવા અંતિમ પ્રશ્નોની બાબતમાં પણ તે મદદગાર થઈ પડશે, એવું તેને લાગ્યું નહીં હોય. તેથી તેને વાગ્ભટદેવની સૂચનાની જરૂર પડી. પરંતુ, પછી જ્યારે હેમચંદ્રાચાર્યનો તેને સાચો પરિચય થયો, ત્યારે તેણે તરત જ પોતાની જાતને તેમના શરણમાં સોંપી.

હેમચંદ્રાચાર્યના ઉપદેશ અનુસાર પોતાનું જીવન ઘડવાનું એક વાર શરૂ કર્યા બાદ, તેની અસર તેના રાજવહીવટમાં પણ થાય એ સમજી શકાય તેવું છે. કુમારપાલે યજ્ઞોમાં અને બીજી ધર્મક્રિયાઓમાં પશુવધ બંધ કરવાની 'અમારિઘોષણા' પ્રવર્તાવી. મૃગયાનો રિવાજ પણ બંધ કરાવ્યો. તથા મદ્ય, દ્યૂતક્રીડા તેમજ પશુપંખીઓની મારામારીની રમતોની પણ બંધી કરી ઉપરાંત ત્યાર સુધી અપુત્ર મરી જનારાની બધી મિલકત રાજાઓ લઈ લેતા હતા, તે રિવાજ પણ તેણે વિધવાઓનો કકળાટ અને તેમની અસહાયતાને લક્ષમાં લઈ બંધ કર્યો.

સિદ્ધરાજની પેઠે કુમારપાલે પણ ઘણાં મંદિરો બંધાવ્યાં તેમજ સમરાવ્યાં. તેણે સોમેશ્વર અને કેદારનાથનાં મંદિરોનો ઉદ્ધાર કરાવ્યો, અને સ્વપ્નમાં આવેલા શંભુની

આજ્ઞાથી અણહિલપુરમાં જ કુમારપાલેશ્વરનું મંદિર બંધાવ્યું. સિદ્ધરાજને જ પગલે, તેમજ પોતાના જૈન ગુરુની અસરથી તેણે અણહિલપુરમાં તેમજ દેવપત્તનમાં પાર્શ્વનાથનાં પણ મંદિર બંધાવ્યાં. પરંતુ કુમારપાલ છેક સુધી શૈવ જ રહ્યો હતો. એ બાબત વિષે આપણે પછીથી યથાસ્થાને ચર્ચા કરીશું. તેનો રાજપુરોહિત સર્વદેવ વિષ્ણુભક્ત હતો, તથા મનુસ્મૃતિમાં પારંગત મનાતો હતો. વિ० સ० ૧૨૩૦ના શરૂઆતના ભાગમાં કુમારપાલના મૃત્યુ બાદ તેની રાખ લઈને તે જ પ્રયાગ ગયો હતો.

હેમચંદ્રાચાર્ય કુમારપાલના ધર્મગુરુ જ હતા એમ નહોતુ, તે તેના રાજગુરુ પણ હતા. કુમારપાલને પુત્ર નહોતો તેથી પોતાની પાછળ ગાદી કોને આપવી, તે બાબત તેણે હેમચંદ્રાચાર્યની સલાહ લીધી હતી. હેમચંદ્રાચાર્યનો વિચાર કુમારપાલની દીકરીનો પુત્ર પ્રતાપમલ્લ ગાદીએ આવે એમ હતો. પરંતુ આભડ વગેરે શેઠોનો વિચાર રાજગાદી પિતૃવંશમાં જ રહેવી જોઈએ એવો હતો. કુમારપાલનો ભત્રીજો અજયપાલ, કુમારપાલ તેમજ હેમાચાર્યના મન ઉપર સારી છાપ પાડી શક્યો નહોતો. હેમાચાર્યને એવો ડર હતો કે, તે જો ગાદીએ આવશે, તો કુમારપાળે સ્થાપેલી બધી ધાર્મિક વ્યવસ્થા ધૂળ મળી જશે. પરંતુ, હેમાચાર્યના શિષ્ય બાલચંદ્રે પોતાના મિત્ર અજયપાલનો પક્ષ લઈ, તેને આ બધી મંત્રણાની ખબર આપી દીધી. અને અંતે, હેમાચાર્યના મૃત્યુ બાદ ૩૨ દિવસે, અજયપાલે આપેલા ઝેરથી કુમારપાલના પ્રાણ ગયા.

## ૩

અત્યાર સુધી આપણે 'યોગશાસ્ત્ર'ના લેખક હેમચંદ્રાચાર્યના સમયની રાજકીય પરિસ્થિતિ જોઈ આવ્યા. નાના નાનાં અંદર અંદર લડતા રાજ્યોને જન્મે ગુજરાત પહેલી વાર એક મોટા સામ્રાજ્યનુ કેંદ્ર બન્યુ હતુ તેની રાજધાની અણહિલપુર વેપારીઓ, સોદાગરો, મુસાફરો, તેમજ વિદ્યાર્થીઓ અને વિદ્વાનોનુ મુખ્ય ધામ બની ગયુ હતુ જયસિંહના વખતથી જ, ગુજરાત, તેનો રાજા, અને તેની રાજધાની એ ત્રણની સર્વશ્રેષ્ઠતાને કબૂલ ન રાખવી એ વાગ્યુદ્ધ કે શસ્ત્રયુદ્ધથી જ પતવી શકાય એવો મુદ્દો ગણાવા લાગ્યો હતો 'ગુજરાત એ વિવેક અથવા વિદ્યામાં બૃહસ્પતિ છે, તેનો રાજા સિદ્ધચક્રવર્તી છે, અને તેનુ અણહિલપુરપત્તન એ નરસમુદ્રરૂપ છે' — એ ત્રણ બાબતો જેને કબૂલ ન હોય, તે સામો આવી જાય — એવો ત્યાંના લોકોનો બહારના બધાને પડકાર હતો: 'गूर्जरत्राया विवेकबृहस्पतित्वं, नृपस्य सिद्धचक्रित्वं, पत्तनस्य च नरसमुद्रत्वमसहन् विवदते।'

વનરાજે વિ૦ સં૦ ૮૦૨મા અણહિલપુરને ગુજરાતની રાજધાની બનાવ્યુ, ત્યારથી તેનો પ્રતિકામ ઉત્તરોત્તર વધતી જતી સમૃદ્ધિ, આબાદી અને ગૌરવનો જ રહ્યો છે. વિ૦ સં૦ ૧૧૯૬ના દોહદના શિલાલેખમા જણાવ્યુ છે કે, 'તે નગરનાં દેવાલયો એટલાં ગગનચૂંબી તેમજ અસંખ્ય હતા, કે સૂર્યનો રથ તેમા અટવાઈ જતો.' હેમચંદ્રાચાર્યે પોતાના 'પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય'માં જણાવ્યુ છે કે, 'હનુમાન આખી લંકા ખૂંદી આવ્યા પણ થાકયા નહોતા, પરંતુ તે

અણુહિલપુરને એક છેડેથી બીજા છેડા સુધી ચાલી જુએ, તો તેમને ખબર પડે'' એ શહેરનો વિદ્યાવ્યાસંગ તો એટલો સુપ્રસિદ્ધ હતો કે, લોકો એમ જ માનતા કે સહસ્રલિંગની આજુબાજુનાં વિદ્યાપીઠોમાં 'મૂંગાંને મૂકી આવો, તોપણ તે એક ક્ષણમાં ષટ્દર્શન બોલવા લાગી જાય''

અણુહિલપુરના લોકો સમૃદ્ધ અને સુખી હતા, એ કહેવાની તો જરૂર જ નથી. પરંતુ તે કેટલી કેટલી જાતના હતા, તે તેમાં રહેતા '૯૬ સંપ્રદાયો' ની સંખ્યા ઉપરથી જણાય છે. લોકોની નીતિ વિષે કહેતાં હેમચંદ્રાચાર્ય એ નગરને 'ધર્માગાર' અથવા ધર્મપુરીની જ ઉપમા આપે છે. પ્રસિદ્ધ મુસાફર અલ-ઇદ્રીસી જણાવે છે કે, 'હિંદુઓમાં સામાન્ય રીતે ન્યાયવૃત્તિનુ પ્રાધાન્ય હોય છે. મુસલમાન સોદાગરો મોટી સંખ્યામાં વેપાર અર્થે અહીં આવે છે. રાજા તેમજ તેના અમલદારો તેમનો સારો સત્કાર કરે છે, અને તેમને પૂરતું સંરક્ષણ અને સહીસલામતી આપે છે. હિંદુઓનું સૌજન્ય, વફાદારી અને પ્રમાણિકતા સુપ્રસિદ્ધ છે. તેમની પ્રમાણિકતાનો એક દાખલો આપું. કોઈ લેણદારને પોતાના પૈસા પાછા લેવાની ઇંતેજારી હોય, તો તે દેણદારની આજુબાજુ એક કૂંડાળું દોરે છે. એટલે જ્યાં સુધી તેને સંતોષ ન થાય, કે તેના પૈસા પાછા ન વળી રહે, ત્યાં સુધી પેલો દેણદાર તે કૂંડાળામાંથી ખસતો જ નથી. અહીંના લોકો ધાન અને શાક ખાય છે, તથા પશુવધ કદી કરતા નથી. તેમને ઢોર પ્રત્યે ઘણો પ્રેમ હોય છે. ઢોર મરી ગયા બાદ લોકો તેને દાટે છે. તથા તે વૃદ્ધ થવાથી બેકામ થઈ જાય, ત્યારે પણ તેને પાળેપોષે છે.'

હેમચંદ્રે તો અણહિલપુરને 'શૌર્યમાં પ્રથમ, શાસ્ત્રમાં પ્રથમ, ઇંદ્રિયનિગ્રહમાં પ્રથમ, સમાધિમાં પ્રથમ, સત્યમાં પ્રથમ, ષડ્દર્શનમાં પ્રથમ અને ષડંગોમાં પણ પ્રથમ' કહ્યું છે.

ભીમદેવના વખતથી જ (વિ૦ સં૦ ૧૦૭૮ થી વિ૦ સં૦ ૧૧૨૦ = ઈ સ. ૧૦૨૧–૧૦૬૪) અણહિલપુર વિદ્યાઓ અને વિદ્વાનોનું મથક બનવા લાગ્યું હતું. ધારા અને અણહિલપુર વચ્ચે રણયુદ્ધની જ નરમાઈ નહોતી ચાલતી; પરંતુ વાગ્યુદ્ધની પણ તેટલી જ નરમાઈ ચાલતી. અણહિલપુરવાસીઓનો સર્વધર્મસમભાવ તો અત્યારે પણ આપણને નવાઈ પમાડે તેવો છે. ભીમદેવના પુરોહિત સોમેશ્વર બ્રાહ્મણધર્મી હોવા છતાં, તેણે સુવિહિત જૈનોને અણહિલપુરમાં રહેવાની છૂટ અપાવી. શૈવસંપ્રદાયીઓનો આચાર્ય જ્ઞાનદેવ જ્યારે રાજાને મળવા આવ્યો, ત્યારે તેને આ વાતની ખબર આપવામાં આવી. ત્યારે તેણે ખુશી થઈને કહ્યું, 'બધા સંતપુરુષોને સન્માન આપવું એ જ રાજાનો ધર્મ છે. શિવ એ જ જિન છે. ભેદ ઉપર ભાર મૂકવો એ મિથ્યામતિનું લક્ષણ છે. માટે સુવિહિત જૈનોને શિવમંદિર ત્રિપુરુષની માલકીની જમીન આપો, અને તેમને કોઈના તરફથી ડખલ ન થાય તેની હું તપાસ રાખીશ.' એ જ સુવિહિત જૈનોમાંના બુદ્ધિસાગરે ૮૦૦૦ શ્લોકોનું એક વ્યાકરણ લખ્યું હતું. અને જિનેશ્વરે તર્કશાસ્ત્ર ઉપર એક ગ્રંથ લખ્યો હતો.

અણહિલપુરના એ વખતના મોટા વિદ્વાન શાન્તિસૂરિ હતા. તેમણે ભોજના દરબારમાંથી ધનપાલે મોકલેલા ધર્મને

વાદવિવાદમાં હરાવ્યો હતો. તે 'વાદિચક્રી' હતા તેમજ 'કવીન્દ્ર' પણ હતા. ધનપાલની વિનંતિથી અને ભીમદેવની રજાથી તે ધારામાં ગુર્જર દેશના પ્રતિનિધિ તરીકે ગયા હતા, અને ત્યાં ભોજે, તેમને, તે જેટલા વાદીઓને હરાવે તેટલા વાદી દીઠ એક લાખ રૂપિયા આપવાનું કહ્યું હતુ. તે પ્રમાણે તેમણે ૮૪ વાદીઓને હરાવ્યા હતા, અને ભોજ પાસે 'વાદિવેતાલ' નો ઇલ્કાબ મેળવ્યો હતો. ભોજે આપેલા રૂપિયા તેમણે મંદિરો બંધાવવામાં વાપરી નાખ્યા હતા. 'સન્મતિતર્ક' ગ્રંથ ઉપરની મોટી ટીકાના કર્તા અભયદેવસૂરિ શાન્તિસૂરિના આચાર્ય હતા. શાંતિસૂરિ બૌદ્ધ તર્કશાસ્ત્ર પણ શીખવતા હતા, અને તે જમાનામાં તે બહુ કઠણ મનાતુ હતુ. દ્રાવિડ દેશમાથી પણ એક વાદી વાદવિવાદ કરવા અણહિલપુર આવ્યો હતો. તેને પણ શાંતિસૂરિએ હરાવ્યો હતો. શાંતિસૂરિએ ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર ટીકા લખી છે. ભીમદેવ પછી કર્ણના રાજ્ય દરમ્યાન કાશ્મીરી કવિ બિલ્હણ અણહિલપુરમાં આવ્યો હતો. તેણે કર્ણદેવ અને સિદ્ધરાજની માતા મીનલદેવીની પ્રેમકથાનુ વસ્તુ લઈ 'કર્ણસુંદરી' નાટિકા લખી છે. કર્ણદેવ વિષ્ણુભક્ત હતો. જૈન અંગ ગ્રંથોમાંથી નવ અંગોની ટીકા લખનારા 'નવાંગીટીકાકાર' અભયદેવસૂરિની પ્રવૃત્તિ કર્ણના રાજકાળના મધ્યભાગ સુધી વ્યાપેલી હતી. આ અભયદેવ અને ઉપર જણાવેલા શાંતિસૂરિના ગુરુ અભયદેવ એ બે જુદી વ્યક્તિઓ છે.

કર્ણદેવ પછી સિદ્ધરાજના વખતમાં તો અણહિલપુરનુ વિદ્યાના મથક તરીકેનું મહત્ત્વ ઘણુ જ વધી ગયુ. સિદ્ધરાજ

પોતે પણ વિદ્વાન હતો. તેના રાજદરબારમા દિગબર કુમુદચંદ્ર અને શ્વેતાંબર દેવસૂરિ વચ્ચે વિવાદ થયો હતો. સાખ્યશાસ્ત્રી વાદિસિંહે આવીને અણહિલપુરમાં પડકાર કર્યો, ત્યારે જયસિહે પોતાના નગરનુ નામ ન જાય તે માટે તેનો પડકાર ઝીલવા ગોવિંદાચાર્યને વિનંતિ કરી. તેમણે પોતાના શિષ્ય વીરાચાર્યને મોકલ્યો. તેણે વાદિસિંહનો પરાજ્ય કર્યો. એ જ વીરાચાર્યે કમલકીર્તિ નામના દિગબર તાર્કિકને હરાવ્યો હતો પરંતુ, સિદ્ધરાજ તેમજ કુમારપાલના વખત સુધી પોતાની પ્રખર વિદ્વાન તરીકે સુખ્યાતિ ફેલાવનાર તો દેવસૂરિ જ હતા. તે ઉપર જણાવેલા શાંતિસૂરિના શિષ્ય હતા. દેવસૂરિના લખેલા 'પ્રમાણનયતત્ત્વાલોક', અને 'સ્યાદ્‌વાદરત્નાકર' ગ્રથો જોવાથી જણાય છે કે, ભાગવત-સંપ્રદાયી દેવબોધિ, હેમચંદ્રે પોતે અને યશશ્ચંદ્ર તથા યશોવિજયે તેમની કરેલી પ્રશંસા વાસ્તવિક છે. તેમણે દિગંબર કુમુદચંદ્રને હરાવ્યો, એ ગુજરાતના શ્વેતાંબરો માટે એક અગત્યની બીના હતી. કારણ કે, હેમચંદ્રે જણાવ્યુ છે તેમ, દેવસૂરિએ કુમુદચંદ્રને હરાવીને વાદની શરત પ્રમાણે તેને ગુજરાત બહાર કાઢયો ન હોત, તો ગુજરાતમા કોઈ શ્વેતાંબર જ ન રહ્યો હોત. દેવસૂરિ વિ૦ સં૦ ૧૧૪૩ (એટલે કે ઈ. સ. ૧૦૮૭)મા મદ્દાહૃત (અત્યારના પાલનપુર રાજ્યમાં આવેલા મદહર) ગામમાં જન્મ્યા હતા. ભાગવત સંપ્રદાયી દેવબોધે અણહિલપુરમાં આવી પડકાર નાખ્યો ત્યારે છ મહિના સુધી કોઈ તેનો જવાબ ન આપી શકયું. પછી દેવસૂરિએ આવીને તેનો મદ ભાગ્યો. જયસિંહના રાજદરબારના પંડિતો વિષે

કહેવાય છે કે, બીજા વાદીઓ જ્યાં સુધી જયસિંહદેવની સભામાં આવ્યા નથી, ત્યાં સુધી જ વ્યાકરણ, કાવ્ય, અને તર્કની બાબતમાં તેમનો મદ રહે છે. જયસિંહના બહુમાન્ય કવિ શ્રીપાલ વિષે તો એમ કહેવાય છે કે, તે એક દિવસમાં એક મહાપ્રબંધ રચી શકતો. ન સુરદાસ હતો. 'ગણરત્ન-મહોદધિ'ના કર્તા પંડિત વર્ધમાનસૂરિ અને 'વાગ્ભટાલંકાર'ના કર્તા વાગ્ભટ પણ જયસિંહના રાજ્યકાળમાં થઈ ગયા.

હેમચંદ્રાચાર્યને કેવા વિદ્યાવ્યાસંગી જમાનામાં નામ કાઢવાનું હતું, તે ઉપરના ટૂંક બયાન ઉપરથી કલ્પી શકાશે.

૪

હેમચંદ્રાચાર્યનો જન્મ વિ૦ સં૦ ૧૧૪૫ (ઈ. સ. ૧૦૮૯) ની કાર્તિકી પૂર્ણિમાની રાત્રે થયો હતો. તેમના પિતાનું નામ ચચ્ચ અને માતાનું નામ પાહિણી હતું. પાહિણી જૈન મતાનુયાયી હતી, અને ચચ્ચ માહેશ્વરી હતો. હેમચંદ્રાચાર્યનું નાનપણનું નામ ચાંગદેવ હતું. 'હેમચંદ્રાચાર્યના જ સમકાલીન સોમપ્રભસૂરિએ લખેલ 'કુમારપાલપ્રતિબોધ'માં જણાવ્યા પ્રમાણે (પાન ૨૧) નાનપણથી જ ચાંગદેવને 'ધર્મ સિવાય બીજી કાંઈ બાબતમાં ચેન પડતું નહિ.' ચાંગદેવ પાંચેક વર્ષનો થયો તે અરસામાં જ (વિ૦ સં૦ ૧૧૫૦) 'ઠાણવૃત્તિ' અને 'શાંતિજિનકથા'ના લેખક દેવચંદ્રસૂરિ ફરતાફરતા ધંધુકામાં આવ્યા. એક વખત તેમનું વ્યાખ્યાન પૂરું થયા બાદ ચાંગદેવ તેમની પાસે ગયો અને તેમની પાસે 'ભવસમુદ્ર તરવા માટે ચારિત્રનૌકા આપવાની' માગણી કરી. ગુરુએ તેને તેનાં માબાપનું નામ પૂછ્યું. તે વ્યાખ્યાનમાં

ચાંગદેવનો મામો નેમિ પણ હાજર હતો. તેણે દેવચંદ્રને બધી માહિતી આપી. ગુરુએ નેમિને જણાવ્યું કે, આ છોકરો વિલક્ષણ છે તથા જિજ્ઞાસુ છે, માટે જો તેના પિતા રજા આપે ના અમે તેને સાથે રાખીએ અને શાસ્ત્રાદિ ભણાવીને પાવરધો કરીએ. પરંતુ તેના પિતાએ ના પાડી. છતાં ચાગદેવ તો દેવચંદ્રની સાથે જ ખભાત ચાલ્યો આવ્યો અને ત્યાં તને ખંભાતના મંત્રી ઉદયનના પુત્રો સાથે મૂકવામા આવ્યો. ત્યારબાદ તના પિતા ચચ્ચને સમજાવવાના પ્રયત્નો થયા અને અંત વિ૦ સં૦ ૧૧૫૪ (ઈ. સ. ૧૦૯૮)માં ચાગદેવન દીક્ષા આપવામા આવી. 'પ્રબધચિંતામણિ'માં જણાવ્યા પ્રમાણે ચચ્ચે પોતે જ બધો દીક્ષાવિધિ જાતે હાજર રહીને ઊજવ્યો હતો. દીક્ષા આપ્યા પછી ચાંગદેવનુ નામ સોમચંદ્ર પાડવામાં આવ્યુ.

સોમચંદ્ર થોડા જ વખતમાં 'તર્ક, લક્ષણ અને સાહિત્યમાં પાવરધો થઈ ગયો' પરંતુ એટલાથી તેને સંતાપ ન થયો. તેથી તે ખંભાતથી નીકળીને કાશ્મીર જવા નીકળ્યો. કાશ્મીર તે વખતે વિદ્યાનુ મુખ્ય ધામ ગણાતું હતુ પરંતુ એમ કહેવાય છે કે, રસ્તામા મધ્યરાત્રે તે ધ્યાનમાં બેઠો હતો, ત્યારે તેને બ્રાહ્મી દેવીએ પ્રગટ થઈને જણાવ્યુ કે, 'તારે આટલા માટે ઠેઠ કાશ્મીર જવાની જરૂર નથી, કારણ કે તને જોઈતુ બધુ અહીં જ મળી જશે.' એ બધુ ગમે તેમ હો, પણ એટલુ તો નક્કી કે, હેમચંદ્રને વિદ્યાભ્યાસ માટે કાશ્મીર જવાનો વિચાર હતો; પરંતુ અંતે તેમને ગુજરાતમાં જ કાશ્મીરી વિદ્વાનો મળી આવ્યા હશે, તેથી એટલે દૂર જવાની જરૂર રહી નહિ હોય. 'સિદ્ધહેમ'

વ્યાકરણ લખતી વખતે તેમણે કાશ્મીરથી આઠ વ્યાકરણ ખાસ માણસ મોકલીને મંગાવ્યાં હતાં; અને બિલ્હણ જેવા કાશ્મીરના કવિઓ તથા 'ઉત્સાહ' જેવા કાશ્મીરના પ્રસિદ્ધ વૈયાકરણીઓ અણહિલપુરમાં હતા. એ બધું ખ્યાલમાં રાખતાં, હેમચંદ્રાચાર્યના વિદ્યાભ્યાસને અને કાશ્મીરને કોઈ રીતે કંઈ લેવાદેવા હતી એ સમજી શકાય છે. 'કુમારપાલ-પ્રતિબોધ'માં જણાવ્યા પ્રમાણે દીક્ષા લીધા પછી સોમચંદ્રે પોતાનો વખત કઠોર તપશ્ચર્યામાં ગાળ્યો હતો, અને ત્યારબાદ 'થોડા વખતમાં જ તે આખો શાસ્ત્રસમુદ્ર ઓળંગી ગયા હતા.' તેમની શરૂઆતની આ યોગસાધના જ તેમની બધી શક્તિઓને વિકસાવવામાં તેમજ એકત્રિત કરવામાં કારણભૂત થઈ, એ તરત જ પછીની તેમની અવધ્ય પ્રવૃત્તિથી કલ્પી શકાય છે. તેમની બુદ્ધિની પ્રખરતા અને તેમના ચારિત્રની તેજસ્વિતા જોઈને, અંતે, તેમના ગુરુએ તેમને વિ૦ સં૦ ૧૧૬૬ (ઈ. સ. ૧૧૧૦)માં ૨૧ વર્ષની વયે સૂરિપદે સ્થાપ્યા, અને તેમના ગૌરવર્ણને કારણે તેમનું નામ માત્ર સોમચંદ્ર રાખવાને બદલે હેમચંદ્ર રાખ્યું તેમને સૂરિપદે સ્થાપવાનો વિધિ નાગપુર (નગોર) મુકામે થયો હતો.

હેમચંદ્રાચાર્ય સુરિ થયા બાદ તેમની માતા પાહિણીએ પણ દીક્ષા લીધી. હેમચંદ્ર અણહિલપુરમાં ક્યારે આવ્યા તે નક્કી કરી શકાતું નથી. 'પ્રબંધચિંતામણિ' (પા. ૬૭)માં જણાવ્યા પ્રમાણે હેમચંદ્ર જો કુમુદચંદ્રના વિવાદ પ્રસંગે હાજર હોય, તો તે વિ૦ સં૦ ૧૧૮૧ (ઈ. સ. ૧૧૨૫)ના અરસામાં સિદ્ધરાજના દરબારમાં આવતા જતા થયા હોવા જોઈએ. "'કુમારપાલપ્રતિબોધ'માં જણાવ્યા પ્રમાણે, અણહિલપુરમાંથી

નાસી જતા પહેલાં કુમારપાલ સિદ્ધરાજને મળવા આવેલો, તે વખતે તેણે હેમચંદ્રને રાજા પાસે સિંહાસન ઉપર બેઠેલા જોયા હતા. એ વાત સાચી હોય, તો વિ૰ સં૰ ૧૧૬૯ (ઈ સ. ૧૧૧૩)ના અરસામાં હેમચંદ્ર અણહિલપુર આવી ગયા હોવા જોઈએ, અને રાજાના પ્રેમપાત્ર પણ બન્યા હોવા જોઇએ. હેમચંદ્રની અને સિદ્ધરાજની સૌથી પહેલી મુલાકાત આ પ્રમાણે વર્ણવાય છે :

એક વખત હેમચંદ્ર કોઈ દુકાને ઊભા હતા. તે વખતે સિદ્ધરાજ હાથીએ બેસીને ત્યાં થઈને જતો હતો. તે વખતે રાજાનો હાથી કોઈ કારણથી પોતાની મેળે થોભ્યો. કે હેમચંદ્રની તેજસ્વી મૂર્તિ જોઈને રાજાએ પોતે તેને થોભાવ્યો; પરંતુ તે વખતે હેમચંદ્રને એક શ્લોક બોલવાનો પ્રસંગ મળી ગયો. તે શ્લોકની રચનાથી ખુશ થઈ રાજાએ તેમને બપોર પછી પોતાને ત્યાં મળવા બોલાવ્યા.

વળી, માળવા જીતીને રાજા પાછો આવ્યો ત્યારે બધા સંપ્રદાયના આચાર્યો રાજાને અભિનંદન કરવા આવ્યા હતા. તે વખતે હેમચંદ્રાચાર્ય પણ હાજર હતા; અને તેમણે પોતાના શ્લોકથી રાજાનું ધ્યાન ખેંચ્યું હતું. આ પ્રસંગ વિ૰ સં૰ ૧૧૯૧-૨ (ઈ. સ. ૧૧૩૬)માં બન્યો હોવો જોઈએ. આ દરમ્યાન રાજાએ અવન્તીમાં ભોજવ્યાકરણ જોયું હતું, અને તે ઉપરથી આગળ જણાવ્યા પ્રમાણે ગુજરાતનું જુદું વ્યાકરણ રચાવવાની ગાંઠ તેણે મનમાં વાળી હતી. એટલે રાજાએ હેમચંદ્રને એક નવીન, સહેલું તથા સંપૂર્ણ વ્યાકરણ રચવાનું જણાવ્યું. હેમાચાર્યે રાજાનું કહેવું ખુશીથી કબૂલ રાખ્યું; અને કાશ્મીર દેશથી તેમજ

બીજેથી જૂના વ્યાકરણગ્રંથો મગાવી, તેમણે તે કામ સફળતાથી પૂરું કર્યું 'બધા પંડિતોએ તે વ્યાકરણને સૌથી ઉત્તમ કહીને કબૂલ રાખ્યું, અને તેને પ્રમાણભૂત ઠરાવ્યું.' તેની અનેક નકલો તૈયાર કરાવીને હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમાં મોકલવામાં આવી. તથા અણહિલપુરમાં તો તે વ્યાકરણ જ ભણાવવાની ખાસ વ્યવસ્થા કરવામાં આવી, અને તેની વાર્ષિક પરીક્ષા લઈ, તેમાં પાસ થનારને પારિતોષિકો આપવાનું નક્કી થયું.

હેમચંદ્ર અને જયસિંહના સંબંધ વિષે ઘણા પ્રસંગો જુદા જુદા સમકાલીન તેમજ પછીના ગ્રંથોમાં નોંધાયા છે. આપણે અહીં, હેમાચાર્યના સર્વધર્મસમભાવને લગતો એક પ્રસંગ ઉતારીએ. જયસિંહે એક વખત જુદા જુદા પંથોના આચાર્યોને બોલાવીને પૂછ્યું કે, 'ઈશ્વર, ધર્મ અને અધિકારી એ બાબતોમાં સત્ય શું છે?' તે વખતે દરેક આચાર્ય પોતપોતાના સંપ્રદાયનો મત જ વખાણવા લાગ્યો, અને બીજાના મત નિંદવા લાગ્યો. આથી રાજાની મુશ્કેલી ઘટવાને બદલે વધી. તે વખતે હેમાચાર્યે તેને જવાબ આપતાં નીચેની વાત કહી સંભળાવી:

"એક સ્ત્રીએ પોતાના પતિને બીજી સ્ત્રીના પ્રેમમાંથી મંત્રતંત્ર વડે છોડાવવાનો પ્રયત્ન કરવા જતાં, તેને આખલો બનાવી દીધો. તે સ્ત્રીને પછી પોતાની ભૂલ સમજાઈ, અને તે ઘણું પસ્તાવા લાગી. એક વખત તે પોતાના પતિને એક ઝાડ નીચે ઊભી ઊભી ચરાવતી હતી અને આંસુ પાડતી હતી. તેવામાં ઉપર થઈને શિવ-પાર્વતી જતાં હતાં. પાર્વતીએ શિવને આ સ્ત્રીના રડવાનું કારણ પૂછતાં, શિવે

બધું કહી સંભળાવ્યું તથા જણાવ્યું કે, ઝાડની છાયામાં પેલી જડીબુટ્ટી ઊગેલી છે, તે જો તેના પતિને ખવરાવે, તો તે પાછો મનુષ્ય બની જાય. પેલી સ્ત્રીએ તે વાત સાંભળી, પરંતુ તેને તે છોડ કયો તેની ખબર ન હતી. તેથી તેણે ઝાડની છાયા જેટલા ભાગની આસપાસ કૂંડાળું કરી લીધું, અને તેની અંદરના બધા છોડ એકે એકે ઉખાડીને તે આખલાને ખવરાવવા લાગી. તેમ કરતાં કરતાં તેની જાણ બહાર પેલો છોડ આખલાના મોંમાં ગયો કે તરત તે મનુષ્ય થઈ ગયો. તે જ પ્રમાણે આ બધાં દર્શનોમાં સત્ય ક્યાં છુપાયું છે, તે આપણે જાણતા નથી; પરંતુ આ કલિયુગમાં બધાં દર્શનો પ્રત્યે યોગ્ય સદ્‌ભાવ રાખીએ, તો કદારેક આપણી અજાણમાં પણ સત્યનો લાભ આપણને જરૂર થઈ જાય."

એક બીજે પ્રસંગે હેમાચાર્યે રાજાને બધાં દર્શનોમાં સદાચારની જે સામાન્ય ભૂમિકા છે, તે તારવી બતાવી હતી.*

આવી બધી વાતો ઐતિહાસિક છે કે નહિ, તે વિષે આપણે કાંઈ નક્કી કહી શકીએ નહિ. પરંતુ, તે બધી જોતાં રાજા પ્રત્યેના હેમાચાર્યના ઉપદેશનું વલણ આપણને દેખાઈ આવે છે. હેમચંદ્રાચાર્યે જૈન અનેકાન્તવાદને 'સર્વ-દર્શન-સંગ્રહ' રૂપ માન્યો છે; અને એ અનેકાન્તવાદની ભાવના અનુસાર હેમચંદ્ર રાજાને સર્વધર્મસમભાવનો જ ઉપદેશ આપી શકે. ઘણા અર્વાચીન લેખકો હેમચંદ્રના આ વલણની પાછળ ગુપ્ત રહેલા ભિન્ન ભિન્ન કાલ્પનિક હેતુઓ બતાવે છે. પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ તો આપણે એટલું જ કહી

* 'કુમારપાલપ્રબંધ' પા. ૧૪-૫.

બીજેથી જૂના વ્યાકરણગ્રંથો મગાવી. તેમણે તે કામ સફળતાથી પૂરુ કર્યું. 'બધા પંડિતોએ તે વ્યાકરણને સૌથી ઉત્તમ કહીને કબૂલ રાખ્યુ, અને તેને પ્રમાણભૂત ઠરાવ્યુ.' તેની અનેક નકલો તૈયાર કરાવીને હિંદુસ્તાનના જુદા જુદા ભાગોમા મોકલવામા આવી. તથા અણહિલપુરમાં તો તે વ્યાકરણ જ ભણાવવાની ખાસ વ્યવસ્થા કરવામા આવી, અને તેની વાર્ષિક પરીક્ષા લઈ, તેમા પાસ થનારને પારિતોષિકો આપવાનુ નક્કી થયુ

હેમચંદ્ર અને જયસિંહના સંબંધ વિષે ઘણા પ્રસંગો જુદા જુદા સમકાલીન તેમજ પછીના ગ્રંથોમાં નોંધાયા છે. આપણે અહીં, હેમાચાર્યના સર્વધર્મસમભાવને લગતો એક પ્રસંગ ઉતારીએ જયસિંહે એક વખત જુદા જુદા પંથોના આચાર્યોને બોલાવીને પૂછ્યુ કે, 'ઈશ્વર, ધર્મ અને અધિકારી એ બાબતોમાં સત્ય શુ છે?' તે વખતે દરેક આચાર્ય પોતપોતાના સંપ્રદાયના મત જ વખાણવા લાગ્યો, અને બીજાના મત નિંદવા લાગ્યા. આથી રાજાની મુસ્કેલી ઘટવાને બદલે વધી. તે વખતે હેમાચાર્યે તેને જવાબ આપતા નીચેની વાત કહી સંભળાવી·

"એક સ્ત્રીએ પોતાના પતિને બીજી સ્ત્રીના પ્રેમમાંથી મંત્રતંત્ર વડે છોડાવવાનો પ્રયત્ન કરવા જતા, તેને આખલો બનાવી દીધો તે સ્ત્રીને પછી પોતાની ભૂલ સમજાઈ, અને તે ઘણુ પસ્તાવા લાગી. એક વખત તે પોતાના પતિને એક ઝાડ નીચે લીલી લીલી ચરાવતી હતી અને આંસુ પાડતી હતી. તેવામાં ઉપર થઈને શિવ-પાર્વતી જતાં હતા. પાર્વતીએ શિવને આ સ્ત્રીના રડવાનુ કારણ પૂછતાં, શિવે

બંધ કરી સંભળાવ્યું તથા જણાવ્યું કે ઝાડની છાયામાં પેલી જડીબુટ્ટી ઊગેલી છે, તે જો તેના પતિને ખવરાવે, તો તે પાછો મનુષ્ય બની જાય. પેલી સ્ત્રીએ તે વાત સાંભળી, પરંતુ તેને તે છોડ કયો તેની ખબર ન હતી. તેથી તેણે ઝાડની છાયા જેટલા ભાગની આસપાસ કૂંડાળું કરી લીધું, અને તેની અંદરના બધા છોડ એક એક ઉખાડીને તે આખલાને ખવરાવવા લાગી. એમ કરતાં કરતાં તેની જાણ બહાર પેલો છોડ આખલાના મોંમાં ગયો કે તરત તે મનુષ્ય થઈ ગયો. તે જ પ્રમાણે આ બધાં દર્શનોમાં સત્ય ક્યાં છુપાયું છે, તે આપણે જાણતા નથી. પરંતુ આ કલિયુગમાં બધાં દર્શનો પ્રત્યે યોગ્ય સદ્ભાવ રાખીએ તો કોઈવાર આપણી અજાણમાં પણ સત્યનો લાભ આપણને જરૂર થઈ જાય."

એક બીજે પ્રસંગે હેમાચાર્યે રાજાને બધાં દર્શનોમાં સ્યાદ્વાદની જે સામાન્ય ભૂમિકા છે, તે તારવી બતાવી હતી.*

આવી બધી વાતો ઐતિહાસિક છે કે નહિ, તે વિષે આપણે કાંઈ નક્કી કહી શકીએ નહિ. પરંતુ, તે બધી જોતાં રાજા પ્રત્યેના હેમાચાર્યના ઉપદેશનું વલણ આપણને દેખાઈ આવે છે. હેમચંદ્રાચાર્યે જૈન અનેકાન્તવાદને 'સર્વદર્શનસંગ્રહ' રૂપ માન્યો છે, અને એ અનેકાન્તવાદની ભાવના અનુસાર હેમચંદ્ર રાજાને સર્વધર્મસમભાવનો જ ઉપદેશ આપી શકે. ઘણા અર્વાચીન લેખકો હેમચંદ્રના આ વલણની પાછળ ગુપ્ત રહેલા ભિન્ન ભિન્ન કાલ્પનિક હેતુઓ બતાવે છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ તો આપણે એટલું જ કહી

---

* 'કુમારપાલપ્રબંધ' પા. ૧૪-૫.

શકીએ કે, તે જમાનામાં આવો સર્વધર્મસમભાવ સર્વત્ર વ્યાપેલો હતો સિદ્ધરાજ પોતે રુદ્રભક્ત હતો, છતાં તેણે જૈન મંદિરો બંધાવ્યાં હતાં તેના દાખલા આગળ ટાંક્યા છે જૈન–શૈવનો લગ્નસંબંધ તો હેમચંદ્રાચાર્યના માતપિતાના દાખલા ઉપરથી જ આપણે જોઈ શકીએ છીએ

હવે આપણે કુમારપાલના હેમચંદ્ર સાથેના સંબંધ ઉપર આવીએ કુમારપાલ વીસ વર્ષની ઉમરે સિદ્ધરાજથી ડરીને નાસી છૂટ્યો હતો તે વાત આપણે આગળ જણાવી ગયા છીએ ત્યાર પહેલાં તે સિદ્ધરાજને મળવા પટ્ટણમાં આવ્યો હતો એવી હકીકત 'કુમારપાલપ્રબંધ'માં જિનમંડન જણાવે છે દરબારમાં રાજા પાસે સિંહાસન ઉપર બેઠેલા હેમચંદ્રને જોયા તે વખતે તેને લાગ્યું કે, જે મુનિને રાજા પોતે આટલું માન આપે છે, તેનાં વધુ દર્શન આપણે કરવાં જોઈએ તેથી તે હેમાચાર્યના વ્યાખ્યાનગૃહમાં તેમને મળવા ગયો, અને મળ્યા બાદ સાગમાં સારો સદાચાર કયો, એમ તેમને પૂછ્યું હેમચંદ્રાચાર્યે જણાવ્યું કે, 'બીજાની પત્નીને સગી સહેન જેવી ગણવી, એ સૌથી ઉત્તમ સદાચાર છે'' આ વાત જો ઐતિહાસિક હોય, તો તે વિ० સં० ૧૧૬૯ (ઈ સ ૧૧૧૩) માં બની હોય આ પછી કુમારપાલની બીજી મુલાકાત ખંભાતમાં થઈ હતી તેનો ઉલ્લેખ આપણે આગળ કર્યો છે

પરંતુ, કુમારપાલનો હેમચંદ્રાચાર્ય સાથેનો નિકટનો સંબંધ તો વિ० સં० ૧૨૦૭ (ઈ સ ૧૧૫૧) પછી એટલે કે, પોતાના વિગ્રહોમાંથી પરવાર્યા બાદ જ થયો, એ વસ્તુ આપણે આગળ જણાવી ગયા છીએ એ નિકટન

સહવાસને પરિણામે જ કુમારપાલે પોતાના રાજ્યમા હિંસા, જુગાર, મદ્ય વગેરેના નિષેધના નિયમો પ્રવર્તાવ્યા સિદ્ધરાજની વિનતીથી હેમચંદ્રે જેમ 'સિદ્ધહેમ' વ્યાકરણ લખ્યુ હતુ, તેમ કુમારપાલના પોતાના ઉપયોગ માટે તેમણે યોગશાસ્ત્ર, વીતરાગસ્તુતિ, અને ત્રિશષ્ટિ-શલાકાપુરુષ-ચરિત્ર રચ્યા હતા

પરંતુ આ જગાએ એક પ્રશ્ન ઊઠી શકે તેમ છે કે, કુમારપાલ સાચે જ જૈનધર્મ સ્વીકાર્યો હતો કે કેમ? તે જૈનધર્મના એક પ્રખર આચાર્યની અસર તળે આવ્યો હતો તેમજ તેમણે સૂચવેલા કલ્યાણ નીતિનિયમ પાળતો—પળાવતો હતો, એ બાબતમા ના કહી શકાય નહી તે હેમચંદ્રાચાર્યને પોતાના ગુરુ માનતો હતો, તેમજ જૈન મંદિરો બંધાવી તેમા પૂજન કરવા જતો હતો, એ વાત પણ નિઃશંક છે પરંતુ એ ઉપરથી એમ અભિપ્રેત થતુ હોય, કે તેણે પોતાનો વંશપરંપરાગત શૈવ ધર્મ છોડી દીધો હતો, અને પુરાણોમા જણાવેલ દેવ–દેવીની ઉપાસના કરવાનુ બંધ કર્યું હતુ તો તેને ઐતિહાસિક પુરાવાઓનો ટેકો નથી એટલુ જ નહીં પણ સીધો વિરોધ છે હેમચંદ્રાચાર્યના સંસ્કૃત દ્વયાશ્રય કાવ્યમા જ ચોખ્ખુ જણાવ્યુ છે, કે, તેનામા શિવ પ્રત્યે પૂર્ણ ભક્તિ હતી તેમજ વિ૦ સં૦ ૧૨૨૯ (ઈ સ ૧૧૭૩)ના ભાવબૃહસ્પતિના લેખમા (એટલે કે કુમારપાલના રાજ્યકાળના છેલ્લા વર્ષમા) તેને 'માહેશ્વરનૃપાગ્રણી' એટલે કે માહેશ્વર રાજાઓમા શ્રેષ્ઠ કહ્યો છે આ બીનાઓ ઉપરથી જણાય છે કે તેણે પોતાના જીવનની રીતિ — નીતિ બદલી નાખી હતી, તેમજ પશુવધ કરીને દેવદેવીનુ પૂજન કરવાનુ છોડી દીધુ

હતુ, પરંતુ તેથી તે પોતાના વડીલોના ઇષ્ટદેવ શિવનો ભક્ત મટી ગયો નહોતો.

આ વસ્તુ એક બીજા પ્રસંગ ઉપરથી પણ સ્પષ્ટ થાય છે. કુમારપાલને જ્યારે વિક્રમની પેઠે જગતમાં કાંઈક અપૂર્વ કરીને અમર થવાની ઇચ્છા થઇ, ત્યારે હેમાચાર્યે તેને બે રસ્તા સૂચવ્યા: કાં તો આખી પૃથ્વીને રાજભંડારમાંથી ધન આપીને કરજમુક્ત કરી પોતાનો સંવત સ્થાપવો, અથવા સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવો. પહેલો રસ્તો અજમાવવા માટે તો પોતાની પાસે પુષ્કળ ધન જોઈએ. હેમાચાર્યના ગુરુને સોનુ બનાવતા આવડતુ હતુ. હેમાચાર્યે રાજાના નામની સાથે જૈનધર્મનુ નામ પણ અમર થાય એવી કામનામાં તણાઈ, પોતાના ગુરુને અણહિલપુર આવી રાજાને જોઈતું સોનુ બનાવી આપવાનુ કહ્યું. તેમના ગુરુ તો હેમાચાર્યની આ માગણી સાંભળી દિગ્મૂઢ થઈ ગયા; અને રાજા વગેરેની સોબતમાં તેમજ તેમની મદદથી જૈનધર્મની ઉન્નતિ સાધવાની લાલસામાં તે ક્યાં આવીને ઊભા રહ્યા છે, તે તેમને જણાવ્યું. આ વસ્તુ હેમચંદ્રાચાર્યના જીવનમાં પરિવર્તનકારી થઈ પડી. તેમને પોતાનું જીવન અને જીવનકાર્ય નવેસરથી તપાસી જોવાની જરૂર પડી. એ વાત જુદી છે. પરંતુ ત્યાર પછી તેમણે રાજાને અમર થવા માટે સોમનાથના મંદિરનો જીર્ણોદ્ધાર કરવાનો રસ્તો કબૂલ રાખવા સમજાવ્યો. જીર્ણોદ્ધારનું કામ પૂરુ થતાં રાજા જ્યારે સોમનાથની વિધિવત્ પૂજા કરવા ગયો, ત્યારે હેમચંદ્ર પણ રાજાની સાથે ત્યાં ગયા હતા. આ દાખલા ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, રાજાએ પોતાનો શૈવધર્મ છોડ્યો નહોતો, તેમજ હેમાચાર્યે

પણ તેમ કરવાની તેને ફરજ પાડી નહોતી. ઊલટું, પોતાના મૂળ સંપ્રદાયમાં જ રહેવાની બાબતમાં હેમાચાર્ય આ રીતે તેને ઉત્તેજન પણ આપતા હતા.

સિદ્ધરાજ સાથેના હેમાચાર્યના પ્રસંગોની પેઠે કુમારપાલ સાથેના પણ કેટલાય પ્રસંગો સાહિત્યમાં નોંધાયા છે. અને તેમાં તો અદ્ભુતતા અને ચમત્કારોનું પ્રમાણ પણ વધતું જાય છે. દિવ્યદૃષ્ટિથી પરિણામ જોઈ લઈ, રાજાને અગાઉથી ચેતવી દેવાના; સંકલ્પબળથી રોગ મટાડવાના, એવા એવા ઘણા પ્રસંગો વર્ણવવામાં આવે છે. હેમચંદ્રાચાર્યના સમકાલીન લેખકના પુસ્તકમાં જ હેમાચાર્યના જન્મ પહેલાં તેમની માતાને આવેલ સ્વપ્નની કથા આપેલી છે. તે જોતાં તે વખતથી જ હેમાચાર્યને તીર્થંકર જેવા અદ્ભુત પુરુષ માનવાની શરૂઆત થઈ ગઈ હતી, એમ ચોખ્ખું દેખાય છે. તેમનું સમગ્ર જીવન અને પ્રવૃત્તિ તપાસતાં તેમની અદ્ભુતતા વિષે આપણને છેક જ અશ્રદ્ધા નથી થતી. પરંતુ, તે પ્રસંગોને વિશેષ મહત્ત્વ આપવાની પણ જરૂર નથી. તેમણે જે ગ્રંથો પોતાની પાછળ મૂક્યા છે, તે ઉપરથી જ તેમની તેજસ્વિતાની અને વિદ્વત્તાની આપણને પૂરેપૂરી પ્રતીતિ થઈ જાય છે. આપણે તે મુદ્દા ઉપર જ હવે આવીએ.

## ૫

હેમચંદ્રાચાર્યની લેખનપ્રવૃત્તિ એટલી વિશાળ તેમજ વિવિધ છે, કે તેમને 'કલિકાલસર્વજ્ઞ' કહેવામાં આવે છે. અને તે યથાયોગ્ય જ છે. તેમનો પહેલો તથા મુખ્ય ગ્રંથ 'શબ્દાનુશાસન' છે. તે ગ્રંથ જ તેમણે સૌથી પ્રથમ લખ્યો

હશે, એમ તો નહીં હોય પરંતુ ને ગ્રંથ લખતાં પહેલાંની તેમની લેખનપ્રવૃત્તિની અત્યારે આપણને માહિતી નથી. વ્યાકરણ શાસ્ત્રના સામાન્ય રીતે પાંચ અંગો ગણાય છે: (૧) સૂત્ર, (૨) ગણપાઠ, (૩) ધાતુપાઠ, (૪) ઉણાદિ, અને (૫) લિંગાનુશાસન બીજા વ્યાકરણગ્રંથોની બાબતમાં એમ બન્યું છે કે આ પાંચ અંગો જુદા જુદા લેખકોએ લખેલાં છે પરંતુ, આ 'સિદ્ધહેમ' વ્યાકરણની બાબતમાં તો તે પાંચે અંગો હેમચંદ્રે જ લખ્યાં છે નથી તે વ્યાકરણ સંપૂર્ણ તેમજ એકધારું બન્યું છે તેની બીજી વિશેષતા એ છે કે, તે માત્ર સંસ્કૃત ભાષાનું જ વ્યાકરણ નથી તેના કુલ ૪૬૮૫ સૂત્રામાંથી ૧૧૧૯ સૂત્રો પ્રાકૃત ભાષાઓ માટે છે. તે સૂત્રો ઉપર તેમણે એક નાની અને એક મોટી એમ બે ટીકાઓ પણ લખી છે. સિદ્ધરાજે 'સંપૂર્ણ' તેમજ 'સહેલું' વ્યાકરણ રચવા માટે કરેલી માગણી આ વ્યાકરણથી હેમચંદ્રાચાર્યે અક્ષરસઃ પૂરી પાડી છે

વ્યાકરણ તેમજ તેનાં અંગો પૂરાં કર્યાં બાદ હેમચંદ્રાચાર્યે સંસ્કૃત તેમજ દેશી શબ્દોના કોશ તૈયાર કરવાનું કામ હાથમાં લીધું. પ્રથમ તેમણે નામમાળા રચી અને તેનું નામ 'અભિધાનચિંતામણિ' રાખ્યું. તેની ટીકા પણ તેમણે પોતે લખી. 'અભિધાન ચિંતામણિ-પરિશિષ્ટ' નામથી જાણીતાં પરિશિષ્ટો પણ તેમણે તેના દરેક કાંડને અંતે મૂક્યાં છે. એ આખા સંસ્કૃત કોશને પૂરો કરવા તેમણે 'અનેકાર્થસંગ્રહ' નામની પૂર્તિ લખી છે. તેની ટીકા તેમના શિષ્ય મહેન્દ્રસૂરિએ લખી છે. હેમચંદ્રાચાર્યની કીર્તિ સંસ્કૃત કોશકાર તરીકે સારી જામી હતી, તેમજ

તેમનો ગ્રંથ પ્રમાણભૂત મનાવા લાગ્યો હતો. એ વસ્તુ, તેમના ગ્રંથમાંથી પછીની ટીકાઓએ લીધેલાં અવતરણો ઉપરથી, તેમજ 'हेमचंद्रश्च छद्मामरोऽय सनातनः' એ શ્લોક ઉપરથી જોઈ શકાય છે.

જેમ તેમણે પ્રાકૃત ભાષાઓને લગતા અધ્યાય રચીને સંસ્કૃત વ્યાકરણને સંપૂર્ણ બનાવ્યું, તેમ પોતાના સંસ્કૃત કોશને સંપૂર્ણ બનાવવા તેમણે દેશી શબ્દોની 'દેશીનામમાલા' રચી. દેશી શબ્દોની વ્યુત્પત્તિ વિચિત્ર હોવાથી તેમને ભેગા કરી, વ્યવસ્થિત કરવા એ બહુ કપરું કામ હતું, અને તે તેમણે સફળતાથી પાર પાડયું છે. પ્રાંતીય ભાષાઓના અભ્યાસીને તે ગ્રંથના સૂક્ષ્મ અભ્યાસ વિના ચાલે તેમ નથી. એ ગ્રંથ રચવામાં તેમણે લગભગ ૧૨ લેખકો અને બે કોશોનો ઉપયોગ કર્યો જણાય છે.

'દેશીનામમાલા' પછી તેમણે 'નિઘંટુશેષ' ( વૈદ્યકનિઘંટુ ) નામનો કોશગ્રંથ રચ્યો. તેની કોઈ ટીકા જાણવામાં આવી નથી. આ પુસ્તકથી તેમનું કોશકાર્ય પૂરું થયું એમ કહેવાય. આ પ્રમાણે સંપૂર્ણ વ્યાકરણ અને સંપૂર્ણ કોશ રચીને તેમણે ભાષાના અભ્યાસ માટે ઉપયોગી તેમજ આવશ્યક એવાં ઉત્તમ પાઠ્ય પુસ્તકો ગુજરાતને પૂરાં પાડયાં. તે ગ્રંથોની રચના સરળ તેમજ સુવ્યવસ્થિત છે. આગળ વધેલા અભ્યાસીઓ માટે તેમણે તે દરેક ગ્રંથ ઉપર ટીકા લખી છે, અને તેમાં તેવા અભ્યાસીને જોઈતી બધી વધુ માહિતી આપી દીધી છે.

આ પ્રમાણે જયસિંહ સિદ્ધરાજની ઇચ્છા તેના પ્રભાવ અને ગૌરવને છાજે તેવી રીતે પૂરી પાડવામાં આવી. આ

બધું કામ વિ૦ સં૦ ૧૧૯૯ (ઈ. સ. ૧૧૪૩)ના અરસામાં એટલે કે સિદ્ધરાજના રાજ્યકાળના અંતિમ ભાગ સુધીમાં તેમજ કુમારપાલના રાજ્યકાળની શરૂઆત સુધીમાં પૂરું થયું હોવું જોઈએ. સાત વર્ષ જેટલા સમયમાં આ મહાન કાર્ય આ રીતે સફળતાપૂર્વક પૂરું કરવું, એ હેમચંદ્રાચાર્ય જેવા માણસની યોગશક્તિ માટે જ સંભવિત છે.

'સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય'ની રચના 'સિદ્ધહેમ' પૂરું કર્યા બાદ જ શરૂ થઈ હોવી જોઈએ, પરંતુ તેના ૨૦ સર્ગો છૂટક છૂટક લખાયા હશે. કુમારપાલને લગતા છેલ્લા પાંચ સર્ગ તો કુમારપાલના રાજ્યકાળમાં જ લખાયા હોવા જોઈએ. 'પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય' તો કુમારપાલના રાજ્યકાળના પછીના સમયમાં જ લખાયું હશે. 'સંસ્કૃત દ્વયાશ્રય કાવ્ય'નું બીજું નામ 'ચાલુક્યવંશોત્કીર્તન' છે, અને 'પ્રાકૃત દ્વયાશ્રય કાવ્ય'નું નામ 'કુમારપાલચરિત' છે.

'શબ્દાનુશાસન' પછી 'કાવ્યાનુશાસન' અને તેના પછી 'છંદોનુશાસન' લખાયાં છે. કાવ્યાનુશાસન ઉપરની ટીકા 'વિવેક', 'છંદોનુશાસન' રચાયા પછી લખવામાં આવી હશે, કારણ કે તેમાં 'છંદોનુશાસન'નો ઉલ્લેખ છે. 'છંદોનુશાસન'માં ૭૬૩ સૂત્રો છે અને તેમને આઠ અધ્યાયમાં વહેંચી નાખવામાં આવ્યાં છે. તેમાં પ્રાકૃત અને અપભ્રંશ છંદોની જે માહિતી છે, તે અમૂલ્ય છે તેમાં દાખલારૂપે જે શ્લોકો આપ્યા છે, તેમાં દેખાઈ આવતી આચાર્યની કવિત્વશક્તિ આશ્ચર્ય ઉપજાવે તેવી છે 'કાવ્યાનુશાસન' ઉપર તેમણે 'અલંકારચૂડામણિ' નામની વૃત્તિ અને તે બંને ઉપર પાછી 'વિવેક' નામની મોટી ટીકા

લખી છે ' અલંકારચૂડામણિ ' અને ' વિવેક ' બંનેમાં મળીને હેમચંદ્રાચાર્યે ૫૦ લેખકોનો નામ લઈને ઉલ્લેખ કર્યો છે, અને લગભગ ૮૧ ગ્રંથોનો આધાર લીધો છે. એ ઉપરથી સંસ્કૃત કાવ્ય અને સાહિત્યશાસ્ત્રના અભ્યાસીને એ ગ્રંથની અગત્ય સમજાશે. મમ્મટ વગેરેના કાવ્યશાસ્ત્ર પરના ગ્રંથો અધૂરા નમજ સંસ્કૃત સાહિત્યના અન્ય વિભાગોની ચર્ચાની દૃષ્ટિએ અધૂરા છે, જ્યારે, કાવ્યાનુશાસન તો પોતાના વિષયનો સંપૂર્ણ ગ્રંથ છે.

આ પ્રમાણે ' લક્ષણ અને સાહિત્ય 'ના અભ્યાસક્રમને પોતનો પૂરતો ફાળો આપી, હેમચંદ્રાચાર્યે પ્રમાણશાસ્ત્ર તરફ પોતાનું લક્ષ દોડાવ્યું. તે વિષયના તેમણે ' પ્રમાણમીમાંસા ' નામનો ગ્રંથ લખ્યો છે. તેની ટીકા પણ તેમણે પોતે લખી છે. તને ગૌતમના ન્યાયસૂત્રની રીતે પાંચ અધ્યાયો છે, પરંતુ બીજા અધ્યાયના પહેલા આહ્નિકના અંત સુધીનો ભાગ જ અત્યારે ઉપલબ્ધ છે.

' ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત ' ગ્રંથની પ્રશસ્તિમાં જણાવ્યા પ્રમાણે તેમણે પોતાનો વ્યાકરણગ્રંથ ના સિદ્ધરાજની વિનંતિથી લખ્યો હતો. પરંતુ " તે દ્વયાશ્રય ગ્રંથો, કાવ્યાનુશાસન, છંદોનુશાસન, કોશગ્રંથો અને બીજાં શાસ્ત્રો (તેમાં કદાચ ' પ્રમાણમીમાંસા 'નો સમાવેશ થતો હોય) તેમણે ' લોકો ' માટે લખ્યાં હતાં " એ બધા ગ્રંથો રચવામાં તેમનો હેતુ, તે તે વિષયના અભ્યાસીવર્ગની સેવા જ હતો. પ્રો. જેકોબી વગેરે ઘણા હેમચંદ્રાચાર્યની આ પ્રવૃત્તિ, જૈનો પાસે પણ બ્રાહ્મણોની પેઠે બધા વિષયોના શાસ્ત્રગ્રંથો છે, એવું અભિમાન પોષવા માટે હતી, એમ માને છે.

પરંતુ, તે ગ્રંથોની રચના, તેમની સરળતા, તેમની નવી ગોઠવણી અને તેમના ઉપરની વિસ્તૃત ટીકાઓ જોતાં એ ગ્રંથો રચવામાં આચાર્યશ્રીનો હેતુ સાંપ્રદાયિક હોવા કરતાં, જનતાને તે તે વિષયોના સંપૂર્ણ તેમજ અર્વાચીન કાળ સુધીની તે તે વિષયોને લગતી તમામ માહિતીવાળા ગ્રંથો પૂરા પાડવાનો જ હોય, એમ લાગે છે

હવે આપણે કુમારપાલના કહેવાથી લખેલા ગ્રંથો ઉપર આવીએ. તેમાં મુખ્યત્વે યોગશાસ્ત્ર, ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્ર (પરિશિષ્ટપર્વ સહિત) અને વીતરાગસ્તુતિઓ (બે સુપ્રસિદ્ધ દ્વાત્રિંશિકાઓ સુધ્ધાં)નો સમાવેશ થાય છે. 'યોગશાસ્ત્ર' વિષેની ચર્ચા આપણે જુદા વિભાગમાં કરીશું. ત્રિશષ્ટિશલાકાપુરુષચરિત્ર એ બહુ મોટો ગ્રંથ છે, અને રામાયણ, મહાભારત અને પુરાણોના નમૂના ઉપર રચાયેલો છે. તેમાં ૧૦ પર્વો છે, અને પરિશિષ્ટપર્વ તેના પરિશિષ્ટરૂપે છે. આ ગ્રંથમાં ૨૪ તીર્થંકરો, બાર ચક્રવર્તીઓ, નવ બળદેવો, નવ વાસુદેવો અને નવ પ્રતિવાસુદેવો, એમ ત્રેસઠ મહાપુરુષો (શલાકાપુરુષો—એટલે કે માપવાના ગજરૂપ શ્રેષ્ઠ પુરુષો)નાં ચરિત્રો છે. તેમાંથી પણ હેમચંદ્રાચાર્યના જમાનાને લગતી અનેક વિગતો મળી શકે તેમ છે. પરિશિષ્ટપર્વમાં મહાવીર પછીના આચાર્યોની કથા છે.

'વીતરાગસ્તોત્ર' લગભગ ૧૮૬ શ્લોકોનું બનેલું છે. તેમાં ૨૦ સ્તોત્રો છે; અને તેમાંનાં ઘણાંખરાં આઠ આઠ શ્લોકનાં છે. આ સ્તવોમાં બે દ્વાત્રિંશિકાઓ (એટલે કે ૩૨ શ્લોકોના સમૂહ)નો સમાવેશ થઈ જાય છે. તેમાંથી એકનું

નામ 'અયોગવ્યવચ્છેદિકા' છે, અને બીજીનું 'અન્યયોગવ્યવચ્છેદિકા' છે. આ બે દ્વાત્રિંશિકાઓને દાર્શનિક કાવ્ય જ કહી શકાય. તેમાં જૈનધર્મ સામેના આક્ષેપોનો રદિયો, અને જૈન દાર્શનિક સિદ્ધાંતોનું મંડન છે. તેમનો વિષય આવો કૂટ હોવા છતાં, કાવ્ય તરીકે તેમની પ્રાસાદિકતા બહુ ભારે છે. તેમાં ભક્તિ, વિચાર અને કાવ્ય એ ત્રણનું અદ્‌ભુત સંમિશ્રણ સધાયું છે. હેમાચાર્યની શાસ્ત્રરચયિતા તરીકેની શક્તિ આડે તેમની કવિત્વશક્તિ પ્રત્યે ઘણી વાર દુર્લક્ષ કરવામાં આવે છે. પરંતુ તેમના કાવ્યગ્રંથોનું નિરીક્ષણ કરવાથી જણાય છે કે, તેમની કવિત્વશક્તિ પણ તેટલી જ ભારે હતી. તેમનાં બે દ્વયાશ્રય કાવ્યોમાં, એક બાજુ પોતે બનાવેલા વ્યાકરણ માટે ટાંકેલાં ઉદાહરણોની હારમાળા ચાલે છે, અને બીજી બાજુ કુમારપાલ સુધીના સોલંકી રાજાઓનો સવિસ્તર ઇતિહાસ અપાય છે. એ ઇતિહાસ પણ તે રાજાઓનાં પરાક્રમો, તેમણે બંધાવેલા વિહારો, તળાવો અને નગરોનાં ચમત્કૃતિપૂર્ણ વર્ણનોથી કાવ્યરૂપ બની ગયો છે. એ ગ્રંથો વ્યાકરણ અને ઇતિહાસ બંનેના અભ્યાસીઓને અતિ અગત્યના છે

૬

હવે આપણે તેમના 'યોગશાસ્ત્ર' ગ્રંથ ઉપર આવીએ. એ ગ્રંથ તેમના બીજા શાસ્ત્રગ્રંથોની કોટીનો નથી. તે ગ્રંથ તેમણે તેમના સમય સુધીના તે વિષયના અન્ય ગ્રંથોના નિરૂપણને વ્યવસ્થિત તેમજ એકસૂત્ર કરવાના ઇરાદાથી કે, તે વિષયના વિદ્યાર્થીઓને ઉપયોગી તેમજ સરળ પાઠ્ય પુસ્તક

પૂરું પાડવાના ઉદ્દેશથી નથી લખ્યો. એ આપણે આગળ જણાવતા આવ્યા છીએ. આ ગ્રંથ તો 'ઉપનિષદ' રૂપ એટલે કે સામે (उप) બેઠેલા (निषद्) શિષ્યને માટે જ હોઈ, તેની પ્રશસ્તિમાં લખ્યા પ્રમાણે કુમારપાલ રાજા માટે જ લખાયો છે. અલબત, તેનો ઉપયોગ કુમારપાલની કોટીના બધા ગૃહસ્થો કરી શકે, પરંતુ કહેવાનો મુદ્દો એ છે કે, તે 'યોગ' વિષયક શાસ્ત્રીય ગ્રંથ કે શાસ્ત્રગ્રંથ નથી.

આ જગાએ એક વસ્તુ કબૂલ કરી દેવી જોઈએ કે, લગભગ હેમચંદ્રાચાર્યના જ અરસામાં થઈ ગયેલા દિગંબર મુનિ શુભચંદ્રનો 'જ્ઞાનાર્ણવ' ગ્રંથ અને હેમચંદ્રાચાર્યનું 'યોગશાસ્ત્ર' એ બે ગ્રંથોમાંનો કોઈ પણ એક ગ્રંથ બીજામાંથી સીધો ઉતારારૂપ છે. હેમચંદ્રાચાર્યના 'યોગશાસ્ત્ર'નો પાચમા પ્રકાશથી માંડીને ૧૧ મા પ્રકાશ સુધીનો પ્રાણાયામ અને ધ્યાનના વર્ણનવાળો આખો ભાગ 'જ્ઞાનાર્ણવ'ના ૨૯ થી ૪૨ સુધીના સર્ગોમાંથી ઉતારી લીધો હોય તેમ જણાય છે. તે એટલે સુધી કે, એ બે વચ્ચે શબ્દોની કે વિગતોની સરખામણી કરવી પણ અનાવશ્યક છે. એમ જ કહી શકાય કે, છંદને કારણે શ્લોકમાં એક બે શબ્દો ફેરવવા પડે, તે સિવાય તે આખો વિષય બંને ગ્રંથોમાં છેક જ એકસરખો છે. ઉપરાંત, પ્રાણાયામથી પ્રાપ્ત થતા પરશરીરપ્રવેશસિદ્ધિ સુધીના ફળનું લાંબું તથા વિગતપૂર્ણ વર્ણન કર્યા છતાં બંને ગ્રંથો તેની નિરુપયોગિતા અને અનર્થકારિતાની બાબતમાં પણ એકમત છે! 'જ્ઞાનાર્ણવ'ની બાબતમાં તો હજુ એટલું પણ કહી શકાય કે, ૨૧૦૦ થી પણ વધારે શ્લોકોવાળા તે

ગ્રંથમાં એ જેટલા શ્લોકો જ પ્રાણાયામ જેવા પોતે નિરુપયોગી માનેલા વિષય માટે શુભચંદ્રે રોક્યા છે, પરંતુ 'યોગશાસ્ત્ર' માં તો કુલ ૧૦૦૦ શ્લોકમાંથી ૩૦૦ જેટલા શ્લોકો નિરુપયોગી માનેલા પ્રાણાયામ પાછળ રોકયા છે! 'જ્ઞાનાર્ણવ' મા તો પવનજયથી થતા કાળજ્ઞાનની વિગતો જ આપી છે, 'યોગશાસ્ત્ર' મા તો તે ઉપરાંત શુકન, જ્યોતિષ વગેરેથી પણ કાળજ્ઞાન જાણવાની અપ્રાસંગિક વસ્તુઓ વધારાની ઉમેરી છે એટલે કે, 'જ્ઞાનાર્ણવ'માં આપેલી તે ચર્ચામા 'યોગશાસ્ત્રે' જો કાંઈ સુધારોવધારો કર્યો હોય તો તે એટલો જ છે કે, પોતે જ નિરુપયોગી માનેલી વસ્તુના વર્ણનમા પાછી બીજી અપ્રાસંગિક બાબતો તેણે ઉમેરી છે।

એ ઉપરાંત 'યોગશાસ્ત્ર'મા ચોથા પ્રકાશમા 'અથવા' કહીને "આત્મા પોતે જ જ્ઞાન, દર્શન અને ચારિત્ર છે, અને આત્મા ઉપરના કષાયાદિ દોષ દૂર કરવા એ જ મોક્ષ છે" એ જાતનુ જે નિરૂપણ શરૂ કર્યું છે, તથા તેમા કષાય-જયનો ઉપાય ઇંદ્રિયજય, ઇંદ્રિયજયનો ઉપાય મન શુદ્ધિ. તેનો ઉપાય રાગદ્વેષનો જય, તેનો ઉપાય મમત્વ, અને સમત્વની પ્રાપ્તિ એ જ ધ્યાન માટેની મુખ્ય લાયકાત, એવો જે કોટીક્રમ રજૂ કર્યો છે, તે પણ શબ્દશઃ અને અર્થશઃ 'જ્ઞાનાર્ણવ'મા ૨૧ થી ૨૭ સુધીના સર્ગોમા આવે છે. અનિત્યાદિ ભાવનાઓનુ વર્ણન, તેમજ અહિંસાદિ મહાવ્રતોનુ વર્ણન અલબત્ત, બને ગ્રંથોમાં એક જ શબ્દોમાં નથી, પરંતુ એક જ શૈલીનું છે, એ તો ઉઘાડું છે ઉપરાંત તેમાંય તરત જ ધ્યાન ખેંચે તેવું શબ્દસામ્ય પણ ઠેર ઠેર

આવીને ઊભું રહે છે. બંને ગ્રંથોમાં જો એકમાત્ર તફાવત હોય તો એ છે કે, 'જ્ઞાનાર્ણવ'માં સાધકે ગૃહસ્થાશ્રમનો ત્યાગ જ કરવો જોઈએ, એમ જણાવ્યું છે (જુઓ સર્ગ ૩); જ્યારે હેમચંદ્રાચાર્યે ગૃહસ્થાશ્રમની ભૂમિકા ઉપર જ પોતાનું યોગશાસ્ત્ર રચ્યું છે.

શુભચંદ્ર કહે છે કે, "બુદ્ધિશાળી હોય તોપણ પુરુષ મહાદુઃખોથી સંકીર્ણ તેમજ અતિ નિંદિત એવા ગૃહસ્થાશ્રમમાં પ્રમાદનો જય ન કરી શકે, કે ચપલ મનને વશ ન કરી શકે. સત્પુરુષો તો ચિત્તની પ્રશાંતિ અર્થે ગૃહસ્થાશ્રમનો ત્યાગ જ કરે છે." "અરે! આકાશપુષ્પ, કે ગધેડાનું શીંગડું પણ કોઈ દેશમાં કે કોઈ કાળમાં મળી આવે; પરંતુ કોઈ દેશ કે કોઈ કાળમાં ગૃહસ્થાશ્રમની અંદર ધ્યાનસિદ્ધિ સંભવી શકે નહીં." પરંતુ હેમચંદ્રાચાર્ય તો પોતાના ગ્રંથની શરૂઆતમાં જ પ્રતિજ્ઞા કરે છે કે, ("યોગનું માહાત્મ્ય જ એવું છે કે, વિસ્તૃત સામ્રાજ્યનો ભાર વહન કરવા છતાં ભરત ચક્રવર્તી કેવલજ્ઞાન પામી શક્યો [૧–૧૦].") 'જ્ઞાનાર્ણવ'માં પાંચ મહાવ્રતો અને તેમની ભાવનાઓરૂપી યતિધર્મનો વિષય જ મુખ્ય ભાગ રોકે છે; જ્યારે, 'યોગશાસ્ત્ર' નો તે યતિધર્મનો વિષય પહેલા પ્રકાશમાં ૨૮ શ્લોકોમાં જ પતવી દઈ (૧૯–૪૬), ગૃહસ્થધર્મના જ વર્ણન પાછળ બીજો અને ત્રીજો એમ આખા બે પ્રકાશો થઈને ૨૮૨ શ્લોકો રોકે છે. અને એ જ હેમાચાર્યના 'યોગશાસ્ત્ર'ની વિશિષ્ટતા તેમજ મહત્તા પણ છે. કુમારપાલ રાજાને અન્ય યોગગ્રંથોથી 'વિલક્ષણ' યોગગ્રંથ જોઈતો હતો. તેની તે ઇચ્છા આ ગ્રંથથી જરૂર પૂરી પડી છે; કારણ

કે અન્ય ગ્રંથો યોગસાધના માટે ગૃહસ્થાશ્રમના ત્યાગને પ્રથમ આવશ્યકતા તરીકે જણાવે છે; જ્યારે, હેમાચાર્યનું 'યોગશાસ્ત્ર' ગૃહસ્થધર્મના પાયા ઉપર જ યોગસાધનાનો ક્રમ સ્થાપિત કરે છે.

પરંતુ, આપણો પેલો પ્રશ્ન ઊભો જ રહે છે. કે 'જ્ઞાનાર્ણવ' અને 'યોગશાસ્ત્ર' એ બે ગ્રંથોમાંથી કયા ગ્રંથે બીજામાંથી ઉતારા કર્યા છે? બીજા શબ્દોમાં કહીએ, તો કયા લેખકે નામ પણ લીધા વિના બીજાના ગ્રંથમાંથી આટલી મોટી ચોરી કરી છે? આનો નિર્ણય કરવાનું એકમાત્ર સાધન બંને લેખકોનો સમય નક્કી કરવો એ છે. જે લેખક પ્રથમ થઈ ગયો હોય, તેના ગ્રંથમાંથી પછીનાએ ઉતારો કર્યો હોય, એ સમજી શકાય તેવું છે. પરંતુ, હેમચંદ્રાચાર્યના સમય વિષે આપણે જેમ નિશ્ચિત છીએ, તેમ શુભચંદ્રના સમય વિષે નથી. એક તો, શુભચંદ્ર નામના આચાર્યો અનેક થઈ ગયા છે. બે શુભચંદ્રો ૧૧ મી સદીમાં જ થયા છે, અને 'પાંડવપુરાણ' આદિના કર્તા શુભચંદ્ર વિ૦ સં૦ ૧૬૦૦મા પણ થયા છે. પરંતુ, 'જ્ઞાનાર્ણવ' ના લેખક શુભચંદ્ર વિષે જે પરંપરા ચાલી આવે છે,* તે પ્રમાણે તો તે 'વૈરાગ્યશતક' આદિના કર્તા ભર્તૃહરિ તથા માલવાના સુપ્રસિદ્ધ રાજા ભોજના સગા ભાઈ હતા. ભોજના વખતનું એક દાનપત્ર વિ૦ સં૦ ૧૦૭૮ માં લખાયેલું મળી આવે છે, એટલે ભોજનો સમય અગિયારમી સદીનો પૂર્વાર્ધ જ ગણાય. અને એ જ સમય શુભચંદ્રનો પણ ગણાય. સિદ્ધરાજના દાદા ભીમદેવના સમયમાં

* જુઓ વિશ્વભૂષણ ભટ્ટારકકૃત 'ભક્તામરચરિત્ર'.

(વિ૦ સં૦ ૧૦૭૧ થી ૧૧૦૦) શાંતિસૂરિ ભોજના દરબારમાં ગયા હતા, એ વાતનો ઉલ્લેખ આપણે આગળ કરી આવ્યા છીએ. સિદ્ધરાજ માળવા જીતવા ગયો ત્યારે ત્યાં ભોજનુ લખેલુ વ્યાકરણ તેણે જોયુ હતુ, અને તે વ્યાકરણ ગુજરાતની પાઠશાળાઓમાં પણ ચાલતું હતુ, એ વાત આપણે જોઈ આવ્યા છીએ. એટલે ગુજરાત અને માળવા વચ્ચે સાહિત્યની લેવડદેવડનો સબધ અતિ નિકટનો હતા જ. આમ, શુભચંદ્ર અને હેમચદ્ર વચ્ચે બહુ બહુ તો ૭૦ કે ૮૦ વર્ષનો ગાળો રહે. ના પછી લગભગ સમકાલીન જેવા પુરોગામી લેખકના ગ્રંથમાંથી આટલા મોટા પ્રમાણમા હેમાચાર્ય ઉતારા કરી લે, અને તમને જગ વ્યવસ્થિત કરી કે સક્ષિપ્ત કરી તથા એકાદ બે ફેરફાર સાથે પોતાને નામે ચડાવી દે, એમ બનવુ બહુ વિચિત્ર લાગે છે. કારણ કે, તે વખત હેમાચાર્યના દુસ્મનો ચારેબાજુ કમર બાંધી ઊભેલા જ હતા. અને તેમના દરેક ગ્રંથને 'પુરોગામી લેખકોમાંથી કરેલી ચોરી' કહીને ઉતારી પાડતા હતા. તેવી સ્થિતિમાં બીજા લેખકના ગ્રંથનો મોટો ભાગ ઉતારી લઈ પોતાને નામે ચડાવી લેવાની હિંમત હેમાચાર્ય પણ ન જ કરે. એટલે આ કોયડાનો એક રીતે ઉકેલ આણવાનું કામ મૂંઝવનારુ જ રહે છે.

ગ્રહે છે. જો કે, અત્યારે જે સ્વરૂપમાં 'જ્ઞાનાર્ણવ' ગ્રંથ મળી આવે છે, તે સ્વરૂપમાં તો તેમાં પછીથી બીજાને હાથે ઘણા ઉમેરા થયા હોય એમ દેખાઈ આવે છે. તે ગ્રંથની રચના ઘણે અંશે ભર્તૃહરિના શતકો જેવી જ છે. તે ગ્રંથમાં માત્ર સાંપ્રદાયિક એવું બહુ જ ઓછું છે. અને તના મોટા ભાગના વિષયો ભર્તૃહરિના શતકોની પેઠે જ સર્વસામાન્ય ધાર્મિક બાબતોને લગતા છે. તેની ભાષા અને શૈલી પણ પ્રસન્ન, ઝમકદાર તથા સંસ્કૃત ભાષાની શબ્દશક્તિનો પૂરો ઉપયોગ કરનારી છે. એટલે તે ગ્રંથનો પ્રચાર સાંપ્રદાયિક જ ન રહેતા. સર્વસાધારણ થયો હોય એમ માનવાને ઘણું કારણ છે. ૧૮મા સર્ગમાં તો (શ્લો. ૩૭) કોઈએ ભગવદ્ગીતાનો 'या निशा सर्वभूतानां' વાળો શ્લોક ઉમેરી મૂક્યો છે. તેના પહેલાં 'या निशा' એવા શબ્દવાળો એક શ્લોક જોઈ, ગીતાનો આ સુપ્રસિદ્ધ શ્લોક કોઈએ પછીથી ઉમેરી લીધો હોય, એમ જ ત્યાંનો વિષયક્રમ જોતા પણ લાગે છે. એટલે તે ગ્રંથના અત્યારના સ્વરૂપ ઉપરથી હેમાચાર્યના ગ્રંથ વિષે ચોક્કસ નિર્ણય બાંધવો અયોગ્ય છે. વળી, હેમાચાર્યના ગ્રંથમાં જ પછીથી કોઈ શિષ્યે પ્રાણાયામ અને વિવિધ ધ્યેયોવાળા ભાગો ઉમેરી લીધા હોય, અને એ રીતે 'જ્ઞાનાર્ણવ' જેવા પ્રચલિત ગ્રંથની ચમત્કારિક વિગતોનો યશ પોતાના ગુરુના ગ્રંથને આપવાનો પ્રયત્ન કર્યો હોય, એમ બનવું પણ શક્ય છે. આગળ જણાવ્યું તેમ, ધ્યાન વગેરે બીજાં અંગો કરતાં નિરુપયોગી માનેલા પ્રાણાયામના વર્ણન પાછળ વધારે પડતો ભાગ રોકી પ્રમાણભંગ કરવાનો દોષ હેમાચાર્ય જાતે

કરે એમ માનવાનું મન નથી થતું. તથા પાંચમા પ્રકાશમાં ૨૭ થી ૩૫ શ્લોક સુધીમાં ધારણાનું લક્ષણ, પ્રકારો, અને ફળની વિગતો સહિત સંપૂર્ણ નિરૂપણ કરી દેવા છતાં, છઠ્ઠા પ્રકાશમાં પાછું સાતમા શ્લોકમાં ધારણાનું વર્ણન ફરીથી આવે છે, એવો પુનરુક્તિરૂપી ગંભીર દોષ પણ હેમચંદ્રાચાર્ય જેવો કુશળ શાસ્ત્રકાર તો ન જ કરે. એટલે પ્રાણાયામવાળો તે આખો ભાગ. તેમજ ચાર પ્રકારનાં ધ્યેયોવાળા ભાગમા પદસ્થ ધ્યેયોના વર્ણનવાળો આખો ભાગ પછીથી કોઈએ 'યોગશાસ્ત્ર'મા ક્રમશઃ ઉતારી લીધો હોય એમ માનવા તરફ સહેજે વૃત્તિ જાય છે. પરંતુ એ વિષે આ સ્થિતિમાં વધુ કાંઈ કહેવુ અશક્ય છે.

આ બધી ચર્ચા પડતી મૂકીએ, અને 'યોગશાસ્ત્ર' ગ્રંથમા લેખકે બીજાના ગ્રંથમાંથી ઉતારા કર્યા છે કે નહિ, એ વિષેનો ખ્યાલ પણ મનમાંથી કાઢી નાખી, જે સ્વરૂપમાં તેમણે યોગસાધનાનો આખો વિષય આપણી આગળ રજૂ કર્યો છે, તે ઉપર જ ધ્યાન આપીએ, તો માલૂમ પડે છે કે. હેમાચાર્યે બે બાબતોમાં પ્રચલિત માન્યતાઓને ફટકો લગાવી પોતાના. વિષયની અસાધારણ સેવા કરી છે. એક તો, 'ગૃહસ્થાશ્રમીનો પણ યોગસાધનામાં અધિકાર છે' એવું તેમનું વિધાન છે. એને વિષે આપણે અગાઉ ઉલ્લેખ કર્યો છે, એટલે તેના ઉપર વિશેષ ન રોકાતાં બીજી બાબત ઉપર જઈએ. તે નીચે પ્રમાણે છે: 'આ જમાનામાં આ ક્ષેત્રમાં મોક્ષ સંભવિત નથી' એવી જૈન સાંપ્રદાયિક પરંપરાગત માન્યતા છે. શુકલધ્યાન આ કાળમાં કોઈથી સંભવિત નથી, એ સિદ્ધાંત સ્વીકારીને એક રીતે

હેમાચાર્યે તેને સ્વીકારી છે કારણ કે, શુક્લધ્યાનથી જ મોક્ષ મળવી શકે છે, એવી શાસ્ત્રપરંપરા છે પરંતુ ૧૨મા પ્રકાશમાં સ્વાનુભવ વર્ણવતી વખતે, આ જમાનામાં પણ 'ધ્યાનથી પૂરેપૂરી તલ્લીનતા સાધ્ય થઈ શકે છે, અને તે વખતે પોતે પરમાત્માથી જરા પણ જુદા નથી, એવું અનુભવાય છે' એમ હેમાચાર્યે ચોખ્ખું જણાવ્યું છે ઉપરાંત તે દશાના વર્ણનમાં તેમણે જે શબ્દો વાપર્યા છે, તે ઉપરથી પણ તેમણે જરાય સંશય નથી રહેવા દીધો કે, 'તે વખતે તત્ત્વનો પૂરો સાક્ષાત્કાર થાય છે [निष्कलमुदेति तत्त्व १२,३६] મનરૂપી ક વાળી અને ચપળ ઇન્દ્રિયોરૂપી પવનવાળી અવિદ્યા સર્વ પ્રકારે નષ્ટ થાય છે [૧૨ ૪૦], અને અનુપમ પરામૃતનો અનુભવ થાય છે [૧૨ ૪૩]' અરે, તે તો એટલે સુધી કહે છે કે, 'ગુરુ પણ જે તત્ત્વને 'એ આ છે' એમ કહીને વર્ણવી શક્તા નથી, તે તત્ત્વ પોતાની મેળે પ્રગટ થાય છે" [૧૨-૨૧] આ જમાનામાં મોક્ષ સંભવિત જ નથી એ સાંપ્રદાયિક આક્ષેપ તેમને યાદ છે, જેથી તે તરત જ કહે છે કે, 'તેનાથી ભલે મોક્ષ થયો કહેવાઓ કે ન કહેવાઓ, પરંતુ જે પરમાનંદ છે તેનો અનુભવ તો થાય જ છે, કે જેની આગળ સંસારના તમામ સુખ તુચ્છ જેવા — નહિ જેવા લાગે છે [૧૨ ૫૧] તેમનું આ કથન, અને તે પ્રતિપાદન કરવાની હિંમત, સાંપ્રદાયિકતાના આ જમાનામાં ખાસ આવકારને પાત્ર છે

બાકીનો આખો વિષય તમણે ભલે પૂર્વકાળના લેખકોના ગ્રંથો અનુસાર જ ઉતાર્યો હોય, પરંતુ, આ બે અગત્યની બાબતોમાં પ્રચલિત માન્યતાઓની ભૂલ સુધારવા

તેમણે જે સ્પષ્ટ વિધાન કર્યાં છે, ત માટે જ તેમનુ આ 'યોગશાસ્ત્ર' લખવુ સાર્થક થયુ છ આ જમાનામા કાઈથી મોક્ષ પ્રાપ્ત થઈ શકે તેમ નથી, અને ગૃહસ્થથી તો યોગસાધના કરાય જ નહિ, એ બે માન્યતાઓ સમાજના મોટામા મોટા ગૃહસ્થ વર્ગમા કેવી શિથિલતા અને પ્રમાદ ઊભા કરે, એ કોઈથી પણ સમજી શકાય તેવુ છે ત એ માન્યતાઓનો વિરોધ કરવા, અને શાસ્ત્રજ્ઞાન તેમજ સ્વાનુભવને બળે તેમનાથી વિકી જ સત્ય વસ્તુ સ્થાપિત કરવા, તેમણે આ ગ્રથ રચ્યો હોય, અન તે બે સિવાયની બાકી બધી બાબતો ત સમનના પ્રચલિત યોગગ્રથમાથી પોતાને માન્ય હોવાથી ઉતારી લીધી હોય, તા તમા તેમણે કશુ ખોટુ કર્યું કહેવાય નહીં અતે યોગના ખાસ વિષયમા દરેકને નવુ શુ કહેવાનુ હોય? પ્રાણાયામથી જે કાળજ્ઞાન થાય, કે ધ્યેય તરીકે અમુક મત્રો કે વિદ્યાઓનો જપ ચાલતો આવ્યો હોય, તે બાબતોમા આધુનિક લેખક નવુ શુ કહે? તથા તે ગમે તેવો નવો મત્ર રજૂ કરે તેથી તેને માન્ય પણ કોણ રાખે? એટલે એવી બધી બાબતો તો બીજા ગ્રથોમાથી જ સીધી ઉતારવાની રહે જોકે, હેમચન્દ્રાચાર્યે તેમજ કર્યું છે, એમ કહેવાનુ આપણી પાસે કશુ નિર્ણાયક પ્રમાણ તો નથી જ

* * *

આ અનુવાદ આ માળાના અન્ય જૈન ધર્મગ્રથોના અનુવાદોની પેઠે છાયાનુવાદ પદ્ધતિએ કરેલો છે જો કે, હેમચંદ્રાચાર્ય જેવા કુશળ શાસ્ત્રકારે રચેલા ગ્રથના વિષય નિરૂપણમા કાટ–છાટ કરવા જેવુ વિશેષ હોય જ નહીં.

એટલે વાચક જોઈ શકશે કે, અનુવાદમાં શ્લોક વગેરેનો ક્રમ મળગ જ ચાલ્યા કરે છે. જે કાંઈ ફેરફાર કર્યો છે, તે પ્રાણાયામવાળા તેમજ વિવિધ ધ્યેયોવાળા વિભાગમા. તે વિભાગોમાંથી અપ્રાસંગિક માનેલો કે સામાન્ય વાચક માટે વધારે પડતી વિશેષ વિગતોવાળો લાંબો ભાગ પુસ્તકને અંત ટિપ્પણ તરીકે આપ્યો છે. તે ભાગમાં પણ તે જમાનાની વિવિધ વિદ્યાઓ અને માન્યતાઓનો સંગ્રહ થયેલો હોવાથી, તેની ઉપયોગિતા તો છે જ. મુખ્ય ફેરફાર તો એ કર્યો છે કે, મૂળ ગ્રંથનાં ૧૨ પ્રકરણને સમાવી અનુવાદમાં દશ જ પ્રકરણ કરી નાખ્યાં છે. મૂળ ગ્રંથમાંથી ઉપર જણાવેલા મોટા ભાગો કાઢી લેવાના હોવાથી તેમ કરવું આવશ્યક બન્યુ છે. છતાં શ્લોકોનો ક્રમ મૂળ ગ્રંથ પ્રમાણે જ રાખી, દરેક પાનમા આવેલા શ્લોકો મૂળ ગ્રંથમાં કયા પ્રકરણના છે તે જાણવા માટે પુસ્તકની શરૂઆતમાં એક કોષ્ટક આપ્યુ છે. તે પ્રત્યે વાચકનું ધ્યાન ખેંચું છુ.

આ માળાના અન્ય ગ્રંથોની પેઠે આ ગ્રંથમાં પણ અંતે સુભાષિતસંગ્રહ તારવી કાઢીને મૂક્યો છે. હેમચંદ્રાચાર્યના શાસ્ત્રગ્રંથોની ભાષા પણ કેવી પ્રસન્ન તથા સરળ હોય છે, તેનો ખ્યાલ વાચકને તે ઉપરથી આવશે.

અંતે એક આવશ્યક નિર્દેશ કરવો બાકી રહે છે. આ ઉપોદ્ઘાત તૈયાર કરવામાં શ્રી. રસિકલાલભાઈએ હેમચંદ્રાચાર્યના 'કાવ્યાનુશાસન' ગ્રંથની સ્વસંપાદિત આવૃત્તિ માટે લખેલ પ્રસ્તાવનામાં આપેલા ગુજરાત અને હેમચંદ્રાચાર્યના ઇતિહાસનો છૂટથી ઉપયોગ કર્યો છે. તે પુસ્તક પ્રસિદ્ધ થતા પહેલાં તેની પ્રસ્તાવનાનાં ફોર્મ વાંચવા તેમજ

તેમાંથી આવશ્યક હોય તેટલું બધું જ ઉતારી લેવા તેમણે સદ્ભાવથી પરવાનગી આપી, તે બદલ તેમનો આ સ્થળે આભાર માનું છું બીજા પણ સદ્ભાવી સજ્જનોએ જ્યાં જરૂર પડી ત્યાં જે મદદ આપી છે તેનો અહીં ઉલ્લેખમાત્ર કરી વિરમું છું

આ 'યોગશાસ્ત્ર' ગ્રંથની ખરી ઉપાદેયતા તો એ વસ્તુમાં રહેલી છે કે, એ ગ્રંથ હેમાચાર્યે પોતાના જમાનાના એક પ્રભાવશાળી ગુજરાતી ગૃહસ્થ માટે તેમજ તેને જ નજર સામે રાખીને લખ્યો છે આજના ગમે તેટલી વધુ પ્રવૃત્તિવાળા જમાનાનો ગૃહસ્થ પણ એક મહાસામ્રાજ્યના અધિપતિ કુમારપાલ જેવો વ્યવસાયી તો નહિ જ હોય એટલે 'યોગશાસ્ત્ર' ગ્રંથ આજે પણ ગૃહસ્થવર્ગનો યોગગ્રંથ છે એમ કહેવું જોઈએ એ ખ્યાલથી અને એ ઉદ્દેશથી જ તેનો આ અનુવાદ તૈયાર કરવામાં આવ્યો છે

આશા છે કે, ગુજરાતના ગૃહસ્થવર્ગને તે ઉપયોગી થઈ પડશે

## સમાજનો વ્યાપક યોગ

મનુષ્યસમાજનો ઇતિહાસ જોઈએ તો એમ લાગે છે કે, ગીતાકારનું નીચેનું વાક્ય માત્ર અધ્યાત્મક્ષેત્રમાં જ નહિ પણ ઉપયોગી એવી બધી વાતોમાં સાચું છે :

'હજારો મનુષ્યોમાં કોક જ્ઞાનપૂર્વક સિદ્ધિ પાછળ પડે છે; અને એમ મંડનારામાં કોક ફાવે છે; અને એવા ફાવનારામાં પણ સો ટકા સત્ય પાછળ પડનારો તો વળી કોક જ હોય છે.' સારાશ અને મચ્ચાઈની પાછળ મંડવાનું એવું અઘરું કામ છે. એમ કરવા જતાં રસ્તામાં એવાં એવાં ને એટએટલાં પ્રલોભનો, આકર્ષણો, વિઘ્નો, પ્રમોહનો વગેરે આવે છે કે, શરતમાં પાર જનાર તો કરોડોમાં કોક બને છે. પરંતુ આ પરથી એવો અર્થ નથી નીકળતો કે, માટે કોઈએ તે રસ્તે જવાની જરૂર નથી. ઊલટું, એમાં એ વસ્તુ બતાવી છે કે, આવું અઘરું ને અટપટું કાર્ય પણ અસાધ્ય નથી; મનુષ્ય ધારે તો તેમાં પણ ફાવી શકે છે. અનેએમ ફાવવા માટે એક જિંદગી શું અનેક જિંદગી

પણ લાગે, છતાં ક્ષાવી શકાય છે. એવી નિંદગીઓ જગતની રચના કરનાર આપે છે, એટલે કે, પુનર્જન્મ છે જ, એ પણ કદાચ ઉપરની આ અટલ શ્રદ્ધામાંથી જ ફલિતવાદ છે, જેને આપણે સત્ય સિદ્ધાંત માનીએ છીએ.

આથી કરીને જગતના નાયકોનુ કાર્ય એ હોય છે કે, તેઓ લોકકેળવણી દ્વારા આખા જનસમાજનુ વહેણ આ એક મુખ્ય વસ્તુ ઉપર કેન્દ્રિત કરે છે, કે જેથી સચ્ચાઈ અને મારાશનુ જોર વ્યક્તિશઃ અને વ્યષ્ટિત વધતુ રહે. લોભ, મોહ, સ્વાર્થ, સંકુચિતતા વગેરે સર્વ અસામાજિક વૃત્તિઓ પર સમાજ, ધર્મ, શિક્ષણ, સંગતિ સવ થઈને સમાજપોષક ને પ્રાગતિક સંયમો યોજે છે. આવી બધી સયમ કે ધારણની શકિત જ 'ધર્મ' કહેવાય છે. અને એને જ 'યોગ' પણ કહેવામા આવે છે. જે દ્વારા વ્યક્તિ પોતાની વૃત્તિઓ તથા વાસનાઓ નિયમિત કરી એકપ્રવાહ વહેવડાવે ને એમ કરીને પ્રગતિ કે વિકાસ સાધે, તે સાધનનું નામ 'યોગ' છે. 'યોગ'નો શબ્દાર્થ પણ 'સાધન' થાય છે. (જુઓ તિલક મહારાજનું 'ગીતારહસ્ય'–મરાઠી. પા. ૫૫ મું.)

આ પ્રમાણે વ્યક્તિજીવનનું નિયમન કરવું એટલે યોગ, એમ હોવાથી જ ગીતાકારે પણ ('યોગઃ कर्मसु कौशलम्' એવી વ્યાખ્યા કરી છે: કર્મો કરવાનુ એવુ કૌશલ્ય કે જેથી જીવનસિદ્ધિ મળે.) અને એવા કૌશલ્યની ગુરુકિલ્લી સમતા છે: જે માણસ રાગદ્વેષાદિ વાટપાડુઓથી ઠગાઈ જાય છે, તે ક્ષેમ-કુશળ શી રીતે જઈ શકે? તેને કોઈ પણ વસ્તુનું અનાસક્ત એટલે કે સાચું, યોગ્ય, ન્યાય્ય અને

શુદ્ધ આકલન પણ શી રીતે થવાનુ હતુ? જેમ બાહ્યેન્દ્રિય વિકલ બને તો તે ઇંદ્રિયનુ કાર્ય અપ્રમાણિત થાય, આંખ પર પટલ આવી જાય તો દર્શનશક્તિ ઘેરાય, તેમ જ જો અંતરિન્દ્રિય — અંત કરણ પર રાગદ્વેષાદિ કષાયોનો પટલ હોય તો થાય. એટલે તેને શુદ્ધ કર્યે જ છૂટકો. તે વિના મુખ્ય જ્ઞાનેન્દ્રિય જે ચિત્ત તે આવરિત બને. માટે સમતા તો જોઈએ જ, કેમ કે, ચિત્તનુ આરોગ્ય સમતા છે· નીરોગી ચિત્તનુ તે લક્ષણ છે. આથી કરીને જ, ગીતાકારે યોગની બીજી વ્યાખ્યા જે કરી છે તે એ છે કે, ('समत्व योग ऽच्यते।' કર્મોનુ કૌશલ યોગ છે, અને એ કૌશલ એટલે, ટૂંકમાં કહીએ તો, સમત્વ.)

યોગની લૌકિક વ્યાખ્યા આવી નથી તે એક પ્રકારની ગૂઢતા મનાય છે; તે આવડે તો ચમત્કારી શક્તિઓ આવે, વગેરે વગેરે વિચિત્ર ખ્યાલો યોગની આસપાસ લોકમાનસમાં વીંટાયેલા છે. એ વસ્તુ થવા પામી છે એના કારણો, આપણો ધાર્મિક ઇતિહાસ ફેરવતાં, મળી આવે એમ છે. પરંતુ એ ખોળવા બેસવું એ અહીં અસ્થાને છે. એટલુ જ જણાવવું અભિપ્રેત છે કે, (યોગના લૌકિક ખ્યાલથી જો કોઈ આ હેમાચાર્યકૃત પુસ્તક જોશે, તો તેણે નિરાશ થવાની તત્પરતા રાખવી. હેમાચાર્ય એવા અર્થના યોગની વાત અહીં નથી કરતા. તેથી તો તેમણે શાસ્ત્રશુદ્ધ એવી જે પતંજલિની વ્યાખ્યા (યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ) તે ન આપતાં, ગીતાકારની પેઠે, સાધકના જીવનમાં તેનો જે સાદો અર્થ થાય તે જ વિચારીને તેને ઘટતી વ્યાખ્યા યોજી છે. તે કહે છે, "યોગ એટલે જ્ઞાન, શ્રદ્ધા, અને ચારિત્ર

મશરૂવાલા કૃત 'કેળવણીના પાયા' એ બે સુંદર ને તલસ્પર્શી શિક્ષણગ્રંથોમાં આપણા યોગદર્શનની છાયા સારી પેઠે જોવા મળે છે. સાથે સાથે એક બીજી વાત પણ અહીં કહેવા જેવી લાગે છે : આપણા એક જાણીતા બાળકેળવણીકારે મેડમ મોન્ટેસોરી સાથેની પોતાની મુલાકાત વર્ણવતાં કહ્યું કે. મોન્ટેસોરીએ હિંદના યોગશાસ્ત્રનુ સાહિત્ય મોકલવા તેમને જણાવેલું આ માગણીમા તે બાઈને નવાઈ લાગી હતી કે, આ ડોસીને વળી યોગમાં શો રસ' મને લાગે છે કે, ઘરના આપણે જે કદર ન કરી, તે દૂર દેશની આ સમર્થ કેળવણીકાર બાઈએ આપણા અદ્વિતીય કેળવણીશાસ્ત્રની કરી. અસ્તુ. )

સામાન્યત· કેળવણી અમુક ઉમરે પૂરી થાય એ આપણો ખ્યાલ છે. એ કેળવણી તો અમુક શિક્ષણ માત્ર જ હોય છે. શરૂમાં જ આપણે જોયું એમ, જીવનના ઘડતરની કેળવણી કોઈ આયુર્વિશેષ વસ્તુ નથી. તે તો જન્મજન્માંતર ચાલનારી વસ્તુ છે. અને યોગ એવી કેળવણીનું વ્યાપક શાસ્ત્ર છે. જે આયુમાં (એટલે કે પ્રથમાવસ્થામાં) સામાન્યતઃ આપણે કેળવણીનું સ્થાન સમજીએ છીએ, તે તો આ વ્યાપક જીવન-કેળવણીનો પ્રારંભ માત્ર છે. ત્યારે માનસની સર્વ શક્તિઓ તથા વલણ — વૃત્તિઓ સર્વાંશે ખીલી નથી હોતી. તે ઉમરે અમુક પરવશતા પણ સહેજે હોય છે, તેથી પણ સ્વભાવની ખિલવણી સંપૂર્ણતઃ નથી થયેલી હોતી. તે બધી ખીલે છે ત્યારે જ જીવનના ઘડતરનો સાચો અને ફૂટ પ્રશ્ન બરોબર સોળે કળાએ તપે છે. આચાર્ય હેમચંદ્રનું આ યોગશાસ્ત્ર તે વખતના કાળ

માટેનુ, જૈન દૃષ્ટિએ ઘડાયેલુ શિક્ષણશાસ્ત્ર છે તેમણે જે યોગનુ આ ગ્રથમા સ્વરૂપ બતાવ્યુ છે તે ગૃહસ્થને માટે છ અને તે પણ મુખ્યત્વે તેનુ સ્થૂલ બહિરગ જે કહેવાય તે

(યોગ માધનના બે શાસ્ત્રીય ભાગ પાડવામા આવે છ બહિરગ, જેમા યમ, નિયમ, આસન અને પ્રાણાયામ આવી જાય અને અતરગ જેમા પ્રત્યાહાર, ધારણા અને ધ્યાન અથવા એ ત્રણને એક નામે મ્હીએ તા, 'સયમ' આવે અતિમ અગ સમાધિ એ તો યોગનો પર્યાયવાચક શબ્દ જ છે (જુઓ પાતજલ યોગસૂત્ર ૧ ના ભાષ્યમા 'योग समाधि' એ ઉલ્લેખ) હેમાચાર્ય આ બહિરગ પર મોટો ભાર દે છે, અને તે આ ગ્રથનુ ત્રીજુ આકર્ષક લક્ષણ ગણાય આખા સમાજને એકપ્રવાહ કરવાની વ્યાપક કવાયત એટલે આપણા યમ અને નિયમ ધર્મમાત્રનો ઝોક આ બે યોગાગોને સુદૃઢ કરવા મુખ્યત્વે મથે છે યમ એટલે પાચ વ્રતો—અહિંસા, સત્ય, બ્રહ્મચર્ય, અસ્તેય ને અપરિગ્રહ નિયમ એટલે, પતજલિની ગણના પ્રમાણે શૌચ, સતાષ, તપ સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન આચાર્ય હેમચદ્ર પોતાના ગ્રથમા પચ મહાવ્રતોને યોગના રત્નત્રયમાના ચારિત્ર તરીકે બતાવે છે) અને નિયમમા તે ઉપરોક્ત પાચ તત્ત્વોને પોતામા ગૂથી લેતો એવો જૈન આચારધર્મ વિસ્તારથી વર્ણવે છ આ વાચતા વાચકને વલ્લભી તથા રામાનુજી વૈષ્ણવોની દિનચર્યા અને પ્રપત્તિ યાદ આવ્યા વગર નહિ રહે હેમાચાર્યે જૈન સિદ્ધાત અને તીર્થંકરો તથા સાધુઓ પ્રત્યે પ્રપત્તિ કેળવવાનો લાબો કાર્યક્રમ યોજી આપ્યો છ એકાગ્રતા અને અનન્યતા સાધવાના સહેલા અને સ્થૂલ માર્ગ

તરીકે એ કાર્યક્રમની યોગશક્તિ જરૂર ખીલવી શકાય. પણ તેની સહેલાઈ અને સ્થૂલતા જ તેને vulgar—ગતાનુગતિક પણ બનાવી મૂકે છે અને આજે જોવામાં આવતું તેનું હાસ્યચિત્ર કરી મૂકે છે. પણ એ અલગ વાત થઈ. તેને અહીં અસ્થાને ગણી છોડવી જોઈએ.

યોગનાં પુસ્તકો વાચતાં એક વસ્તુ બધે એક યા બીજે રૂપે જોવા મળે છે તે આ ગ્રંથમાં પણ જોઈ: ગૃહસ્થના યોગ માટેનો અધિકાર વર્ણવતાં આચાર્ય કહે છે, 'જે પ્રચલિત દેશાચાર આચરતો હોય, બીજાની અને ખાસ કરીને રાજાની નિંદા ન કરતો હોય.' ગાંધીજીએ જે સ્વરાજયોગ આજ આપણને બતાવ્યો છે તેમાં આ જ વસ્તુઓનો સક્રિય વિરોધ કરવો એ એક મહત્ત્વની ક્રિયા છે. ઈશુ ખ્રિસ્તની 'Render unto Cæsar what is Cæsar's...' એને મળતી જ આ જૂના યોગાચાર્યોની શીખ છે. યોગમાં એક પ્રકારનો વ્યક્તિવાદ ખૂબ જ છે: તેણે યમનિયમ યોજ્યા છે તેમાં સમાજને એક પ્રકારનું અભયદાન છે એ ખરું. પરંતુ એ માત્ર નકારાત્મક વૃત્તિ છે. સમાજનું સંગઠન અને તેના સમ્યગ્-વ્યાપાર માટે જરૂરી એવી ક્રિયાત્મક વૃત્તિ નથી. આ નિવૃત્તિપરાયણતા આજની આપણી સમાજદૃષ્ટિને બરોબર નથી લાગતી. તેમાંય, પ્રચલિત દેશાચાર જો સડેલો હોય, રાજા જો કુરાજા હોય, તોપણ ગૃહસ્થ સમાધાનપૂર્વક એની છાયે આવશ્યક ક્રિયાઓ જ કરતો રહે, એ માનવું તો બહુ વસમુ લાગે છે. શુ એ સડા સામે થવાની ક્રિયામાં યોગશક્તિ નથી? ગાંધીજીનું જીવન એવી જ ક્રિયાથી ઘડાયેલુ આપણી સામે

નથી પડયું ? મને લાગે છે, આપણા શાસ્ત્રીઓએ યોગની આ અણખેડાયેલી દિશા પણ જોઈ કાઢવા જેવી છે. 'अभिमतध्यानाद्वा', 'तीव्रसंवेगानामासन्न' ઇત્યાદિ યોગસૂત્રો આવી આવી અનેક ક્રિયાઓના જ વર્ણયક છે. એ ક્રિયાઓ યુગે યુગે વિકસે, ખીલે, શોધાય ને સંશોધાય એમ યોગશાસ્ત્રકારોનો સંકલ્પ છે, એમ જરૂર માની શકાય.

હેમાચાર્યનું આ યોગશાસ્ત્ર વાંચતાં બીજું એક જે લાગે છે તે એ કે, યોગાધિકારી જૈને ધંધો કયો કરવો ? જે ઝીણુ ઝીણુ હેયાહેયનું વર્ણન આચાર્યે કર્યું છે તેમાંથી સાર એ નીકળે છે કે, જૈન અમુક વેપારોમાં જ પડી શકે, અને એ જ કાર્ય કરતા મોટા ભાગના જૈનો આજ છે પણ. ખેતી તથા અનેકવિધ કારીગરીનો નિષેધ કરવો એ કેવું સમાજઘાતક વિધાન છે ! ખેર વધારે ઊણપ તો આ ગ્રંથમાં એ વસ્તુની મને લાગી છે કે, આચાર્યશ્રીએ જે ઝીણવટથી અનેકવિધ અતિચારો વર્ણવી આપણને ચેતવણી આપી છે, તેમ જ જો ગૃહસ્થને તેના ગ્રાહ્ય ધંધારોજગાર બાબતના અતિચારો ગણાવીને ચેતવ્યો હોત તો કેવું ઉત્તમ થાત ! આજના સમાજવાદ, સામ્યવાદ, તથા સહહિતવાદ ('કેમિઝમ') વગેરે અર્થવાદો આ બાબતમાં આપણને સારી પેઠે વિચારસામગ્રી પીરસે છે. આજના આપણા આચાર્યોએ હેમાચાર્યનું આ યોગશાસ્ત્ર એ દષ્ટિથી ખીલવવા જેવું છે. એવી જીવંત ને જાગ્રત સંશોધનશક્તિ એ જ ધર્મના કે યોગના પ્રાણ છે. આ ગ્રંથ તેને પ્રેરો.

પરંતુ. આમ કહીને હું આચાર્યની વિશાળ ને વ્યાપક યોગદષ્ટિનો દોષ નથી બતાવવા માગતો. માત્ર, એ દિશામાં

આ પુસ્તકને આધારે આપણા તત્ત્વજ્ઞાનનું ખેડાણ કરવા જેવું છે એ જ માત્ર મારું અભિપ્રેત છે. બાકી, જ્યાં આગળ આચાર્ય પોતાનો બાર પ્રકારનો શ્રાવક ધર્મ બતાવતાં 'દેશાવકાશિક' વ્રત કહે છે, ત્યાં આજના વૈશ્યધર્મપ્રકોપનો અંકુશ જ નથી જણાવતા ? 'ધનાદિ પદાર્થો મનુષ્યના બાહ્ય પ્રાણ જેવા છે, તે ધનાદિ લઈ લો, એટલે તેના પ્રાણ જ હરી લીધા એમ કહેવાય.' (માત્ર બાહ્ય પદાર્થનો ત્યાગ એટલે અપરિગ્રહ નહિ. સર્વ પદાર્થોમા આસક્તિનો ત્યાગ તેનું નામ અપરિગ્રહ.) આવા ઉદાત્ત ધર્મની ખરેખરી ભાવના જો કરવામા આવે, તો આજ જે દુ:ખમાં જગત સપડાયુ છે તેમાથી તે બચ્યા વગર રહે ? અને, મોટી વાત જે આ ગ્રંથ કહેવા માગે છે તે તો એ છે કે, ઉપર કહેલી ભાવના કરનારો યોગનું ફળ પામ્યા વગર નહિ રહે. યમનિયમનું જ જો ઝીણવટથી ને સત્યની ભાવનાપૂર્વક અનુશીલન કરવામાં આવે, તોપણ યોગનું સંપૂર્ણ ફળ મળે એમ છે. તો ચિત્તની સમતો હસ્તામલકવત્ બને; અને એ જ યોગનો આત્મા છે.

'न साम्येन विना ध्यानं
न ध्यानेन विना च तत्'

એવી જે અન્યોન્ય-કારણત્વની આંટી છે, એનો પણ ઉકેલ આવા સાધકને જ મળી શકે છે. આ ગ્રંથમાંથી એ માર્ગને પ્રેરણા મળો.

એક સમર્થ ગુજરાતી યોગીનું આ પુસ્તક તેમની જ આજની ભાષામાં, અને સંક્ષેપમાં તથા સળંગ પ્રવાહબદ્ધતાથી આપવા માટે, ખરેખર આપણે ભાઈ ગોપાલદાસનો ઉપકાર

માનવો ઘટે છે. આખા ગ્રંથનો સાર પ્રથમ ૧૪૪ પાનમાં આવી જાય છે. ગ્રંથના મુખ્ય પ્રવાહમાં ખટકતા ને બિનજરૂરી ભાગોને ટિપ્પણોમાં કાઢી લેવાનું તેમનું ડહાપણ પ્રશસ્ય છે. એમની ભાષા પૂરતું તો કહી શકાય કે, 'આ ગૂઢ યોગોપનિષદ' પોતાની ગૂઢતા ત્યજે છે. બાકીની ગૂઢતા તો ચારિત્ર્યની સાધનાથી જ ટળે. કેમ કે, 'અંતે યોગ' સાધનાગમ્ય જ છે, અનુભવે જ પોતાનું રૂપ પ્રગટ કરે છે:

('योगेन योगो ज्ञातव्यो
योगो योगात्प्रवर्तते ।
योऽप्रमत्तस्तु योगेन
स योगे रमते चिरम् ॥)

इति शम् ।

૧૫-૧-'૩૮ મગનભાઈ પ્રભુદાસ દેસાઈ
ગૂજરાત વિદ્યાપીઠ

# અનુક્રમણિકા

ઉપોદ્‌ઘાત ૩
સમાજનો વ્યાપક યોગ [શ્રી. મગનભાઈ દેસાઈ] ૪૭

પ્રકરણ ૧ લું

**યોગ એટલે ?:** મંગલાચરણ ૩. –યોગમહિમા ૪. –યોગ એટલે : જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર ૫. –ચારિત્રના પાંચ પ્રકાર : પંચમહાવ્રત ૬. –અહિંસાવ્રતની પાંચ ભાવનાઓ ૮. –સત્યવ્રતની પાંચ ભાવનાઓ ૮. –અસ્તેયવ્રતની પાંચ ભાવનાઓ ૯. –બ્રહ્મચર્યની પાંચ ભાવનાઓ ૯. –અપરિગ્રહની પાંચ ભાવનાઓ ૧૦. –ચારિત્રની બીજી વ્યાખ્યા : સમિતિ અને ગુપ્તિ ૧૦. –પાંચ સમિતિઓ ૧૧. –ત્રણ ગુપ્તિઓ ૧૧. –યોગના બે અધિકારી : સાધુ અને ગૃહસ્થ ૧૨. –અધિકારી ગૃહસ્થ ૧૨.

પ્રકરણ ૨ જું

**ગૃહસ્થયોગની તૈયારી–૧:** ગૃહસ્થના વ્રતો ૧૬. –સમ્યક્‌ત્વ ૧૬. –સાચો દેવ ૧૭. –સાચો ગુરુ ૧૭. –સાચો ધર્મ ૧૮. –સમ્યક્‌ત્વનાં લક્ષણ, ભૂષણ અને દૂષણ ૧૯. –પાંચ અણુવ્રત ૨૦. –અહિંસા ૨૧. –સત્ય ૨૬. –અસ્તેય ૨૯. –બ્રહ્મચર્ય ૩૦. –અપરિગ્રહ ૩૪.

પ્રકરણ ૩ જું

**ગૃહસ્થયોગની તૈયારી–૨:** ત્રણ ગુણવ્રતો: -(૧) દિગ્વિરતિ ૩૭. -(૨) ભોગોપભોગમાન ૩૮. -મદ્યત્યાગ ૩૮. -માંસત્યાગ ૩૯. -રાત્રીભોજનત્યાગ ૪૨. -(૩) અનર્થદંડત્યાગ ૪૫. -દુર્ધ્યાન ૪૬. -પાપોપદેશ ૪૬. -હિંસોપકારી દાન ૪૬. -પ્રમાદ ૪૭.

ચાર શિક્ષાવ્રત: -૧. સામાયિક ૪૭. -૨. દેશાવકાશિક ૫૦. -૩. પોષધ ૫૦. -૪. અતિથિસંવિભાગ ૫૧.

પ્રકરણ ૪ થું

**અતિચારો:** વ્રતોના અતિચારો ૫૪. -અહિંસાવ્રતના અતિચારો ૫૪. -સત્યવ્રતના અતિચારો ૫૫. -અસ્તેયવ્રતના અતિચારો ૫૬. -બ્રહ્મચર્યવ્રતના અતિચારો ૫૭. અપરિગ્રહવ્રતના અતિચારો ૫૮. -દિગ્વિરતિવ્રતના અતિચારો ૫૯. -ભોગોપભોગમાન-વ્રતના અતિચારો ૬૦. -૫ંદર કર્માદાનો ૬૧. -અનર્થદંડવિરતિવ્રતના અતિચારો ૬૩. -સામાયિકવ્રતના અતિચારો ૬૪. -દેશાવકાશિકવ્રતના અતિચારો ૬૫. -પોષધ વ્રતના અતિચારો ૬૫. -અતિથિસંવિભાગ-વ્રતના અતિચારો ૬૬.

પ્રકરણ ૫ મું

**દિનચર્યા:** મહાશ્રાવક ૬૭.-શ્રાવકની દિનચર્યા: પ્રાતઃકાળ ૬૯. -પ્રત્યાખ્યાન ૭૦ -મધ્યાહ્નકાળ ૭૦. -સાયંકાળે છ આવશ્યક ૭૦. -સ્વાધ્યાય ૭૩. -નિદ્રા ૭૩. -સવારમાં ઊઠીને ૭૪. -અંતિમ સંલેખના ૭૬. પરિશિષ્ટ: ઐર્યાપથિકી પ્રતિક્રમણ ૭૮. -ચૈત્યવંદન ૭૯.

પ્રકરણ ૬ ઠું

**આત્મજ્ઞાનનાં સાધન:** આત્મજ્ઞાન એ જ મોક્ષ ૮૪. -ચાર કષાયોનો જય ૮૫ -૧. ક્રોધ ૮૬. -૨. માન ૮૭. -૩. માયા ૮૮ -૪. લોભ ૮૮. -પાંચ ઇંદ્રિયોનો જય ૮૯. -મનઃશુદ્ધિ ૯૦.

–રાગદ્વેષનો જય ૯૧. –સમત્વ ૯૨. –નિર્મમત્વ ૯૨ –૧. અનિત્યતાભાવના ૯૨. –૨. અશરણભાવના ૯૩. –૩. સંસારભાવના ૯૩. –૪. એકત્વભાવના ૯૪. –૫. અન્યત્વભાવના ૯૪. –૬. અશુચિત્વભાવના ૯૫. –૭. આસ્રવભાવના ૯૫. –૮. સંવરભાવના ૯૬. –૯. નિર્જરાભાવના ૯૭. –તપ ૯૮. –૧૦. ધર્મભાવના ૯૯. –૧૧. લોકભાવના ૧૦૨. –૧૨. બોધિદુર્લભત્વભાવના ૧૦૪.

### પ્રકરણ ૭ મું

**ધ્યાન–૧:** ધ્યાનના પ્રકાર ૧૦૭ –યાનોપયોગી ભાવનાઓ ૧૦૯. –ધ્યાન માટે હિતકર સ્થાન ૧૧૦. –આસન ૧૧૦ –પ્રાણાયામ ૧૧૧. –પ્રાણાયામના પ્રકાર ૧૧૧. –પ્રાણાયામાદિની અપારમાર્થિકતા ૧૧૩. –પ્રત્યાહાર ૧૧૩ –ધારણા ૧૧૩.

### પ્રકરણ ૮ મું

**ધ્યાન–૨:** ધ્યાનનો અધિકારી ૧૧૬. –શરીરસ્થ ધ્યેય ૧૧૭. –પદસ્થ ધ્યેય ૧૧૮. –રૂપસ્થ ધ્યેય ૧૧૯. –રૂપાતીત ધ્યેય ૧૨૨. –ધ્યાનના અન્ય પ્રકાર ૧૨૨. –આજ્ઞાવિચય ૧૨૩. –અપાયવિચય ૧૨૩ –વિપાકવિચય ૧૨૩. –સંસ્થાનવિચય ૧૨૪. –ધર્મચિંતનનુ ફળ ૧૨૪.

### પ્રકરણ ૯ મું

**મોક્ષપ્રાપ્તિ:** શુક્લધ્યાન ૧૨૬. –શુક્લધ્યાનના ચાર ભેદ ૧૨૭. –તીર્થંકરની વિભૂતિઓ ૧૩૦. –કેવલીસમુદ્‌ઘાત ૧૩૩. –મોક્ષપ્રાપ્તિ ૧૩૪.

### પ્રકરણ ૧૦ મું

**સ્વાનુભવકથન:** ચાર પ્રકારના ચિત્ત ૧૩૭. –પરમાત્મચિંતન ૧૩૮. –ગુરુની આવશ્યકતા ૧૩૯. –ઉદાસીનતા ૧૩૯. –આત્મજ્ઞાનની પ્રાપ્તિ અને ફળ ૧૪૨. –અંતિમ ઉપદેશ ૧૪૩.

## ટિપ્પણો


| | |
|---|---|
| ૧. ૪૨ ભિક્ષાદોષો . | ૧૪૭ |
| ૨. પરશુરામની કથા | ૧૫૧ |
| ૩. બ્રહ્મદત્તની કથા | ૧૫૨ |
| ૪. વસુરાજાની કથા | ૧૫૬ |
| ૫. મંડિક અને રૌહિણેયની કથા | ૧૫૭ |
| ૬. રામાયણની કથા | ૧૬૦ |
| ૭. સુદર્શન શેઠની કથા | ૧૬૪ |
| ૮. સગર રાજાની કથા | ૧૬૬ |
| ૯. સંગમકની કથા | ૧૬૭ |
| ૧૦. સ્થૂલભદ્રની કથા | ૧૭૦ |
| ૧૧. ગૃહસ્થની અગિયાર પ્રતિમાઓ | ૧૭૫ |
| ૧૨. ધ્યાનાદિ માટે યોગ્ય સ્થાનો | ૧૭૭ |
| ૧૩. જુદા જુદા કર્મોના આસ્રવો | ૧૮૨ |
| ૧૪. આભ્યંતર તપની વિગતો | ૧૮૬ |
| ૧૫. મર્ત્યલોક | ૧૮૯ |
| ૧૬. સાત નરકભૂમિઓ | ૧૯૨ |
| ૧૭. પ્રાણાયામની વિશેષ વિગતો | ૧૯૫ |
| ૧૮. ધારણાના વિવિધ સ્થાનો | ૨૩૦ |
| ૧૯. વિવિધ ધ્યેયો | ૨૩૩ |
| પૂર્તિ | ૨૫૧ |
| સુભાષિતો | ૨૭૪ |
| સૂચિ | ૨૮૫ |

# સૂચના

મૂળ 'યોગશાસ્ત્ર' ગ્રંથમાં બાર પ્રકરણો ('પ્રકાશ') છે. અનુવાદમાં પ્રકરણોની સંખ્યા દૂર કરી નાખી છે. છતાં મૂળ ગ્રંથ સાથે સરખામણી કરવા ઇચ્છનારને સગવડ થાય તે માટે શ્લોકનો અનુક્રમ મૂળ પ્રમાણે જ રાખ્યો છે અનુવાદમાં ફકરાને અંતે મૂકેલા શ્લોક મૂળ ગ્રંથમાં કયા પ્રકરણના છે, તે જાણવા માટે નીચે કોઠક આપ્યું છે

| અનુવાદમાં બતાવેલો શ્લોકોનો ક્રમ | મૂળ ગ્રંથમાં કયા પ્રકાશમાં છે: |
|---|---|
| પાન ૧ થી ૧૫ સુધી | ૧ |
| પાન ૧૬ થી ૩૬ સુધી | ૨ |
| પાન ૩૭ થી ૭૮ સુધી | ૩ |
| પાન ૮૪ થી ૧૧૦ સુધી | ૪ |
| પાન ૧૧૧ થી ૧૧૨ સુધી | ૫ |
| પાન ૧૧૩ | ૬ |
| પાન ૧૧૪ થી ૧૧૫ સુધી | ૪ |
| પાન ૧૧૬ થી ૧૧૮ સુધી | ૭ |
| પાન ૧૧૯ | ૮ |
| પાન ૧૨૦ થી ૧૨૨ (પહેલા ફકરા) સુધી | ૯ |
| પાન ૧૨૨ (બીજા ફકરા) થી ૧૨૫ સુધી | ૧૦ |
| પાન ૧૨૬ થી ૧૩૬ સુધી | ૧૧ |
| પાન ૧૩૭ થી ૧૪૪ સુધી | ૧૨ |
| પાન ૧૯૬ થી ૨૨૯ સુધી | ૫ |
| પાન ૨૩૩ થી ૨૩૫ (પહેલા ફકરા) સુધી | ૭ |
| પાન ૨૩૫ (બીજા ફકરા) થી ૨૪૭ સુધી | ૮ |

૧

# યોગ એટલે ?

મંગલાચરણ — વારી ન શકાય એવા રાગાદિ રિપુઓનું નિવારણ કરનાર તથા ત્રિભુવનના રક્ષક યોગીનાથ ભગવાન મહાવીરને નમસ્કાર. દેવાધિદેવ ઇંદ્ર આવીને ભક્તિથી ચરણસ્પર્શ કરે, કે ફણીધર નાગ આવીને દંશ કરે તો પણ જેનું ચિત્ત નિશ્ચલ રહે છે, તથા પોતાને દુઃખ દેનાર પ્રાણી પ્રત્યે પણ કૃપાથી જેના નેત્ર આંસુભર્યાં થાય છે, તેવા શ્રી વીરપ્રભુને પુનઃ પુનઃ નમસ્કાર. [૧-૩]

શાસ્ત્રો દ્વારા, ગુરુપરંપરા દ્વારા તથા પોતાના અનુભવ દ્વારા યોગનું તત્ત્વ નિશ્ચિત કરીને આ 'યોગશાસ્ત્ર' હું રચું છું [૪]

યોગમહિમા યોગ સર્વ વિપત્તિઓરૂપી વલ્લીસમૂહનો નાશ કરનાર તીક્ષ્ણ પરશુ છે; તથા જડીબુટ્ટી, મંત્ર કે તંત્ર વિના મોક્ષલક્ષ્મીને વશ કરનાર વશીકરણ છે. પ્રચંડ વાયુથી જેમ ગમે તેવી ઘનઘટા દૂર થઈ જાય છે, તેમ યોગ વડે ગમે તેટલા મોટાં પાપ પણ નાશ પામે છે. લાંબા વખતથી એકઠા થયેલાં લાંકડાને પણ જેમ પ્રચંડ અગ્નિ ક્ષણવારમા ભસ્મસાત્ કરી નાખે છે, તેમ ચિરકાલથી ભેગા થયેલાં પાપોને યોગ બાળી નાખે છે. યોગના પ્રભાવથી યોગીનો કફ વગેરે શારીરિક મળ, તથા તેનો સ્પર્શ દિવ્ય ઔષધિરૂપ બની જાય છે, તેને અણિમા, લધિમા વગેરે સિદ્ધિઓ પ્રાપ્ત થાય છે, બધી ઇંદ્રિયોના વિષયોનુ જ્ઞાન તે ગમે તે ઇંદ્રિય દ્વારા પ્રાપ્ત કરી શકે છે; પૃથ્વી, પાણી, આકાશ વગેરે સ્થળે તે ગમે તેમ ગતિ કરી શકે છે, તે શ્રાપ કે વરદાન આપવા સમર્થ થાય છે; દૂરના કોઈ પણ મૂર્ત દ્રવ્યનું જ્ઞાન કરી શકે છે; તથા બીજાનાં મન પ્રત્યક્ષ દેખી શકે છે. પરંતુ એ બધી સિદ્ધિઓ તો યોગરૂપી કલ્પવૃક્ષની પુષ્પથી જેવી છે, તેનુ ફળ તો મોક્ષ છે. [૪-૯]

યોગનું માહાત્મ્ય કેવું અદ્ભુત છે ! ભરતક્ષેત્રનો સ્વામી ભરત ચક્રવર્તી વિશાળ સામ્રાજ્ય વહન કરતો હોવા છતાં યોગ વડે મોક્ષ પ્રાપ્ત કરી શકયો; પહેલી જ વાર મનુષ્યશરીર પામેલી હોવાથી ઋષભદેવની માતા મરુદેવાને પૂર્વજન્મની કશી ધર્મસંપત્તિ ન હોવા છતાં યોગના પ્રભાવથી તે એક જન્મે જ પરમ પદ પામી શકી; બ્રાહ્મણ, સ્ત્રી, ગર્ભ, અને ગાયની હત્યા જેવાં મહાપાપ કરનારા, તથા નરકના અતિથિ જેવા લૂંટારુ દૃઢપ્રહારી વગેરેને યોગ જ ટેકારૂપ

થઈ પડચો; તથા તરતમાં જ જેણે સ્ત્રીહત્યા કરી છે એવા દુરાત્મા ચિલાતીપુત્રને પણ યોગે જ બચાવ્યો, તેવા યોગની સ્પૃહા કોને ન થાય[૧]? [૧૦ ૩]

**યોગ એટલે: જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્ર**

જે માણસના કાનમાં 'યોગ' એ શબ્દ પેઠો નથી, તેવા વ્યર્થ જન્મેલા નર-પશુનો જન્મ જ મા થજો' ચારે પુરુષાર્થમાં મોક્ષ અગ્રણી છે; અને યોગ એ તેનું કારણ છે. જ્ઞાન, શ્રદ્ધા અને ચારિત્રરૂપી રત્નત્રય એનું નામ જ યોગ. [૧૪-૫]

---

૧. ટીકામાં આ ભરત વગેરેની લાંબી કથાઓ છે. ભરત ચક્રવર્તીએ ભાઈઓ સાથે ઝઘડીને સાર્વભૌમત્વ પ્રાપ્ત કર્યું હતું. પરંતુ એક વાર વીંટી સરી પડવાથી શોભા વિનાની બનેલી પોતાની આંગળી દેખીને તેને વિવેકજ્ઞાન થયું, અને ત્યારથી યોગનું અવલંબન લઈ તે તરી ગયો. મરુદેવા પોતાના પુત્ર ઋષભદેવના તીર્થંકર થયા બાદ થયેલા દર્શનથી જ યોગયુક્ત બની તરી ગઈ; દૃઢપ્રહારી ભયંકર લૂંટારુ હતો, પરંતુ એક દરિદ્ર બ્રાહ્મણકુટુંબની પોતે કરેલી દુર્દશા વિચારમાં આવતાં યોગયુક્ત બની તરી ગયો; ચિલાતીપુત્ર લૂંટારુ પણ પોતાની પ્રિયતમાને તેના બાપને ત્યાંથી ઉપાડીને નાસતાં ઘેરાઈ જવાથી તેનું માથું એકલું કાપી લઈ નાસી છૂટયો; પણ પછી તે કપાયેલા માથાને જોઈને જ તેને શોકમાંથી યોગની પ્રાપ્તિ થઈ. આ બધા દાખલાઓમાં ઉત્તરોત્તર પાપનો ભાર વધતો જાય છે; અને તેમ તેમ તે પાપના ભારનેય હઠાવનાર યોગના પ્રભાવનું પણ દર્શન થતું જાય છે.

જીવ–અજીવ વગેરે તત્ત્વોની[1] યથાવસ્થિત રૂપે સંક્ષેપથી કે વિસ્તારથી સમજ, તેનું નામ સમ્યગ્જ્ઞાન. [૧૬]

જિન ભગવાને તે તત્ત્વોનું જે સ્વરૂપ કહેલું છે તેમાં રુચિ, તેનું નામ સમ્યક્શ્રદ્ધા. તે રુચિ અથવા શ્રદ્ધા બે પ્રકારે ઉત્પન્ન થાય છેઃ કોઈ વાર ક્રમે ક્રમે આધ્યાત્મિક ઉન્નતિ કે ચિત્તશુદ્ધિ થતાં થતાં સ્વાભાવિક રીતે પ્રાપ્ત થાય છે, તો કોઈ વાર ગુરુના ઉપદેશ વગેરે બાહ્ય નિમિત્તો વડે ઉત્પન્ન થાય છે. [૧૭]

ચારિત્રના પાંચ પ્રકારઃ પંચમહાવ્રત

સર્વ સપાપ પ્રવૃત્તિઓનો ત્યાગ તેનું નામ ચારિત્ર. પાંચ મહાવ્રતોના ભેદ અનુસાર તેના પાંચ પ્રકાર છે. તે આ પ્રમાણેઃ અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ. [૧૮]

---

૧. જીવ, અજીવ, આસ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ સાત તત્ત્વો છે. તત્ત્વ એટલે મોક્ષપ્રાપ્તિમાં ઉપયોગી જ્ઞેય. 'જીવ'ને બાંધનારું, તથા તેને વિવિધ ફળો ભોગવાવનાર 'અજીવ' તે કર્મ, પરમાણુ, આકાશ વગેરે; કર્મનું જીવની પાપપ્રવૃત્તિઓને કારણે જીવમાં બંધાવું તે 'આસ્રવ'; તેને બંધાતું રોકવું તે 'સંવર'; બંધાયેલાં કર્મને તપ આદિ વડે દૂર કરવું તે 'નિર્જરા'; કર્મો બંધાવાને લીધે જીવની બદ્ધાવસ્થા તે 'બંધ'; અને કર્મો દૂર કરી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરવું તે 'મોક્ષ.' આ તત્ત્વોના સવિસ્તર વર્ણન માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૨૪૭ વગેરે. આસ્રવ, સંવર અને નિર્જરા માટે જુઓ આ પુસ્તકમાં પ્રકરણ છઠ્ઠું.

પ્રમાદ[1] વડે સ્થાવર-જંગમ જીવોની હિંસા ન કરવી તેનું નામ અહિંસા. [૨૦]

પ્રિય અને હિતકર એવું સાચું બોલવું તેનું નામ સત્ય. જે વચન સત્ય હોવા છતાં અપ્રિય અને અહિતકર હોય, તે સત્ય નથી.[2] [૨૧]

માલિકે આપ્યું ન હોય ત્યા સુધી તેનું કાંઈ ન લેવું, એ અસ્તેય અથવા અચૌર્ય છે. ધનાદિ પદાર્થો મનુષ્યના બાહ્ય પ્રાણ જેવા છે, તે ધનાદિ લઈ લો, એટલે તેના પ્રાણ જ હરી લીધા એમ કહેવાય [૨૨]

દિવ્ય કે સ્થૂલ શરીરો સાથે મન-વાણી-કાયાથી, તેમ જ કરવું કરાવવું કે અનુમતિ આપવી એમ અઢાર પ્રકારથી કામભોગનો ત્યાગ, તેનું નામ બ્રહ્મચર્ય. [૨૩]

સર્વ પદાર્થોમા આસક્તિનો[3] ત્યાગ તેનુ નામ અપરિગ્રહ. માત્ર બાહ્ય પદાર્થનો ત્યાગ એટલે અપરિગ્રહ નહિ. કારણ કે, પદાર્થ ત્યાગ્યો હોય પણ ચિત્ત તેને માટે ઝાવાં નાખતુ હોય એમ બને. [૨૪]

---

૧. અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, યોગ (પ્રવૃત્તિ)મા અસાવધાનતા અને ધર્મનો અનાદર — એ આઠ પ્રકારનો પ્રમાદ છે.

૨. કાણાને કાણો કહેવો એ અપ્રિય સત્યનો દાખલો છે; અને પારધી પૂછે કે, તમે રસ્તામા હરણો જોયા ? તેના જવાબમા જોયા હોય અને હા કહે, તો તે અહિતકર સત્ય છે. — ટીકા.

૩. મૂળમાં 'મૂર્છા' છે.

આ દરેક વ્રતની પાંચ પાંચ ભાવનાઓ છે. એ ભાવનાઓ વડે ભાવિત કરેલાં[1] વ્રતો જ અમોઘ નીવડે છે, તેમજ ગમે તેને શાશ્વત પદની પ્રાપ્તિ કરાવે છે. [૧૯,૨૫]

અહિંસાવ્રતની પાંચ ભાવનાઓ

બુદ્ધિમાન પુરુષે અહિંસાવ્રતને નીચેની પાંચ ભાવનાઓથી સ્થિર કરવું: સ્વ-પરને કલેશ ન થાય તે રીતે સાવધાનતાપૂર્વક ચાલવું, મનને અશુભ ચિંતનમાંથી રોકી, શુભ ચિંતને લગાડવું, ભિક્ષા, તેનું ગ્રહણ કે તેનો ઉપયોગ એ ત્રણે બાબતોમાં સાવધાન રહેવું, વસ્તુને લેવા-મૂકવામાં કાળજી રાખવી, અને ખાવા પીવાની વસ્તુ બરાબર જોઈતપાસીને લેવી તથા લીધા પછી તેવી રીતે જોઈતપાસીને જ ઉપયોગમાં લેવી.[2] [૨૬]

સત્યવ્રતની પાંચ ભાવનાઓ

હાસ્ય, લોભ, ભય અને ક્રોધનો ત્યાગ કરી, તથા વિચારપૂર્વક બોલવું, એ સત્યવ્રતની પાંચ ભાવનાઓ છે [૨૭]

---

૧ ઓષધને ભાવનાઓ દેવાથી તે જેમ વધુ પરિણામકારક બને છે, તેમ દરેક વ્રતને અનુકૂળ એવી આ કેટલીક પ્રવૃત્તિઓ — ભાવનાઓ — થી દરેક વ્રત જીવનમાં ઊંડુ ઊતરે છે.

૨ તેમને પરિભાષામાં અનુક્રમે: ઈર્યાસમિતિ, મનોગુપ્તિ, એષણાસમિતિ, આદાન-નિક્ષેપણ-સમિતિ, અને આલોકિત-પાન-ભોજન કહે છે. સમિતિ વગેરેનું વિવરણ હવે પછી આવે છે જ.

**અસ્તેયવ્રતની પાંચ ભાવનાઓ** બરાબર વિચાર કરીને જ, જે વસ્તુનો જે માલિક હોય તેની પાસે તેની માલકીની વસ્તુ માગવી; એક વાર સામાન્ય રીતે માગણી કરી હોય, પણ વિશેષ ઉપયોગ કરતી વખતે અથવા વિશેષ પ્રયોજન માટે તેનો નિર્દેશ કરી ફરી માગણી કરવી; માલિક પાસે માગતી વખતે 'આટલું જ, એથી બાકીનું નહિ,' એવું ચોક્કસ પ્રમાણ પણ કહી દેવું; પોતાની પહેલાં બીજા સમાન ધર્મવાળાએ કોઈ સ્થાનાદિ માગી લીધેલું હોય, તો તેનો ઉપયોગ કરતી વખતે તે સમાનધર્મીની રજા લેવી; તથા વિધિપૂર્વક મેળવેલી વસ્તુ પણ ગુરુને બતાવીને તેમની પરવાનગી મેળવ્યા બાદ જ વાપરવી, એ પાંચ અસ્તેય વ્રતની ભાવનાઓ છે.[૧] [૨૮-૯]

**બ્રહ્મચર્યની પાંચ ભાવનાઓ** સ્ત્રી, પંઢ કે માદાપશુવાળું રહેઠાણ કે તેમના દ્વારા સેવાયેલ આસનનો તથા જ્યાંથી આડમાં રહી દંપતીની ક્રીડાનો અવાજ સંભળાય તે સ્થળનો ત્યાગ કરવો; રાગપૂર્વક સ્ત્રી

૧. એ પાંચમાંથી પહેલી ચાર મૂળમાં 'મકાન અથવા સ્થાન'ને ઉદ્દેશીને કહેલી છે; અને પાંચમી 'માગી આણેલાં અન્નપાનને' લગતી જણાવી છે. પરંતુ અનુવાદમાં સામાન્ય અર્થ જ લીધો છે. આ મહાવ્રતો સાધુઓને માટે જ છે એમ માની, મૂળમાં તે રીતે એ ભાવનાઓના અર્થ કર્યા છે. ગૃહસ્થ માટે મહાવ્રતને સ્થાને પછીથી જણાવેલાં અણુવ્રત હોય છે.

સાથે કે સ્ત્રીની કથા ન કરવી (અથવા રાગયુક્ત સ્ત્રીઓ સાથે કે રાગયુક્ત સ્ત્રીઓની કથા ન કરવી), પહેલાં (ગૃહસ્થ અવસ્થામાં કે વ્રત લેતા પૂર્વે) સ્ત્રી સાથે કરેલા કામભોગ યાદ ન કરવા, સ્ત્રીના મનોહર અંગો રસપૂર્વક ન જોવા તેમજ પોતાના શરીરની ટાપટીપ ન કરવી, અને કામોદ્દીપક રસાળા ખાનપાન તજવાં, એ પાંચ ભાવનાઓ વડે બ્રહ્મચર્ય વ્રતને સ્થિર કરવું [૩૦ ૧]

**અપરિગ્રહની પાંચ ભાવનાઓ**

રાગ પેદા કરે તેવા મનોહર સ્પર્શ, રસ, ગંધ, રૂપ અને શબ્દરૂપી ઇંદ્રિયોના વિષયોમાં આસક્તિનો ત્યાગ, અને મનને ન ગમે તેવા સ્પર્શાદિમાં દ્વેષનો અભાવ — એ અપરિગ્રહ વ્રતની પાંચ ભાવનાઓ છે [૩૨ ૩]

**ચારિત્રની બીજી વ્યાખ્યા સમિતિ અને ગુપ્તિ**

બીજી વ્યાખ્યા પ્રમાણે, મુનિશ્રેષ્ઠો પાંચ સમિતિઓ અને ત્રણ ગુપ્તિઓથી પવિત્ર બનેલા ચારિત્રને સમ્યક્ચારિત્ર કહે છે[૧] વિવેકયુક્ત સમ્યક્પ્રવૃત્તિ એ સમિતિ કહેવાય, અને બુદ્ધિ તથા શ્રદ્ધાપૂર્વક મન વચન કાયાને ઉન્માર્ગેથી રોકવા તે ગુપ્તિ કહેવાય [૩૪]

---

૧ આ વ્યાખ્યા મૂળમાં 'અથવા' એ રીતે શરૂ કરીને આપી છે જોકે ટીકામાં તો હેમચંદ્રાચાર્યે ચારિત્રના 'મૂળગુણ રૂપ' અને 'ઉત્તરગુણરૂપ' એમ બે પ્રકાર ગણી લઈ, પાંચ મહાવ્રતાદિવાળા ચારિત્રને મૂલગુણરૂપ ચારિત્ર કહ્યુ છે, અને સમિતિ-ગુપ્તિવાળા ચારિત્રને ઉત્તરગુણરૂપ કહ્યુ છે

પાંચ સમિતિઓ   સમિતિઓ પાંચ છે: લોકોની અવર-જવરવાળા[1] તથા સૂર્યના પ્રકાશવાળા ધોરી માર્ગે કોઈ જંતુને કલેશ ન થાય તે માટે સાવધાનતાપૂર્વક ચાલવું તે 'ઈર્યાસમિતિ;[2] દોષયુક્ત વાણીનો ત્યાગ કરી, સર્વ લોકોને હિતકર અને પરિમિત બોલવું એ 'ભાષાસમિતિ', ૪૨ ભિક્ષાદોષથી[3] અદૂષિત એવું અન્ન હંમેશાં લેવું એ 'એષણાસમિતિ', વસ્તુમાત્રને જોઈતપાસી કાળજીપૂર્વક લેવી મૂકવી, એ 'આદાન-નિક્ષેપ-સમિતિ,' કફ, મૂત્ર, મલ વગેરે અનુપયોગી વસ્તુઓ જીવજંતુ વિનાના સ્થાનમાં કાળજીપૂર્વક નાખી આવવી, એ 'ઉત્સર્ગસમિતિ' [૩૫ ૪૦]

ત્રણ ગુપ્તિઓ   ગુપ્તિઓ ત્રણ છે: કામક્રોધાદિ કલ્પનાજાળમાંથી મનને મુક્ત કરવું, પોતાના કલ્યાણને ઉપયોગી પદાર્થોના ચિંતનમાં તેને સમભાવપૂર્વક પરોવવું, તથા અંતે શુભ કે અશુભ મનોવૃત્તિઓનો નિરોધ કરી આત્માની અંદર જ તેને રમમાણ કરવું, એ મનોગુપ્તિ, મો, આંખ વગેરે વડે

---

૧. જે રસ્તે લોકોની વારંવાર આવજા થતી હોય ત્યાં સજીવ જંતુ કે વનસ્પતિ વગેરે પડ્યાં હોવાનો સંભવ ઓછો હોય.

૨. ટીકામાં વધુમાં જણાવ્યું છે કે, કાળજીપૂર્વક ચાલતાં હિંસા થઈ જાય તોપણ વાંધો નથી; પરંતુ કાળજી વિના ચાલતાં જીવ મરે કે ન મરે તોપણ હિંસા થાય જ.

૩ જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧.

અણુસારા કર્યા વિના મૌન ધારણ કરવું, તેમજ શાસ્ત્રાનુસાર ઉપયોગ જેટલું બોલવું એ વાગ્ગુપ્તિ[1]; અને ગમે તેટલાં વિઘ્ન આવે તોપણ (ધ્યાનાદિ વખતે) શરીરની નિશ્ચલતા રાખવી, તેમજ શયન-આસન, લેવું-મૂકવું અને ફરવું-હરવું એ બધામાં સ્વચ્છંદી ચેષ્ટાનો ત્યાગ કરવો એ કાયગુપ્તિ. એ પાંચ સમિતિ અને ત્રણ ગુપ્તિ મળીને આઠ બાબતો સાધુના ચારિત્રરૂપી શરીરને નિપજાવતી હોવાથી, તેનું રક્ષણ કરતી હોવાથી, તથા તેનું સંશોધન કરતી હોવાથી સાધુની આઠ માતાઓ કહેવાય છે. [૪૧ ૫]

યોગના બે અધિકારી: સાધુ અને ગૃહસ્થ

સાધુઓને આ ચારિત્રનું સર્વાંગે પાલન વિહિત છે; પરંતુ તે ચારિત્રમાં પ્રીતિ હોવા છતાં અશક્તિને કારણે તેને સર્વાંગે આચરી ન શકતા ગૃહસ્થો તેને અલ્પ અંશે પણ આચરી શકે છે, અને કલ્યાણભાગી થઈ શકે છે. [૪૬]

અધિકારી ગૃહસ્થ

નીચે પ્રમાણે ગુણો અને આચરણવાળો ગૃહસ્થ યોગમાર્ગનો[2] અધિકારી થઈ શકે છે. ન્યાયપૂર્વક જેણે સંપત્તિ પ્રાપ્ત

---

૧. વાગ્ગુપ્તિ અને ભાષાસમિતિ એ બેમાં તફાવત એ છે કે, ગુપ્તિમા સર્વથા વાણીવ્યાપારનો નિરોધ, તેમજ સમ્યગ્ વાણીવ્યાપાર એ બે વસ્તુઓ રહેલી છે; જ્યારે સમિતિમાં તો સમ્યગ વાણીવ્યાપાર એ એક જ વસ્તુ રહેલી છે.—ટીકા.

૨. મૂળમાં તેને માટે 'ગૃહસ્થધર્મ' શબ્દ છે. તેનો અર્થ 'ગૃહસ્થીઓનો યોગમાર્ગ' એવો જ છે.

કરી હોય[1]; શિષ્ટ પુરુષોએ આચરેલા માર્ગનો જે પ્રશંસક હોય; કુળ અને શીલમાં સમાન એવા અન્ય ગોત્રના માણસો સાથે જેનો વિવાહસંબંધ હોય; જે પાપભીરુ હોય; પ્રચલિત દેશાચાર[2] આચરતો હોય; બીજાની અને ખાસ કરીને રાજાની નિંદા ન કરતો હોય; બહુ ખુલ્લામાં નહિ કે બહુ ગુપ્ત ભાગમાં નહિ એવા, તથા સારા પડોશીઓવાળા સ્થાનમાં, ઓછા દરવાજાવાળા મકાનમાં જે રહેતો હોય; સદાચારી પુરુષોનો જ જેને સંગ હોય; માતપિતાનું જે પૂજન કરતો હોય; દેશ, જાતિ અને કુલની અપેક્ષાએ નિંદ્ય ગણાતાં કર્મોમાં[3] જેની પ્રવૃત્તિ ન હોય; જે કમાણી પ્રમાણે ખર્ચ કરતો હોય[4]; સંપત્તિ પ્રમાણે પહેરવેશ રાખતો

---

૧. કેટલાકની એવી માન્યતા હોય છે કે, ન્યાયપૂર્વક સંપત્તિ પ્રાપ્ત જ ન થઈ શકે. તેને જવાબ આપતા આચાર્યશ્રી ટીકામા કહે છે :

निपानमिव मण्डूकाः सरः पूर्णमिवाण्डजाः ।
शुभकर्माणमायान्ति विवशाः सर्वसंपदः ॥

"દેડકા જેમ ખાબોચિયા તરફ આવે, તથા પંખીઓ જેમ ભરેલા સરોવર પ્રત્યે જાય, તેમ શુભકર્મવાળા પુરુષ પાસે પરવશ થઈને બધી સંપત્તિઓ આવે છે."

૨. ભોજન, પહેરવેશ ઇત્યાદિને લગતો. —ટીકા.

૩. સૌવીર દેશમા કૃષિકર્મ ગર્હિત છે; લાટ દેશમા દારૂ ગાળવો ગર્હિત છે, બ્રાહ્મણને સુરાપાન તથા તલ, મીઠું વગેરે વેચવું ગર્હિત છે; ચૌલુક્યોમા મદ્યપાન ગર્હિત છે ઇ૰.—ટીકા

૪. पादमायान्निधिं कुर्यात् पादं वित्ताय घट्टयेत् ।
धर्मोपभोगयोः पादं पादं भर्त्तव्यपोषणे ॥

હોય; આઠ બુદ્ધિગુણોથી યુક્ત હોય[1]; રોજ ધર્મનું શ્રવણ કરતો હોય; પહેલાંનુ ખાધેલું પચ્યુ ન હોય ત્યાં સુધી નવું ભોજન કરતો ન હોય; ભૂખ લાગે ત્યારે પ્રકૃતિને અનુકૂળ ભોજન કરતો હોય; ધર્મ, અર્થ અને કામ એ ત્રણેને અન્યોન્ય બાધા ન આવે તે રીતે સેવતો હોય, અતિથિ, સાધુ અને દીનજનને યથાયોગ્ય દાન દેતો હોય; હંમેશા આસક્તિરહિત રહેતો હોય, ગુણોનો પક્ષપાતી હોય, પ્રતિષિદ્ધ દેશ અને કાળની ક્રિયાને તજતો હોય, પોતાનુ બળાબળ બરાબર સમજતો હોય; સદાચારી અને જ્ઞાનવૃદ્ધ પુરુષોની સેવા કરતો હોય, પોષ્યજનોનું યથાયોગ્ય પોષણ કરતો હોય, દીર્ઘદર્શી હોય, સારાનરસાનો જેને વિવેક હોય, જે કૃતજ્ઞી હોય; લોકોમાં પ્રિય હોય, જેને ખરાબ કામની લજ્જા હોય; જે દયાળુ હોય; જે સૌમ્ય આકૃતિવાળો હોય; જે પરોપકાર કરવામાં

---

"આવકનો ચોથો ભાગ સચય કરવો, ચોથો ભાગ ધધામા લગાડવો, ચોથો ભાગ ધર્મ તથા ભોગમા ખર્ચવો અને ચોથો ભાગ આશ્રિતોના પોષણમાં" —ટીકા.

૧. शुश्रूषा श्रवणं चैव ग्रहणं धारणं तथा।
ऊहोऽपोहोऽर्थविज्ञानं तत्त्वज्ञानं च धीगुणाः॥

"નવી વાત સાંભળવાની ઇચ્છા; તેને સાભળવી; તેને સમજવી; તેને યાદ રાખવી; સાભળેલી વસ્તુને આધારે તેવી બીજી બાબતોનો વિતર્ક કરવો; વિરુદ્ધ બાબતોને દલીલોથી દૂર કરવી; પદાર્થોનું સંશયરહિત જ્ઞાન પ્રાપ્ત કરવું; અને તત્ત્વનિર્ણય કરવો, એ બુદ્ધિના આઠ ગુણો છે.

શૂરો હોય; પોતાના અંતરમાં રહેલા કામ, ક્રોધ, લોભ, માન, મદ અને હર્ષ (મત્સર) એ ૭ શત્રુઓનો પરિહાર કરવામાં તત્પર હોય; તથા જેણે ઇંદ્રિયોને વશમાં આણી હોય, તેવો ગૃહસ્થ યોગમાર્ગનું પાલન કરવા શક્તિમાન થાય છે. [૪૭-૫૬]

૨

## ગૃહસ્થયોગની તૈયારી – ૧

ગૃહસ્થના વ્રતો

યોગમાર્ગનું અનુસરણ કરવા ઇચ્છનારા ગૃહસ્થે નીચેનાં વ્રતો અવશ્ય ધારણ કરવાં જોઈએ. તે વ્રતો આ પ્રમાણે છે: પાંચ અણુવ્રતો, ત્રણ ગુણવ્રતો અને ચાર શિક્ષાવ્રતો. પરંતુ તે બધાં વ્રતો 'સમ્યક્ત્વ'યુક્ત ગૃહસ્થને જ ફળદાયક થાય છે; અન્યને નહિ. માટે સૌથી પ્રથમ સાધકે સમ્યક્ત્વ પ્રાપ્ત કરવું જોઈએ.

સમ્યક્ત્વ

સાચા દેવમાં દેવબુદ્ધિ, સાચા ગુરુમાં ગુરુબુદ્ધિ અને સાચા ધર્મમાં અજ્ઞાન સંશય અને વિપર્યય વિનાની શુદ્ધ બુદ્ધિ, એનું નામ સમ્યક્ત્વ. તેથી ઊલટું, અદેવમાં દેવબુદ્ધિ, અગુરુમાં ગુરુબુદ્ધિ અને અધર્મમાં ધર્મબુદ્ધિ એ મિથ્યાત્વ કહેવાય. [૧-૩]

સાચો દેવ — જે સર્વજ્ઞ છે, રાગાદિ દોષો જેણે જીત્યા છે, જે ત્રૈલોક્યમા પૂજ્ય છે, તથા જે પદાર્થોને જેવા છે તેવા કહી બતાવે છે, તે જ દેવ કહેવાવાને લાયક છે, તે જ અર્હત છે, અને તે જ પરમેશ્વર છે પોતામા જો વિચારશક્તિ હોય, તો એવા દેવનુ જ ધ્યાન કરવુ જોઈએ, તેની જ ઉપાસના કરવી જોઈએ, તેનુ જ શરણુ ઇચ્છવુ જોઈએ અને તેની જ આજ્ઞા સ્વીકારવી જોઈએ જે દેવો સ્ત્રી, શસ્ત્ર, માળા[1] વગેરે રાગાદિના ચિહ્નોથી કલકિત છે, તથા શાપ–વરદાન આપ્યા કરે છે, તેઓ મુક્તિ ન અપાવી શકે નાટ્ય, અટ્ટહાસ, સગીત વગેરે ધમાલમા વ્યગ્ર દેવો, પોતાને શરણે આવેલાઓને શાતિપદ કેવી રીતે પ્રાપ્ત કરાવે ? [૪ ૭]

સાચો ગુરુ — જેઓ મહાવ્રતધારી છે, જેઓ ધીર છે, જેઓ માત્ર ભિક્ષાથી જ નિર્વાહ કરે છે, જેઓ સમતામા સ્થિત છે, તથા જેઓ સાચો ધર્મ ઉપદેશે છે, તેઓ સાચા ગુરુ છે જેઓ શિષ્યના સ્ત્રી ધન ધાન્ય વગેરે સર્વની અભિલાષા કરનારા છે, જેઓ મદ્ય માસ વગેરે સર્વ ખાયા કરે છે, જેઓ પુત્ર સ્ત્રી વગેરે પરિગ્રહવાળા હોઈ અબ્રહ્મચારી છે, તથા મિથ્યા ઉપદેશ આપનારા છે, તેઓને ગુરુ ન કહી શકાય જેઓ પોતે જ સ્ત્રી

---

૧ જેને પોતામા અપૂર્ણતા લાગતી હોય, તે જ બીજાના નામની માળા ફેરવતો હોય તેથી, હાથમા માળા હોવી એ બીજાની પાસેથી કઈ મેળવવાની ઇચ્છાનુ પ્રતીક છે, પૂર્ણતાનુ નહિ —ટીકા

વગેરે પરિગ્રહ તથા સર્વ પ્રકારની હિંસાદિ પ્રવૃત્તિઓવાળા છે, તેઓ બીજાને શી રીતે તારી શકે? જે પોતે જ દરિદ્રી છે, તે બીજાને ધનવાન શી રીતે બનાવી શકે? [૮-૧૦]

**સાચો ધર્મ** દુર્ગતિમાં પડતા પ્રાણીને ધારણ કરે — બચાવે — તેનું નામ ધર્મ. સર્વજ્ઞ પુરુષોએ ઉપદેશેલો સંયમાદિ દશ પ્રકારનો ધર્મ[1] મુક્તિ અપાવી શકે છે. કેટલાક લોકો પોતાના ધર્મને 'અપૌરુષેય' એટલે કે 'કોઈ પુરુષે ન કહેલો' કહીને શ્રેષ્ઠ માને છે, અને કહે છે કે, 'પુરુષે કહેલી વાણીમાં તો દોષ હોય પણ ખરા અને ન પણ હોય, પરંતુ અમારાં શાસ્ત્રોનો તો કોઈ કર્તા જ ન હોવાથી તેમાં દોષનો સંભવ જ નથી.' તેનો જવાબ એ છે કે, કોઈ પુરુષે ન કહ્યું હોય એવું વચન જ અસંભવિત છે; અને છતાં એવું સંભવે એમ માનો તો પણ, તેને પ્રમાણભૂત કેવી રીતે કહી શકાય? કારણ કે, કોઈ પણ વચન પ્રમાણભૂત છે કે નહિ તે નક્કી કરવાનુ સાધન એક જ છે, અને તે એ કે, તે વચન કોઈ આપ્ત — અનુભવીનું છે કે નહિ તે તપાસવું. મિથ્યાદષ્ટિવાળાઓએ પ્રવર્તાવેલો અને હિંસાદિ દોષોથી કલુષિત એવો ધર્મ, ધર્મ કહેવાનો હોય તો

૧. તત્ત્વાર્થસૂત્ર ૯-૬ માં જણાવ્યા પ્રમાણે: ક્ષમા (સહનશીલતા), મૃદુતા, આર્જવ (વિચાર, વાણી અને વર્તનની એકતા), શૌચ (શરીરમાં આસક્તિનો અભાવ), સત્ય, સંયમ, તપ, ત્યાગ, આકિંચન્ય (કોઈ વસ્તુમાં મમત્વ ન રાખવું) અને બ્રહ્મચર્ય (ગુરુ સાથે નિવાસ) — આ દશ પ્રકારનો ધર્મ છે.

પણ સંસારમાં રખડાવનાર જ થઈ પડે છે. રાગાદિયુક્ત હોવા છતાં દેવ કહેવાય, અબ્રહ્મચારી હોવા છતાં ગુરુ કહેવાય, અને દયા-અહિંસા વિનાનો હોવા છતાં ધર્મ કહેવાય, તો પછી આ જગતની આશા જ મૂકવી! [૧૧-૪]

**સમ્યક્ત્વનાં લક્ષણ, ભૂષણ અને દૂષણ**

શમ,[1] સંવેગ (મુમુક્ષા), નિર્વેદ (વૈરાગ્ય), અનુકંપા અને આસ્તિકતા[2] એ સમ્યક્ત્વનાં લક્ષણ છે. જિનોએ કહેલા ધર્મમાં સ્થિરતા, તે ધર્મની ઉન્નતિ કરવામાં મદદ કરવારૂપી પ્રભાવના,[3] તે ધર્મ પ્રત્યે ભક્તિ, તે ધર્મના સિદ્ધાંતોમાં કુશળતા, અને

---

૧. ક્રોધાદિ કષાયો તથા વિષયતૃષ્ણા ન થવા તે —ટીકા.

૨ જિનોએ કહેલા જીવ,પરલોક વગેરે ભાવો છે (અસ્તિ), એમ માનવું તે —ટીકા

૩ ટીકામાં નીચે પ્રમાણે આઠ જણને એક શ્લોક ટાંકી ધર્મની પ્રભાવના કરનારા તરીકે વર્ણવ્યા છે: સારી રીતે આગમગ્રંથો જાણનાર, ધર્મકથા સારી રીતે કહી જાણનાર, વાદવિવાદમાં કુશળ, નિમિત્તશાસ્ત્ર દ્વારા ત્રૈકાલિક લાભાલાભ કહી શકનાર, કઠોર તપ આચરી જાણનાર, પ્રજ્ઞપ્તિ વગેરે શાસનદેવતાઓ જેની મદદમાં છે તેવો, વશીકરણ વગેરે જાણનારો, અને કવિ. પછીના વખતમાં જૈનસાધુઓ જારણ-મારણ, કે દેવદેવીની સાધનામાં કેવી રીતે પડ્યા તે આ શ્લોક ઉપરથી કલ્પી શકાશે. જૂના શાસ્ત્રોમાં જે નિમિત્તાદિ શાસ્ત્રો ત્યાજ્ય કહ્યાં છે, તેમનું સેવન ધર્મની ઉન્નતિ માટે જ કરીને એ લોકોએ ધર્મની ખરેખર જ ઉન્નતિ કરી કે કેમ એ વિચારવા જેવું છે

તીર્થસેવા[1] એ પાંચ સમ્યક્ત્વનાં ભૂષણ છે. શંકા, (બીજાના ધર્મમાં સુખકર માર્ગ હોવાથી તેની ઇચ્છારૂપી) કાંક્ષા, (આ મહાન કષ્ટો સહન કરવાનું કાંઈ ફળ હશે કે કેમ એ પ્રમાણે બુદ્ધિની અસ્થિરતારૂપી) વિચિકિત્સા[2], પોતાના ધર્મથી વિપરીત માન્યતાવાળા મિથ્યાદૃષ્ટિ લોકોની પ્રશંસા, તથા તેમનો સંસર્ગ — એ પાંચ સમ્યક્ત્વનાં દૂષણ છે. [૧૫-૭]

પાંચ અણુવ્રત — આ પ્રમાણે દૃઢ સમ્યક્ત્વયુક્ત ગૃહસ્થે પાંચ અણુવ્રત વગેરે વ્રતો ધારણ કરવાં. અણુવ્રત એટલે નાના — ગૃહસ્થ માટેનાં — વ્રત. સ્થૂલ હિંસા, સ્થૂલ અસત્ય, સ્થૂલ ચૌર્ય, સ્થૂલ અબ્રહ્મચર્ય, અને સ્થૂલ પરિગ્રહમાંથી, મન વાણી અને કાયા વડે એ ત્રણ પ્રકારે, તથા જાતે ન કરવું તેમજ બીજા પાસે પણ ન કરાવવું એ બે[3] પ્રકારે નિવૃત્ત થવું, તે અણુવ્રત કહેવાય છે.

---

૧. તીર્થંકરના જન્માદિ સ્થાનો તે તીર્થ. અથવા અર્હંત ભગવાન તેમજ તેમનો ચતુર્વિધ સંઘ પણ તીર્થ કહેવાય છે. તીર્થ એટલે સંસારનદી પાર કરવાને સુખે ઊતરી શકાય તેવો માર્ગ. — ટીકા.

૨. શંકા અને વિચિકિત્સા વચ્ચે ટીકામાં એવો ભેદ બતાવ્યો છે કે, શંકા તો તત્ત્વોના સ્વરૂપને લગતી હોય છે, જ્યારે વિચિકિત્સા ક્રિયાની બાબતમાં હોય છે. 'વિચિકિત્સા એટલે સદાચારી મુનિઓની નિંદા,' એવો બીજો વિકલ્પ પણ ટીકામાં છે.

૩. મૂળમાં 'વગેરે' એટલું વધારે છે. 'વગેરે' નો અર્થ એવો કરવો કે મન-વાણી-કાયા વડે એ ત્રણ, અને કરવું કરાવવું એ બે પ્રકારો મેળવવાથી જેટલા ક્રમો સંભવે, તે બધા. જેમકે ૩-૨,૨-૨,૧-૨,૧-૩,૧-૧ વગેરે.

'સ્થૂલ' હિંસા એટલે જેમનામા હિંસાદિને લગતો જૈનશાસ્ત્ર જેટલો સૂક્ષ્મ વિચાર નથી તેવા અન્યધર્મીઓ પણ જેને હિંસા માને છે તે, એટલે કે જગમ જીવોની હિંસા અહી હિંસાદિ જાતે ન કરવા કે બીજા પાસે ન કરાવવા એમ બે પ્રકાર જ લીધા છ, અને 'કોઈને અનુમતિ પણ ન આપવી' એવો ત્રીજો પ્રકાર નથી લીધો, કારણ કે, ગૃહસ્થીને છૈયાછોકરા તો હોય જ અને તેઓ જે કાઈ હિંસા કરે તેમા તેની અનુમતિ ગણાય જ [૧૮]

અહિંસા હવે આપણે તે દરેક વ્રતનો વિગતવાર વિચાર કરીએ તેમા સૌથી પ્રથમ વ્રત અહિંસા છે હિંસાના ફળરૂપે પાગળાપણુ, કોઢિયાપણુ, કે દૂણિયાપણુ[1] વગેરે પ્રાપ્ત થાય છે એમ જાણીને, બુદ્ધિમાન પુરુષ નિરપરાધી જગમ પ્રાણીઓની હિંસાનો સકલ્પ પણ ન કરે પોતાની પેઠે બધા પ્રાણીઓને સુખ પ્રિય છે અને દુખ અપ્રિય છે એમ વિચારી, પોતાને ન ગમતી હિંસા બીજાઓ પ્રત્યે પણ ન આચરવી અહિંસાધર્મનુ રહસ્ય સમજનાર મુમુક્ષુ ઉપાસક સ્થાવર જીવોની પણ નિરર્થક હિંસા ન કરવી પ્રાણી પોતાનુ જીવિત બચાવવા રાજ્ય પણ આપી દે છે, એના એ જીવિતનો વધ કરવાથી થતુ પાપ, આખી પૃથ્વી દાનમા આપી દે તો પણ ન ધોઈ શકાય વાયુ, જળ અને તૃણ ખાઈને જીવનારા વનના નિરપરાધી પ્રાણીઓને માસને માટે મારનારા માણસમા અને કૂતરામા

૧ મૂળમા તેને માટે 'કુણિત્વ' શબ્દ છે

શો ફેર છે? પોતાનું શરીર દાભથી કપાતાં પણ જે દુઃખી થઈ જાય છે, એવો માણસ નિરપરાધી પ્રાણીઓને તીક્ષ્ણ શસ્ત્રો વડે શી રીતે હણે છે? પોતાના ક્ષણિક સુખને માટે ક્રૂર લોકો બીજા પ્રાણીનો આખો જન્મ પૂરો કરી નાખે છે' કોઈ માણસને 'તું મરી જા' એટલું કહેવા માત્રથી પણ દુઃખ થાય છે, તો પછી દારુણ શસ્ત્રો વડે તેને મારી જ નાખવામાં આવતો હોય, ત્યારે તેની શી દશા થતી હશે? શાસ્ત્રમાં કહ્યું છે કે, ક્રૂર ચિત્તવાળા સુભૂમ[1] અને બ્રહ્મદત્ત[2] એ બે ચક્રવર્તીઓ મનુષ્યોનો ઘાત કરવાને કારણે માનમુ નરક પામ્યા માણસ ઠૂંઠો હોય, પાંગળો હોય કે કોઢિયો-પતિયો હોય તે મારો, પણ સર્વાંગસંપૂર્ણ હોઈને હિંસાપરાયણ હોય તે નહિ મારો. વિઘ્નની શાંતિને અર્થે કરેલી હિંસા પણ પરિણામે વિઘ્નકર જ થઈ પડે છે, તથા કુલાચાર માનીને કરેલી હિંસા પણ કુલનો વિનાશ કરનારી થાય છે. વંશપરંપરાથી ચાલતી આવેલી હિંસાને પણ જે તજી દે છે, તે કાલસૌકરિકના પુત્ર સુલસના જેવો પ્રશંસાપાત્ર થાય છે.[3] માણસ હિંસાનો

---

૧. સુભૂમ ચક્રવર્તીની કથામાં પરશુરામનું આખું જૈન ચરિત્ર આવી જાય છે. તે માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૨. પરશુરામે સાત વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી હતી, તેના બદલામાં તેણે ૨૧ વાર પૃથ્વીને બ્રાહ્મણ વિનાની કરી નાખી હતી.

૨. બ્રહ્મદત્તની કથા માટે જુઓ પુસ્તકને અંતે ટિ. નં. ૩.

૩. કાલસૌકરિક એક ખાટકી હતો. તેના મૃત્યુ બાદ સુલસને તેના કુટુંબીજનોએ ખાટકીનો ધંધો કરવાનું કહ્યું.

ત્યાગ ન કરે ત્યાં સુધી તેનો ઇંદ્રિયનિગ્રહ, દેવગુરુની ઉપાસના, તથા દાન અધ્યયન અને તપ વગેરે શુભ કર્મો પણ નિષ્ફળ જાય છે. હિંસાપ્રધાન શાસ્ત્રો ઉપદેશનારા લોભાંધ નિર્દય લોકો મુગ્ધ બુદ્ધિના વિશ્વાસુ લોકોને નરકના ભાગી કરે છે. તેઓ કહે છે, 'સ્વયંભૂએ પોતે જ પશુઓને યજ્ઞ માટે સર્જ્યાં છે. યજ્ઞ જગતના કલ્યાણ અર્થે છે, માટે યજ્ઞમા કરેલી હિંસા હિંસા નથી. યજ્ઞને માટે હણેલાં પશુ, વનસ્પતિ, વૃક્ષ, જાનવર, અને પક્ષીઓ ઉચ્ચ ગતિને પામે છે. મનુએ કહ્યું છે કે, મધુપર્કમાં[1], યજ્ઞમાં, તેમજ પિતૃઓનાં કે દેવોના કર્મોમા પશુઓની હિંસા કરવી, પરંતુ બીજે નહિ. યજ્ઞાદિ નિમિત્તે પશુની હિંસા કરનારો વેદવિદ્ બ્રાહ્મણ પોતાને તેમજ તે પશુઓને ઉત્તમ ગતિ પમાડે છે.' આ પ્રમાણે હિંસાનો ઉપદેશ કરનારું શાસ્ત્ર રચનારા ક્રૂરકર્મી લોકો કયા નરકમાં જશે? કારણ કે, તેઓ તો નાસ્તિકો કરતાં પણ વધુ નાસ્તિક છે. કહ્યું છે કે, 'ચાર્વાક બિચારો સારો, કારણ કે તે તો ઉઘાડો નાસ્તિક છે; પરંતુ મોઢે વેદ બોલતા જૈમિનિ તો તાપસના વેષમાં રાક્ષસ જ છે.'

---

પરંતુ તેણે પોતાના પિતાની દુર્દશા જોઈ હતી, અને તેને ખાતરી થઈ હતી કે પિતાની દુર્દશાનું કારણ તેનો હિંસક ધંધો જ હતુ તેથી તે કેમેય કબૂલ ન થયો. ત્યારે તેના કુટુંબી તેને કહેવા લાગ્યા કે, તારા પાપમા અમે ભાગીદાર થઈશું, તો પછી તારે શો વાંધો છે? ત્યારે સુલસે એક કુહાડો પોતાની જાંઘમા માર્યો અને તેની વેદના સગાંઓને વહેંચી લેવા કહ્યું. પણ કોઈ તેમ કરી શક્યું નહિ.

૧. એક ક્રિયાવિશેષ, તેમા ગાયનો વધ કરવાનો હોય છે.

દેવોને બલિ આપવાને બહાને કે યજ્ઞને બહાને જે ક્રૂર લોકો જીવોને હણે છે, તેઓ ઘોર દુર્ગતિને પામે છે. શમ, શીલ અને દયામૂલક જગતકલ્યાણકારી ધર્મને તજી, મંદબુદ્ધિ લોકોએ હિંસાને જ ધર્મ ઠરાવી છે, એ કેવી નવાઈની વાત છે? સ્મૃતિઓમાં કહ્યું છે કે, "તલ, ડાંગર, જવ, અડદ, પાણી, કે ફળમૂળ વિધિસર પિતરોને આપવામાં આવે તો તેમને એક મહિના સુધી તૃપ્તિ થાય છે; માછલીના માંસથી બે મહિના, હરણના માંસથી ત્રણ મહિના, ઘેટાના માંસથી ચાર મહિના, પક્ષીના માસથી પાંચ મહિના, બકરાના માંસથી છ મહિના, 'પૃષત' મૃગના માસથી સાત મહિના, 'એણ' મૃગના માસથી આઠ મહિના, રુરુ મૃગના માંસથી નવ મહિના, વરાહ અને પાડાના માસથી દશ મહિના, સસલા તથા કાચબાના માંસથી અગિયાર મહિના, ગાયના દૂધ અને પાયસથી એક વર્ષ, તથા ઘરડા બકરાના માંસથી બાર વર્ષ સુધી તૃપ્તિ થાય છે." આવાં આવાં સ્મૃતિવાક્ય અનુસાર જે મૂઢો પિતૃઓની તૃપ્તિ અર્થે હિંસા કરે છે, તેઓની પોતાની પણ દુર્ગતિ થાય છે. જે માણસ અન્ય ભૂતપ્રાણીઓને અભયદાન આપે છે, તેને જ તેમના તરફથી ભય રહેતો નથી. એવો નિયમ છે કે, 'જેવું આપો તેવું પામો.' ધનુષ્યધારી (શંકર), દંડધારી (યમ), ચક્ર તથા અસિધારી (વિષ્ણુ), શૂલધારી (શિવ), અને શક્તિધારી (કુમાર) વગેરે દેવો હિંસક હોવા છતાં તેમને દેવબુદ્ધિથી પૂજવામાં આવે છે, એ ભારે દુઃખની વાત છે. અહિંસા માતાની પેઠે સર્વ ભૂતોની હિતકારિણી છે; અહિંસા જ સંસારરૂપી મરુભૂમિમાં અમૃતનદી છે; અહિંસા દુઃખરૂપી દાવાગ્નિને શાંત

કરનાર વરસતી વાદળી છે; અને અહિંસા જ સંસારરૂપી રોગથી પીડિત લોકોને માટે પરમ ઔષધિ છે. દીર્ઘ આયુષ્ય, પરમ રૂપ, આરોગ્ય અને પ્રશંસા, એ બધાં અહિંસાનાં જ ફળ છે. વધારે શું કહીએ? અહિંસા સર્વ કામનાઓ પૂરી કરનારી છે. [૧૯-૫૨]

અહિંસાને લગતા બીજા કેટલાક શ્લોકો ટીકામાં છે, તે આ પ્રમાણે: બીજાના દેહના નાશની પેઠે, બીજાને કાંઈ દુઃખ દેવું કે, તેને માનસિક ક્લેશ કે વેદના કરાવવાં એ પણ હિંસા જ છે. પ્રાણી પ્રમાદથી બીજાની જે હિંસા કરે છે, તેને જ્ઞાનીઓએ સંસારનું મૂળ કહેલી છે. જે પ્રમાદી છે, તેના વડે કોઈના શરીરનો નાશ ન થાય તો પણ તેને હિંસાનુ પાપ ચોક્કસ લાગે છે. પરંતુ જે અપ્રમાદી છે, તેના વડે કોઈના શરીરનો નાશ થાય, તો પણ તેને હિંસાનું પાપ લાગતું નથી. કેટલાક એવું કહે છે કે, હિંસક પ્રાણીઓનો નાશ કરવામાં પાપ નથી; કારણ કે, એક હિંસક પ્રાણીને મારવાથી તેને હાથે મરનારાં અનેક પ્રાણીઓનું રક્ષણ થાય છે! પણ તે ખોટું છે. કારણ કે, જગતમાં હિંસક નહિ એવું કોણ છે? ઉપરાંત, ધર્મનું મૂળ અહિંસા છે; હિંસા કર્યાથી ધર્મ શી રીતે પ્રાપ્ત થાય? કારણ કે, હિંસા પોતે જ પાપનું કારણ છે; એટલે હિંસા પાપને દૂર કેવી રીતે કરી શકે? કેટલાક એમ કહે છે કે, દુઃખીઓને મારવામાં દોષ નથી; કારણ કે, તેમ કરવાથી દુઃખી જીવ દુઃખમાંથી મુક્ત થાય છે! પરંતુ તે માન્યતા

પણ ભૂલભરેલી છે. કારણ કે, એવી રીતે મારેલાં તે પ્રાણીઓ આ દુઃખમાંથી છૂટી નરકમાં તેથી પણ વધારે દુઃખ નહિ પામે તેની શી ખાતરી? વળી એ દલીલથી તો એમ જ કહેવું જોઈએ કે, સુખી લોકોને મારવામાં જ પુણ્ય છે; કારણ કે, તેઓ જેટલું વધારે જીવશે તેટલું વધારે પાપ કરશે! માટે એવાં બધા કુવચનોનો ત્યાગ કરવો. જેઓ દેહથી ભિન્ન જીવ જ નથી માનતા, કે જેઓ તે બંનેનો એકાંતિક ભેદ માને છે, તેમને મતે હિંસા જેવી વસ્તુ જ સંભવતી નથી. પરંતુ, 'જીવ શરીરથી ભિન્ન છે, અને અભિન્ન પણ છે,' એ મત જ વિચારથી સમજી શકાય તેવો છે તેમજ સ્વીકારવા યોગ્ય પણ છે.

સત્ય

અસત્યના ફળરૂપે મૂંગાપણું, તોતડાપણું તેમજ મુખના વિવિધ રોગો પ્રાપ્ત થાય છે એમ જાણીને, માણસે અસત્યનો ત્યાગ કરવો. સ્થૂલ અસત્ય પાંચ પ્રકારનું છે: કન્યા વિષયક, ગાય વિષયક, ભૂમિ વિષયક, થાપણ વિષયક, અને ખોટી સાક્ષી વિષયક.[1] કારણ કે, એ બધું લોકથી વિરુદ્ધ છે, વિશ્વાસનો ઘાત

1. 'કન્યાવિષયક અસત્ય' એટલે કે, કન્યા નાની હોય તો પણ મોટી કહેવી, દૂષણવાળી હોય છતાં નિર્દોષ કહેવી વગેરે. 'ગાયવિષયક અસત્ય' એટલે કે, ગાય કે કોઈ જાનવરને હોય તેનાથી સારું કહેવું કે ખરાબ કહેવું, તથા પોતાનું ન હોય છતાં પોતાનું કહેવું વગેરે. પછીના પ્રકારો સમજાય તેવા છે.

કરનારૂપ છે, અને ધર્મથી ઊલટું છે. અસત્યથી આ લોકમાં નિંદા• અને હલકાપણું પ્રાપ્ત થાય છે, તથા પરલોકમાં અધોગતિ થાય છે. જે વસ્તુ પોતે જાણતા ન હોઈએ, કે જેમાં આપણને શંકા હોય, એવી બાબતમાં પ્રમાદથી પણ બુદ્ધિમાને અસત્ય ન બોલવું. હોય તેને છુપાવવું, ન હોય તેને ઊભું કરવું, હોય તેનાથી જુદું કહેવું, કોઈને સદોષ પ્રવૃત્તિમાં પ્રેરવું, કોઈને અપ્રિય વચન કહેવું, કોઈને ગાળ ભાંડવી•વગેરે અસત્ય વચનોથી, વંટોળિયા વડે જેમ મોટાં ઝાડ ભાગી પડે, તેમ કલ્યાણ અથવા શ્રેય નાશ પામે છે. કુપથ્ય કરવાથી જેમ વ્યાધિઓ ઉત્પન્ન થાય છે, તેમ અસત્ય બોલવાથી વેર, વિરોધ, વિષાદ, પશ્ચાત્તાપ, અવિશ્વાસ, અપમાન વગેરે કયા કયા દોષો નથી ઊપજતા ? અસત્ય બોલવાથી જીવોને નિગોદ[1], પશુ કે નરક યોનિ પ્રાપ્ત થાય છે. ભયથી કે બીજાના આગ્રહથી પણ જૂઠું ન બોલવું. કાલિકાચાર્યને દુરાત્મા દત્ત રાજાએ યજ્ઞનું ફળ પૂછ્યું; ત્યારે તેમણે રાજાની બીક વિના સીધું કહી દીધું કે, 'નરક!' પછી રાજાએ તેમને કેદમાં નંખાવ્યા, અને તે તેમને મારી પણ નંખાવત; છતાં આચાર્ય જૂઠું ન બોલ્યા. પરંતુ વસુ રાજા પોતાની ગુરુપત્નીના આગ્રહથી નારદ અને પર્વતના વિવાદમાં જૂઠું બોલ્યો તેથી નરક પામ્યો[2]. વળી સાચું

---

૧. નિગોદ એટલે અનંતકાયિક જીવો. તેવા અનંત જીવોનું એક જૂથ હોય છે; તથા તે બધાની પોષણ અને શ્વાસપ્રશ્વાસની ક્રિયા સહિયારી હોય છે. તેઓ અતિ દુઃખી મનાય છે.

૨. આ વાર્તા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૪.

પણ પારકાને પીડા કરનારું વચન ન બોલવું; કારણ કે, કૌશિક તાપસે પારધીઓને મૃગનું ટોળું ક્યાં ગયું છે તે બતાવીને નરકગતિ વહોરી લીધી. વળી, થોડુંક પણ જૂઠું બોલવાથી રૌરવાદિ નરકમાં જવું પડે છે, તો જિનભગવાનની વાણીને વિપરીત રીતે[1] કહેનારાની શી દશા થવાની હશે! સત્ય એ સર્વ જ્ઞાન અને ચારિત્રનું મૂળ છે. જેઓ સત્ય જ બોલે છે, તેમની ચરણરજથી પૃથ્વી પવિત્ર થાય છે. જેઓ મહાધનરૂપ સત્યવ્રત ધારણ કરી, અસત્યનો ત્યાગ કરે છે, તેમને ભૂત–પ્રેત–નાગ વગેરે કાંઈ કરી શકતાં નથી. [૫૩-૬૪]

આ જ વિષયને લગતા બીજા પણ કેટલાક શ્લોકો ટીકામાં છે અહિંસારૂપ તળાવને અન્ય વ્રતો પાળરૂપ છે. તેમાંથી સત્યનો ભંગ થતાં આખી પાળ તૂટી જઈ બધું નાશ પામે છે. સત્ય બધાં ભૂતોનું ઉપકારક છે. બુદ્ધિમાને સત્ય જ બોલવું અથવા સર્વાર્થ-સાધક મૌનનું અવલંબન કરવું. કોઈ પૂછે તો પણ વૈરનું કારણ, મર્મભેદી. કર્કશ, શંકાસ્પદ, હિંસ્ર, કે અસૂયાયુક્ત વચન ન બોલવું. પરંતુ, ધર્મનો ધ્વંસ થતો હોય, ક્રિયાનો લોપ થતો હોય કે પોતાના સિદ્ધાંતના અર્થનો નાશ થતો હોય, તો પૂછયા વિના પણ શક્તિ હોય તો તેનો નિષેધ કરવો. મોટી જટા ધારણ કરતો હોય, મુંડન કરાવતો હોય, નગ્ન રહેતો

૧. હોય તેનાથી ઊલટો અર્થ કરીને કહેવું; કે સાચો અર્થ દબાવી રાખવો તે.

હોય, ચીવર ધારણ કરતો હોય કે તપસ્વી હોય, તોપણ તે જૂઠું બોલે, તો અંત્યજ કરતાં પણ વધુ નિંદ્ય બને. એક તરફ અસત્યથી થતું પાપ મૂકે અને બીજી તરફ બીજાં બધાં પાપ મૂકે, તો પણ અસત્યવાળું પલ્લું જ ભારે થાય. વ્યભિચારી કે ચોરનો તો કંઈક ઉપાય છે; પણ જૂઠું બોલનાર માટે કાંઈ જ ઉપાય નથી.

અસ્તેય ચોરીના ફળરૂપે દુર્ભાગ્ય, ગુલામી, દાસત્વ, અંગછેદ, અને દરિદ્રતા પ્રાપ્ત થાય છે એમ જાણી, બુદ્ધિમાને સ્થૂલ ચોરીનો ત્યાગ કરવો. કોઈનું પડી ગયેલું, ભુલાઈ ગયેલું, ખોવાઈ ગયેલું, માલિકની પોતાની પાસેનું, કોઈએ આપણે ત્યાં થાપણ તરીકે મૂકેલું, કે કોઈએ છુપાવીને સંઘરેલું એવુ જે કાંઈ પારકું છે, તેને બુદ્ધિમાન તેની પરવાનગી વિના ન લે. [૬૫-૬]

જે માણસ પારકાનું ધન ચોરે છે, તે તેનો આ લોક, પરલોક, ધર્મ, ધૈર્ય, ધૃતિ અને મતિ પણ ચોરે છે. કોઈને જાનથી મારીએ તો તે એકલાને એક ક્ષણ દુઃખ થાય છે, પરંતુ કોઈનું ધન ચોરી લઈએ ત્યારે તો તેને તેમજ તેનાં પુત્ર-પૌત્રાદિને યાવજ્જીવન દુઃખ થાય છે. [૬૭-૮]

ચોરીનુ ફળ આ લોકમાં જ વધ-બંધનાદિરૂપે મળે છે; અને પરલોકમાં પણ નરકવેદનારૂપે મળે છે. ચોર માણસ દિવસે કે રાતે, ઊંઘતાં કે જાગતાં શલ્ય ભોંકાયુ હોય તેમ કદાપિ સ્વસ્થ થઈ શકતો નથી. ચોરનાં સગાંવહાલાં, મિત્ર, પુત્ર, પત્ની, ભાઈ, બાપ વગેરે મ્લેચ્છની પેઠે તેનો

જરા પણ સંસર્ગ કરતાં નથી.[1] રાજાઓ તો સગો હોય તો પણ ચોરને મંડિકની[2] પેઠે શિક્ષા કરે છે. કોઈ ચોર હોય છતાં ચોરી છોડી દે, તો રૌહિણેય[2]ની પેઠે સ્વર્ગગામી થાય છે. બીજાનું સર્વસ્વ હરવાની વાત તો દૂર રહી; માણસે તો બીજાએ ન આપેલું તણખલું પણ ન લેવું જોઈએ. જેઓ ચોરી કરવામાંથી નિવૃત્ત થયા છે, તેવા શુદ્ધિચિત્તવાળાઓ પાસે લક્ષ્મી પોતે સ્વયંવરા થઈને આવે છે.. જેઓ અસ્તેયવ્રત પાળે છે, તેમના અનર્થો દૂર થાય છે, તેમની પ્રશંસા થાય છે, અને તેમને સ્વર્ગ જેવાં સુખો પ્રગટ રીતે આવી મળે છે. [૬૯-૭૫]

બ્રહ્મચર્ય — અબ્રહ્મચર્યના ફળરૂપે પંઢત્વ, તથા ઇંદ્રિયછેદ પ્રાપ્ત થાય છે એ જાણીને, બુદ્ધિમાન પુરુષે સ્વપત્નીમાં જ સંતુષ્ટ રહેવું તથા પરસ્ત્રીનો ત્યાગ કરવો. આરંભમાં જ મનોહર, પરંતુ પરિણામે

---

૧. કારણકે, બ્રહ્મહત્યા, સુરાપાન, ચોરી, તથા ગુરુની સ્ત્રી સાથે વ્યભિચાર એ મોટા પાપની પેઠે તે પાપ કરનારનો સંસર્ગ પણ મહાપાપરૂપ ગણાય છે. ઉપરાંત રાજાનો ભય પણ ખરો જ. કારણકે, રાજનીતિમાં ચોર ઉપરાંત ચોરી કરાવનાર, તેનો સલાહકાર, તેનો ભેદ જાણનાર, તેનો માલ વેચાતો લેનાર, તથા તેને સ્થાન તેમ જ ખાવાનું આપનાર પણ ચોર જ ગણાય છે. —ટીકા.

૨. મંડિક અને રૌહિણેયની કથા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૫.

કિંપાકવૃક્ષનાં ફળની પેઠે અતિ દારુણ એવા મૈથુનને કોણ સેવે? મૈથુનથી કંપ, સ્વેદ, શ્રમ, મૂર્છા, ભ્રમ, ગ્લાનિ, બલક્ષય, ક્ષયરોગ વગેરે રોગો પ્રાપ્ત થાય છે. સ્ત્રીની યોનિમાં અતિ સૂક્ષ્મ જંતુઓના સમૂહો હોય છે, તે મૈથુન વખતે નાશ પામે છે. વાત્સ્યાયને પણ કહ્યું છે કે, "લોહીમાંથી પેદા થતા તથા મૃદુ, મધ્યમ કે ઉત્તમ શક્તિવાળા સૂક્ષ્મ જંતુઓ યોનિમાર્ગમાં પોતાની શક્તિને અનુરૂપ ખજવાળ પેદા કરે છે." જે માણસ સ્ત્રીસંભોગથી પોતાના કામજ્વરનો ઉપાય કરવા ચાહે છે, તે અગ્નિને ઘીની આહુતિ વડે હોલવવા ઇચ્છે છે. તપેલો લોઢાનો સ્થંભ આલિંગવો સારો; પરંતુ નરકના દ્વારરૂપ મૈથુન સેવવું સારું નહિ. ગમે તેવો સત્પુરુષ હોય, પરંતુ તેના હૃદયમાં જો સ્ત્રીભોગની કામના જાગી, તો તેના હૃદયમાંથી બધા ઉત્તમ ગુણો દેશનિકાલ થયા જાણવા. માયાશીલતા, ક્રૂરતા, ચંચળતા, કુશીલતા વગેરે દોષો સ્વાભાવિક રીતે જ કામવાસનાની[૧] સાથે રહેનારા છે. અપાર મહાસાગરનો પાર પામવો સંભવિત છે, પરંતુ પ્રકૃતિથી જ વક્ર એવી કામવાસનાનાં દુશ્ચરિત્રોનો પાર પામવો સહેલો નથી. કામવાસના પતિ, પુત્ર, પિતા, ભાઈ વગેરેનો સંબંધ જોયા વિના અકાર્યમાં પ્રવૃત્તિ કરાવે છે, તેમજ જીવના જોખમમાં પણ ઉતારે છે. કામવાસના સંસારનું બીજ છે, નરક-માર્ગની દીપિકા છે, શોકનું મૂળ છે, કંકાસની જડ છે; અને દુઃખની ખાણ છે. [૭૬-૮૭]

---

૧. મૂળમાં બધે 'સ્ત્રી' છે.

કામવાસનાને વશ બની જેઓ વેશ્યાગમન[1] કરે છે, તેમના દુઃખનો તો પાર જ રહેતો નથી. કારણ કે, વેશ્યાઓના મનમા જુદું હોય છે, વાણીમાં જુદું હોય છે. અને ક્રિયામાં જુદું હોય છે. તેઓ કેમ કરીને કોઈને પણ સુખનો હેતુ થઈ શકે ? અનેક પ્રાણીઓના માંસ અને મદિરાથી ખરડાયેલા તથા અનેક જારપુરુષોથી ચુંબાયેલા વેશ્યાના મુખને એંઠા ભોજનની પેઠે કોણ ચુંબે ? કોઈએ તેને પોતાનુ સર્વસ્વ આપી દીધુ હોય, છતાં તેની પાસેથી બધુ ખાલી થઈ જાય ત્યારે તેનુ પહેરેલુ કપડ પણ ખેંચી લેવાની વેશ્યા દાનત કરે છે. ખરાબ સોબતવાળો તથા વેશ્યાને વશ થયેલો કામી પુરુષ દેવ, ગુરુ કે મિત્રબાંધવોને જરા પણ માનતો નથી. ગણિકાઓ ધનની આકાંક્ષાથી કોઢિયાને પણ કામદેવ જેવો કહી તેના પ્રત્યે કૃત્રિમ સ્નેહ દાખવે છે. એવી નિઃસ્નેહ ગણિકાસ્ત્રીને ડાહ્યા માણસે હંમેશ ત્યાગવી. [૮૮-૯૨]

ઉપાસકે તો પોતાની સ્ત્રીને પણ આસક્તિપૂર્વક ન સેવવી જોઈએ, તો પછી સર્વ પાપોના મૂળરૂપ પરસ્ત્રીઓની તો વાત જ શી ? જે નિર્લજ્જ સ્ત્રી પોતાના પતિને તજી ઉપપતિને ભજે છે, તે ચંચળ ચિત્તવાળી પરસ્ત્રીનો વિશ્વાસ શો ? કસાઈખાનાની પાસે ઊભેલાં પશુને જેમ કશાથી જરા પણ આનંદ થતો નથી, તેમ બીકથી આકુલ ચિત્તવાળા તથા ગમે તેવી જગામાં ગયેલા જારને પરસ્ત્રીમાં જરા પણ આનંદ મળતો નથી. પરસ્ત્રીગમનમાં જીવનું જોખમ છે. તે

1. મૂળમા તેને માટે 'સાધારણ સ્ત્રી' શબ્દ છે.

પરમ વેરનું કારણ છે, તથા બંને લોકથી વિરુદ્ધ છે, માટે તેનો ત્યાગ કરવો. પરસ્ત્રીગમન કરનારાનું આ લોકમાં સર્વસ્વ હરી લેવામાં આવે છે, તેને બંધનમાં નાખવામાં આવે છે અને તેનો અવયવ કાપી નાખવામાં આવે છે. મર્યા પછી પણ તેને ઘોર નરકની પ્રાપ્તિ થાય છે. પોતાની સ્ત્રીના રક્ષણ માટે નિરંતર યત્ન કરતો માણસ પોતાનુ દુઃખ સમજી પરસ્ત્રીગમન કેમ કરે? જેણે પોતાના પરાક્રમથી આખા વિશ્વને વ્યાપ્ત કર્યું હતુ, તેવો દશગ્રીવ રાવણ[1] પરસ્ત્રી સાથે રમણ કરવાની ઇચ્છામાત્રથી કુળનો ક્ષય તથા નરકગતિને પામ્યો. પરસ્ત્રી ગમે તેવા લાવણ્યવાળી હોય, સર્વ સૌંદર્યનું સ્થાન હોય, તથા વિવિધ કલાઓમાં કુશલ હોય, છતાં તેનો ત્યાગ કરવો. પરસ્ત્રીના સાન્નિધ્યમાં પોતાની મનોવૃત્તિને જરા પણ મલિન ન થવા દેનાર સુદર્શનની[2] શી સ્તુતિ કરીએ? તેના વડે ખરેખર જૈન ધર્મ શોભા પામ્યો છે. ઐશ્વર્યમાં મોટો રાજરાજેશ્વર હોય, તથા રૂપમાં કામદેવ સમાન હોય, છતાં સીતાએ રાવણને તજ્યો તેમ સ્ત્રીએ પરપુરુષને તજવો. પર-સ્ત્રીપુરુષમાં આસક્ત એવાં સ્ત્રીપુરુષને ભવે ભવે નપુંસકતા, પશુતા, અને દુર્ભાગ્યતા પ્રાપ્ત થાય છે. [૯૩-૧૦૩]

---

૧. રામાયણની કથા થોડાક જૈન ફેરફારો સાથે હેમચંદ્રાચાર્યે ટીકામા આપી છે, તે માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૬.

૨. સુદર્શનની કથા માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૭.

ચારિત્રનું પ્રાણભૂત તથા પરબ્રહ્મ — મોક્ષનું એકમાત્ર કારણ એવું બ્રહ્મચર્ય આચરીને મનુષ્ય પૂજ્યો વડે પણ પૂજ્ય છે. બ્રહ્મચર્ય આચરનારા મનુષ્યો દીર્ઘાયુષી, સુંદર આકૃતિવાળા, દૃઢ બાંધાવાળા, તેજસ્વી તેમજ મહાવીર્યવાન થાય છે. માટે મનુષ્યે બ્રહ્મચર્યનું સેવન કરવા તત્પર રહેવું. [૧૦૪-૫]

અપરિગ્રહ પરિગ્રહ એટલે સંગ અથવા આસક્તિ. આસક્તિને કારણે અસંતોષ, અવિશ્રામ અને દુઃખના કારણરૂપ હિંસાદિ પ્રવૃત્તિ પ્રાપ્ત થાય છે એમ જાણી, તેનું નિયંત્રણ કરવું. જેમ અતિશય ભાર ભરવાથી વહાણ ડૂબી જાય છે, તેમ અતિ પરિગ્રહથી પ્રાણી ભવ-સાગરમાં ડૂબી જાય છે. પરિગ્રહમાં પુરુષાર્થસાધક અણુ જેટલો પણ ગુણ નથી, પરંતુ પર્વત જેવડા મોટા મોટા દોષો તો ઉઘાડા છે. સંગ અથવા આસક્તિને કારણે પહેલાં ન હોય તેવા રાગ-દ્વેષાદિ દોષો ઉદ્ભવે છે, તથા મુનિનું ચિત્ત પણ ચલિત થઈ જાય છે. સંસારનું મૂળ કારણ હિંસાદિ પ્રવૃત્તિઓ છે; અને તે પ્રવૃત્તિઓનું કારણ પરિગ્રહ છે. માટે, ઉપાસકે બને તેટલો અલ્પ પરિગ્રહ કરવો. સંગ અથવા આસક્તિને વશ થયેલા માણસનું સંયમરૂપી ધન વિષયોરૂપી ચોરો લૂંટી જાય છે, તેને કામરૂપી અગ્નિ બાળે છે; અને સ્ત્રીઓરૂપી પારધીઓ તેને બાંધી લે છે. તૃષ્ણા એવી દુષ્પૂર છે કે, સગરને[1] ૬૦,૦૦૦ પુત્રોથી પણ તૃપ્તિ ન

1. સગરની વાતના જૈન રૂપાંતર માટે જુઓ, પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૮.

થઈ, કુચિકર્ણને[1] વિપુલ ગોધનથી, તિલક શેઠને[1] પુષ્કળ ધાન્યથી અને નંદરાજાને[2] સુવર્ણના ઢગલાઓથી પણ સંતોષ ન થયો. પરિગ્રહરૂપી વળગાડવાળા યોગીઓ પણ પોતાની તપ અને જ્ઞાનવાળી શમરૂપી સામ્રાજ્યની સંપત્તિને તજી દે છે. અભયકુમાર[3] જેવા સંતોષી માણસને જે સુખ છે, તે અસંતોષી ઇંદ્ર કે ચક્રવર્તીને પણ નથી. જેને સંતોષ છે, તેને બધા નિધિઓ વશમાં છે, કામધેનુ ગાય તેનું અનુસરણ કરે છે, અને બધા દેવો તેના દાસ બને છે.

> ટીકામાં પરિગ્રહને લગતા નીચેના વધુ શ્લોકો આપ્યા છે. ધન, ધાન્ય, સુવર્ણ, રૂપું, બીજી ધાતુઓ, ખેતર, ઘર, બેપગાં અને ચોપગાં — એ નવ બાહ્ય

---

૧ કુચિકર્ણની કથામાં બીજો કાંઈ વિશેષ નથી. તિલક શેઠે દુકાળના વખતમાં ભાવ ઉપજાવવા અતિશય ધાન્ય ભેગું કર્યું, પણ પછી અતિશય વરસાદ પડવાથી તે બધું નષ્ટ થઈ જતાં, હૃદય ફાટી જવાથી તે મરી ગયો અને નરકે ગયો.

૨. નંદ રાજાને ધનનો એટલો બધો લોભ હતો કે, તેણે પ્રજાને વિવિધ કરો નાખી નાખીને ચૂસી લીધી, પરંતુ તેને તેથી તૃપ્તિ ન થઈ. છેવટ, રોગોથી ઘેરાઈને મરતી વખતે એ બધું ધન બીજાને મળશે એવી હાયહાય કરતો તે દુર્ગતિ પામ્યો, એવી કથા છે.

૩ તે રાજગૃહના રાજા શ્રેણિકનો પુત્ર હતો. તેણે અવંતિના રાજા ચંડપ્રદ્યોતને બુદ્ધિબળથી હરાવી પિતાને વશ કર્યો હતો. પોતાની છેવટની અવસ્થામાં શ્રેણિક રાજાએ તેને રાજગાદી આપવા માંડી, પણ તેણે સંસારભયમાંથી બચવા તથા સાચું સુખ પ્રાપ્ત કરવા પ્રવ્રજ્યા લીધી હતી.

ચારિત્રનું પ્રાણભૂત તથા પરબ્રહ્મ — મોક્ષનું એકમાત્ર કારણ એવું બ્રહ્મચર્ય આચરીને મનુષ્ય પૂજ્યો વડે પણ પૂજાય છે. બ્રહ્મચર્ય આચરનારા મનુષ્યો દીર્ઘાયુષી, સુંદર આકૃતિવાળા, દૃઢ બાંધાવાળા, તેજસ્વી તેમજ મહાવીર્યવાન થાય છે. માટે મનુષ્યે બ્રહ્મચર્યનું સેવન કરવા તત્પર રહેવું. [૧૦૪-૫]

અપરિગ્રહ પરિગ્રહ એટલે સંગ અથવા આસક્તિ. આસક્તિને કારણે અસંતોષ, અવિશ્વાસ અને દુઃખના કારણરૂપ હિંસાદિ પ્રવૃત્તિ પ્રાપ્ત થાય છે એમ જાણી, તેનું નિયંત્રણ કરવું. જેમ અતિશય ભાર ભરવાથી વહાણ ડૂબી જાય છે, તેમ અતિ પરિગ્રહથી પ્રાણી ભવ-સાગરમાં ડૂબી જાય છે. પરિગ્રહમાં પુરુષાર્થસાધક અણુ જેટલો પણ ગુણ નથી, પરંતુ પર્વત જેવડા મોટા મોટા દોષો તો ઉઘાડા છે. સંગ અથવા આસક્તિને કારણે પહેલાં ન હોય તેવા રાગ-દ્વેષાદિ દોષો ઉદ્ભવે છે, તથા મુનિનું ચિત્ત પણ ચલિત થઈ જાય છે. સંસારનું મૂળ કારણ હિંસાદિ પ્રવૃત્તિઓ છે; અને તે પ્રવૃત્તિઓનું કારણ પરિગ્રહ છે. માટે, ઉપાસકે બને તેટલો અલ્પ પરિગ્રહ કરવો. સંગ અથવા આસક્તિને વશ થયેલા માણસનું સંયમરૂપી ધન વિષયોરૂપી ચોરો લૂંટી જાય છે, તેને કામરૂપી અગ્નિ બાળે છે; અને સ્ત્રીઓરૂપી પારધીઓ તેને બાંધી લે છે. તૃષ્ણા એવી દુષ્પૂર છે કે, સગરને[1] ૬૦,૦૦૦ પુત્રોથી પણ તૃપ્તિ ન

૧. સગરની વાતના જૈન રૂપાંતર માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૮.

થઈ; કુચિકર્ણને[1] વિપુલ ગોધનથી, તિલક શેઠને[1] પુષ્કળ ધાન્યથી અને નંદરાજાને[2] સુવર્ણના ઢગલાઓથી પણ સંતોષ ન થયો. પરિગ્રહરૂપી વળગાડવાળા યોગીઓ પણ પોતાની તપ અને જ્ઞાનવાળી શમરૂપી સામ્રાજ્યની સંપત્તિને તજી દે છે. અભયકુમાર[3] જેવા સંતોષી માણસને જે સુખ છે, તે અસંતોષી ઇંદ્ર કે ચક્રવર્તીને પણ નથી. જેને સંતોષ છે, તેને બધા નિધિઓ વશમાં છે; કામધેનુ ગાય તેનું અનુસરણ કરે છે; અને બધા દેવો તેના દાસ બને છે.

> ટીકામાં પરિગ્રહને લગતા નીચેના વધુ શ્લોકો આપ્યા છે: ધન, ધાન્ય, સુવર્ણ, રૂપું, બીજી ધાતુઓ, ખેતર, ઘર, બેપગાં અને ચોપગાં — એ નવ બાહ્ય

૧. કુચિકર્ણની કથામાં બીજો કોઈ વિશેષ નથી. તિલક શેઠે દુકાળના વખતમાં ભાવ ઉપજાવવા અતિશય ધાન્ય ભેગું કર્યા કર્યું; પણ પછી અતિશય વરસાદ પડવાથી તે બધું નષ્ટ થઈ જતાં, હૃદય ફાટી જવાથી તે મરી ગયો અને નરકે ગયો.

૨. નંદ રાજાને ધનનો એટલો બધો લોભ હતો કે, તેણે પ્રજાને વિવિધ કરો નાખી નાખીને ચૂસી લીધી; પરંતુ તેને તેથી તૃપ્તિ ન થઈ. છેવટે, રોગોથી ઘેરાઈને મરતી વખતે એ બધું ધન બીજાને મળશે એવી હાયહાય કરતો તે દુર્ગતિ પામ્યો, એવી કથા છે.

૩. તે રાજગૃહના રાજા શ્રેણિકનો પુત્ર હતો. તેણે અવંતિના રાજા ચંડપ્રદ્યોતને બુદ્ધિબળથી હરાવી પિતાને વશ કર્યો હતો. પોતાની છેવટની અવસ્થામાં શ્રેણિક રાજાએ તેને રાજગાદી આપવા માંડી, પણ તેણે સંસારભયમાંથી બચવા તથા સાચું સુખ પ્રાપ્ત કરવા પ્રવ્રજ્યા લીધી હતી.

પરિગ્રહ છે; તથા રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, શોક, હાસ્ય, રતિ, અરતિ, ભય, જુગુપ્સા, સ્ત્રીની પુરુષની કે બંનેની કામના, અને મિથ્યાત્વ — એ ચૌદ આંતર પરિગ્રહો છે. બાહ્ય પરિગ્રહથી આંતર પરિગ્રહો પ્રકુલિત થાય છે. વૈરાગ્ય વગેરેએ ગમે તેટલી ઊંડી જડ ઘાલી હોય, પણ પરિગ્રહ તેને નિર્મૂળ કરી નાખે છે. પરિગ્રહી હોઈને જે મોક્ષની કામના કરે છે, તે લોઢાના હોડકાથી સમુદ્ર તરવાની ઇચ્છા કરે છે. જે બાહ્ય પરિગ્રહો નથી ટાળી શકતો, તે અંદરના બળવાન પરિગ્રહોને કેમ કરીને જીતવાનો હતો ?

૩

# ગૃહસ્થયોગની તૈયારી – ૨

૧

ત્રણ ગુણવ્રતો :
૧. દિગ્વિરતિ

ગુણવ્રત એટલે ગૃહસ્થનાં અણુવ્રતોને ગુણકારક — ઉપયોગી — એવાં વ્રત. પ્રથમ ગુણવ્રત 'દિગ્વિરતિ' છે. દિગ્વિરતિ એટલે દશે દિશાઓમાં અમુક ક્ષેત્રમાં જ પ્રવૃત્તિ કરવાની મર્યાદા નક્કી કરવી તે. ગૃહસ્થ તપેલા લોઢાના ગોળા જેવો છે; તે હંમેશાં આરંભ અને પરિગ્રહ-યુક્ત રહેતો હોવાથી જ્યાં જ્યાં જાય છે, ખાય છે, સુવે છે કે કાંઈ પણ પ્રવૃત્તિ કરે છે, ત્યાં જીવહિંસા કરે જ છે. પરંતુ, તે પોતાની પ્રવૃત્તિને દિશાઓની અપેક્ષાએ મર્યાદિત કરે, તો તેટલા ભાગથી બહાર જીવહિંસાદિ પાપ તેનાથી થતાં અટકે. જે માણસ 'દિગ્વિરતિ' વ્રત લે છે, તે આખા જગતનું આક્રમણ કરવા ધસતા લોભસમુદ્રનો જાણે કે નિરોધ કરે છે. [૧-૩]

૨. ભોગોપભોગ-માન બીજું ગુણવ્રત 'ભોગોપભોગમાન' કહેવાય છે. એક જ વાર ભોગવી શકાય તેવા અન્ન, માલ્ય વગેરે પદાર્થો 'ભોગ' કહેવાય છે; અને વારંવાર ભોગવી શકાય તેવા ઘર, શયન, આસન વગેરે પદાર્થો 'ઉપભોગ' કહેવાય છે. તે બધા ભોગોપભોગના પદાર્થોનુ પરિમાણ નક્કી કરવું તે 'ભોગોપભોગમાન' કહેવાય. તેમાં પણ સમજવાનું એ કે, ભોગવવા યોગ્ય પદાર્થોનુ જ પરિમાણ નક્કી કરવાનુ હોય છે; પરંતુ ભોગવવાને અયોગ્ય પદાર્થોનો તો ત્યાગ જ કરવાનો હોય છે. તેવા ત્યાગવા યોગ્ય પદાર્થો આ પ્રમાણે છે મદ્ય, માંસ, માખણ, મધ, ઉંબરો વગેરે પાંચ વૃક્ષના ફળ, જેમા અનંત જીવો હોય છે તેવા કંદ વગેરે, જેના ગુણદોષની ખબર નથી તેવાં અજ્ઞાત ફળ, રાત્રીભોજન, કાચા દહીંવાળું કઠોળ, વાસી અન્ન, બે દિવસ થઈ ગયેલું દહીં, અને કોહી ગયેલું અન્ન. [૪-૭]

મદ્યત્યાગ જેમ, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ પુરુષ પણ દુર્ભાગી હોય, તો તેની સ્ત્રી તેની પાસેથી ચાલી જાય છે, તેમ મદિરા પીનારા પાસેથી તેની બુદ્ધિ દૂર ચાલી જાય છે. દારૂ પીને ભાન ભૂલેલા લોકોને મા-બહેનનો, પોતાના-પારકાનો, કે શેઠ-નોકરનો ખ્યાલ રહેતો નથી. મુડદાની પેઠે ચકલામાં આળોટતા દારૂડિયાના ઉઘાડા મોંમાં કૂતરાં મૂતરી જાય છે. ધોરી રસ્તામાં પણ તે ભાન ભૂલી નાગો આળોટે છે, તથા પોતાની છૂપી વાત પણ લહેરથી કહી દે છે. ગમે તેવું સુંદર ચિત્ર હોય તો પણ જેમ ઉપર

મેમ ચોપડવાથી નષ્ટ થઈ જાય છે, તેમ દારૂ પીનારની કાંતિ, કીર્તિ, મતિ અને શ્રી નાશ પામી જાય છે. જાણે ભૂત વળગ્યુ હોય તેમ તે ધૃણે છે, શોકમગ્ન થઈ ગયો હોય તેમ તે રાડો પાડે છે; તથા દાહજ્વર ઊપજ્યો હોય તેમ જમીન ઉપર આળોટે છે. દારૂ હળાહળ ઝેર જેવો છે: તે અંગોને શિથિલ કરી નાખે છે, ઇંદ્રિયોને અશક્ત કરી નાખે છે, અને ભારે ઘેનમા નાખી દે છે ઘાસનો ઢગલો જેમ અગ્નિના તણખામાત્રથી સળગી જાય, તેમ મદ્યથી વિવેક, સંયમ, જ્ઞાન, સત્ય, શૌચ, દયા અને ક્ષમા નાશ પામે છે મદ્ય એ ચોરી વ્યભિચાર વગેરે દોષોનુ તથા વધ બંધનાદિ વિપત્તિઓનુ કારણ છે. માટે રોગી જેમ કુપથ્યથી દૂર રહે, તેમ માણસે તેનાથી દૂર રહેવુ [૮-૧૭]

માંસત્યાગ પ્રાણીઓના પ્રાણ હરીને જે માંસ ખાવાની ઇચ્છા કરે છે, તે ધર્મરૂપી વૃક્ષનુ દયારૂપી મૂળ ઉખેડી નાખે છે રોજ માંસ ખાઈને જે દયા કરવાની ઇચ્છા રાખે છે, તે બળતા અગ્નિમાં વેલ રોપવાને ઇચ્છે છે મનુએ પણ કહ્યુ છે કે, પ્રાણીનો વધ કરનાર, તેને અનુમતિ આપનાર, તેનુ માંસ વેચનાર, તેને ખરીદનાર, તેને રાંધનાર, તેને પીરસનાર તથા તેને ખાનાર, એ બધા સરખા જ હિંસક છે. ખરી રીતે તો જેઓ પોતાના માંસની પુષ્ટિને અર્થે બીજાનુ માંસ ખાય છે, તેઓ જ સાચા હિંસક છે, કારણ કે કોઈ માંસ ન ખાતું હોય, તો કોઈ પ્રાણીને મારે જ નહિ. પ્રાણીની હિંસા કર્યા વિના માંસ ઉત્પન્ન જ થતુ નથી, તેમજ પ્રાણીનો વધ કરીને

૨. ભોગોપભોગ-માન બીજું ગુણવ્રત 'ભોગોપભોગમાન' કહેવાય છે. એક જ વાર ભોગવી શકાય તેવા અન્ન, માલ્ય વગેરે પદાર્થો 'ભોગ' કહેવાય છે; અને વારંવાર ભોગવી શકાય તેવા ઘર, શયન, આસન વગેરે પદાર્થો 'ઉપભોગ' કહેવાય છે. તે બધા ભોગોપભોગના પદાર્થોનુ પરિમાણ નક્કી કરવું તે 'ભોગોપભોગમાન' કહેવાય. તેમાં પણ સમજવાનુ એ કે, ભોગવવા યોગ્ય પદાર્થોનુ જ પરિમાણ નક્કી કરવાનુ હોય છે; પરંતુ ભોગવવાને અયોગ્ય પદાર્થોનો તો ત્યાગ જ કરવાનો હોય છે તેવા ત્યાગવા યોગ્ય પદાર્થો આ પ્રમાણે છે મદ્ય, માસ, માખણ, મધ, ઉંબરો વગેરે પાચ વૃક્ષના ફળ, જેમા અનત જીવો હોય છે તેવા કદ વગેરે, જેના ગુણદોષની ખબર નથી તેવા અજ્ઞાત ફળ, રાત્રીભોજન, કાચા દહીવાળું કઠોળ, વાસી અન્ન, બે દિવસ થઈ ગયેલુ દહીં, અને કોહી ગયેલું અન્ન [૪૭]

મદ્યત્યાગ જેમ, બુદ્ધિમાનોમાં શ્રેષ્ઠ પુરુષ પણ દુર્ભાગી હોય, તો તેની સ્ત્રી તેની પાસેથી ચાલી જાય છે, તેમ મદિરા પીનારા પાસેથી તેની બુદ્ધિ દૂર ચાલી જાય છે. દારૂ પીને ભાન ભૂલેલા લોકોને મા-બહેનનો, પોતાના-પારકાનો, કે શેઠ-નોકરનો ખ્યાલ રહેતો નથી. મુડદાની પેઠે ચકલામા આળોટતા દારૂડિયાના ઉઘાડા મોંમાં કૂતરાં મૂતરી જાય છે. ધોરી રસ્તામાં પણ તે ભાન ભૂલી નાગો આળોટે છે, તથા પોતાની છૂપી વાત પણ લહેરથી કહી દે છે ગમે તેવુ સુદર ચિત્ર હોય તો પણ જેમ ઉપર

જેમ ચોપડવાથી નષ્ટ થઈ જાય છે, તેમ દારૂ પીનારની કાંતિ, કીર્તિ, મતિ અને શ્રી નાશ પામી જાય છે જાણે ભૂત વળગ્યું હોય તેમ તે ધૂણે છે, શોકમગ્ન થઈ ગયો હોય તેમ તે રાડો પાડે છે, તથા દાહજ્વર ઉપજ્યો હોય તેમ જમીન ઉપર આળોટે છે. દારૂ હળાહળ ઝેર જેવો છે તે અંગોને શિથિલ કરી નાખે છે, ઇંદ્રિયોને અશક્ત કરી નાખે છે, અને ભારે ઘેનમા નાખી દે છે ઘાસનો ઢગલો જેમ અગ્નિના તણખામાત્રથી સળગી જાય, તેમ મદ્યથી વિવેક, સંયમ, જ્ઞાન, સત્ય, શૌચ, દયા અને ક્ષમા નાશ પામે છે મદ્ય એ ચોરી વ્યભિચાર વગેરે દોષોનુ તથા વધ બંધનાદિ વિપત્તિઓનુ કારણ છે માટે રોગી જેમ કુપથ્યથી દૂર રહે, તેમ માણસે તેનાથી દૂર રહેવુ [૮-૧૭]

માંસત્યાગ પ્રાણીઓના પ્રાણ હરીને જે માંસ ખાવાની ઇચ્છા કરે છે, તે ધર્મરૂપી વૃક્ષનુ દયારૂપી મૂળ ઉખેડી નાખે છે રોજ માંસ ખાઈને જે દયા કરવાની ઇચ્છા રાખે છે, તે બળતા અગ્નિમાં વેલ રોપવાને ઇચ્છે છે મનુએ પણ કહ્યુ છે કે, પ્રાણીનો વધ કરનાર, તેને અનુમતિ આપનાર, તેનુ માંસ વેચનાર, તેને ખરીદનાર, તેને રાંધનાર, તેને પીરસનાર તથા તેને ખાનાર, એ બધા સરખા જ હિંસક છે ખરી રીતે તો જેઓ પોતાના માંસની પુષ્ટિને અર્થે બીજાનુ માંસ ખાય છે, તેઓ જ સાચા હિંસક છે, કારણ કે કોઈ માંસ ન ખાતુ હોય, તો કોઈ પ્રાણીને મારે જ નહિ પ્રાણીની હિંસા કર્યા વિના માંસ ઉત્પન્ન જ થતું નથી, તેમજ પ્રાણીનો વધ કરીને

સ્વર્ગ પમાતુ નથી, માટે માસનો ત્યાગ કરવો આ શરીર કે જેમા નાખેલા મિષ્ટાન્નો પણ વિષ્ટારૂપ થઈ જાય છે, અને અમૃતો પણ મૂત્રરૂપ બની જાય છે, તેવા શરીરને માટે કોણ હિંસારૂપી પાપ આચરે? માસભક્ષણમા દોષ નથી એવુ કહેનારા દુરાત્માઓ વાસ્તવિક રીતે પારધી, ગીધ, વરુ, વાઘ અને શિયાળના શિષ્યો હોવા જોઈએ' 'જેનુ માસ અહીં ખાઉં છુ, તે (स) મને (मां) પરજન્મમા ખાશે' એવી 'માસ' શબ્દની નિરુક્તિ મનુએ કહી છે માસના સ્વાદમા લુબ્ધ માણસની બુદ્ધિ શાકિનીની પેઠે જે જે પ્રાણીને જુએ છે તેને મારવા માટે પ્રવર્તે છે આવા આવા નિર્દોષ દિવ્ય ભોજનો હોવા છતા જેઓ માસ ખાય છે, તેઓ અમૃતરસ છોડીને હળાહળ વિષ ખાય છે નિર્દય માણસમા ધર્મ સભવતો નથી અને માસભક્ષીમા દયા ક્યાથી હોય? માસલુબ્ધો એ વાતની ખબર નથી અને ખબર હોય તો પણ તે તેમ કહેતા નથી કેટલાક મહા મૂઢતાથી પોતે માસ ખાય છે એટલુ જ નહિ, પણ દેવો, પિતૃઓ અને અતિથિઓને પણ માસ જ આપવાનુ કહે છે જેમકે "ખરીદેલા, જાતે મેળવેલા કે બીજાએ આપેલા માસથી દેવ અને પિતૃઓની અર્ચા કરીને, તે માસ ખાનારને દોષ લાગતો નથી" પરતુ દેવો તો પુણ્યોને કારણે અધાતુક શરીર પામેલા હોય છે, તેમને આપણા જેવો સ્થૂળ આહાર હોતો જ નથી તોપણ તેમને માસ આપવુ એ મૂઢતા જ છે વળી પિતૃઓ પણ પોતપોતાના કર્મો અનુસાર ગતિ પામી સ્વકર્મનુ ફળ અનુભવે છે, તેમને, પુત્રે અહીં કરેલુ પુણ્ય પણ તારી નથી શકતુ, તો પછી પાપ કરીને આપેલુ માસ

શું ફળ દેવાનું હતુ? વળી સત્કાર કરવાને યોગ્ય અતિથિને માંસ ધરવું એ પણ અધર્મ જ છે. ભલેને મંત્રથી પવિત્ર કર્યું હોય, તોયે રતિપૂર પણ માંસ ન ખાવું. હળાહળ ઝેર થોડું હોય તોપણ જીવિતનો નાશ કરે છે. મંત્રથી પાપ ધોઈ શકાય જ નહિ, એમ હોય તો તો પાપ કરવાનો નિષેધ કરવાપણું જ ન રહે; કારણ કે, સર્વ પાપો મંત્રથી જ ધોઈ નખાય! વળી, પ્રાણી મર્યું કે તરત જ તેના શરીરમાં અનંત જંતુઓ પેદા થઈ જાય છે, નરકના ભાથારૂપ તે માંસને કયો બુદ્ધિમાન ખાય? [૧૯-૩૩]

મુહૂર્ત બાદ જેમાં અત્યંત સૂક્ષ્મ જંતુઓ ઉત્પન્ન થાય છે, તેવું માખણ વિવેકીઓએ ન ખાવું. એક જીવનો વધ કરવાથી જ કેટલુંય પાપ થાય છે; તો જંતુઓના સમૂહરૂપ માખણને કોણ ખાય? [૩૪-૫]

અનેક જંતુઓના સમૂહનો નાશ કરીને મેળવેલું તથા લાળ જેવું જુગુપ્સાકારક મધ કોણ ખાય? લાખો માંખો મારીને મેળવેલું મધ ખાનારા કરતાં, થોડાં પ્રાણી મારનાર ખાટકી પણ ચડે. એક એક ફૂલના અંતરમાંથી રસ પીને માંખો ફરીથી જે ઓકી કાઢે છે, તે મધ ધાર્મિક પુરુષો નથી ખાતા. દવાને કારણે ખાધેલું થોડુંક મધ પણ નરકનું કારણ થઈ પડે છે. કાલકૂટ વિષ પ્રમાદથી કે જીવિતની ઇચ્છાથી થોડું ખાધું હોવા છતાં પ્રાણનો નાશ કરે છે, તેમ. જે મધ ચાખવાથી દીર્ઘકાળ નરકની વેદના ભોગવવી પડે છે, તે મધની મધુરતા મૂર્ખ લોકો જ વખાણે છે. માંખોના મોમાંથી નીકળેલું અને અનેક જીવોનો વધ કરીને મેળવેલું

મધ પવિત્ર માનીને મૂર્ખ લોકો જ દેવને સ્નાન કરાવવામાં વાપરે છે! [૩૬-૪૧]

ઉમરડું, વડ, પીપર, અંજીર, અને પીપળો એ પાંચ વૃક્ષનાં ફળ બહુ જંતુવાળાં હોવાથી ન ખાવાં. બીજું કાંઈ ખાવાનું ન મળ્યું હોય, તેમજ ભૂખથી દુર્બળ થઈ ગયો હોય, છતાં પુણ્યાત્મા પુરુષ એ પાંચ ઝાડનાં ફળ ન ખાય. [૪૨-૩]

સૂરણ, આદુ, લસણ, હળદર, ગાજર, મૂળા, બટાકા વગેરે લીલા કંદ, બધી જાતની કૂંપળો, સ્નુહી (થોર), લવણવૃક્ષની છાલ, કુંવારપાઠું, ગિરિકર્ણિકા વેલ, શતાવરી વેલ, કરેળનાં વેઢાં, ગડચીવેલ, કૂળી આમલી, મત્સ્યંક શાક (પાલખ?) અમૃતા (ગળો), શકરવાલ, વગેરે 'જીવાભિગમસૂત્ર'માં કહેલા અનંત જીવોવાળા પદાર્થો તેમજ બીજા પણ તેવા પદાર્થો દયાળુ માણસોએ પ્રયત્નથી તજવા. જેઓ વિપરીત માન્યતાવાળાઓ છે, તેમને તો આ બાબતનો ખ્યાલ જ હોતો નથી. [૪૪-૬]

બુદ્ધિમાન માણસે પોતાને કે પારકાને અજાણ્યું એવું ફળ ન ખાવું; કારણ કે, કાંતો તે નિષિદ્ધ કોટીમાં આવતું હોય કે, ઝેરી હોય. [૪૭]

**રાત્રીભોજન-ત્યાગ**

રાત્રીને વખતે બધું અન્ન નિરંકુશ ફરતાં પ્રેત પિશાચાદિ વડે ઉચ્છિષ્ટ કરી મુકાય છે; માટે રાત્રીને વખતે કદી ન ખાવું. ઘોર અંધારાથી આંખો રૂંધાઈ જવાને કારણે જંતુઓ ભોજ્ય પદાર્થમાં પડતાં હોવા છતાં દેખાતાં નથી. તેવે

રાતને વખતે કોણ ખાય? વળી, કીડી ખાવામાં આવી જાય તો બુદ્ધિનો નાશ થાય; જૂ ખાવામાં આવી જાય તો જલધર થાય; માંખથી ઊલટી થાય, કરોળિયાથી કોઢ થાય; કાંટો કે કાચર આવતાં ગળામાં પીડા થાય; શાક વગેરેમાં વીંછી આવી જાય તો તાળવું ફાટી જાય, ગળામાં વાળ ચોંટવાથી સ્વરભંગ થાય, વગેરે દોષો રાત્રીભોજનમા બધા જાણે જ છે. ઉપરાંત, રાતે રાંધવામાં પણ ઘણા જીવોનો નાશ થાય; રાતે વાસણ ધોવામાં પણ ઘણા જંતુ નાશ પામે, તેમજ પાણી ઢોળવામાં પણ જમીન ઉપરનાં જંતુ નાશ પામે. રાત્રે ન રાંધેલી એવી લાડુ જેવી અચેતન વસ્તુઓ, તેમજ, ફળ વગેરે વસ્તુઓ પણ રાત્રે ન ખાવી; કારણ કે દેખી પણ ન શકાય એવા જંતુઓ રાત્રે હોય છે જ. જેમને કેવળજ્ઞાન થયું છે એવા મહાપુરુષોએ રાત્રે નિર્જંતુક આહારનો અભાવ હોવાથી રાત્રીભોજનની મના કરી છે. તેથી જૈનધર્મીએ તો રાત્રે કદી જ ન ખાવું, અરે પરધર્મીઓ પણ રાત્રે ખાવાની મના કરે છે, જેમકે: 'સૂર્ય વેદત્રયીના તેજવાળો છે, એમ વેદ જાણનારાઓ કહે છે, માટે તેના તેજથી પવિત્ર થાય તે રીતે બધું શુભ કર્મ કરવું. એટલે કે, સૂર્ય આથમી ગયો હોય ત્યારે આહુતિ, સ્નાન, શ્રાદ્ધ, દેવપૂજા, દાન તથા ખાસ કરીને ભોજન ન કરવાં.' દિવસના આઠમા ભાગમાં જે વખતે સૂર્ય મંદ થવા આવે છે, તે ભાગને 'નક્ત' કહે છે. તે વખતે ભોજન કરવું; 'નક્ત'નો અર્થ 'રાત્રી' ન કરવો. વળી કહ્યું છે કે, 'દેવો દિવસના પૂર્વ ભાગમાં ખાય છે; ઋષિઓ દિવસના મધ્ય ભાગમાં ખાય છે, પિતૃઓ દિવસને પાછલે પહોરે ખાય છે; સાયંકાળે

દૈત્યો અને દાનવો ખાય છે; સંધ્યાકાળે યક્ષો અને રાક્ષસો ખાય છે; પરંતુ, એ બધી વેળા વટાવીને રાત્રે ખાવું એ તો અભોજન જ છે.' આયુર્વેદમાં પણ કહ્યું છે કે, 'શરીરમાં બે કમળ છે: નીચા મોંવાળું હૃદયપદ્મ, અને ઊંચા મોંવાળું નાભિપદ્મ. રાત્રે તે બંને કમળો સંકોચાઈ જાય છે; માટે રાત્રે ન ખાવું. વળી રાત્રે ખાવામાં સૂક્ષ્મ જીવો ખવાઈ જાય તે કારણ તો છે જ.' ચારે બાજુથી જીવજંતુ આવીને અંદર પડતાં હોય તેવું રાત્રીભોજન કરનારા મૂઢો રાક્ષસોથી કઈ બાબતમાં જુદા છે? દિવસે તેમજ રાત્રે જે ખા ખા જ કરે છે, તેને શીંગડા અને પૂછડા વિનાના પશુ જ જાણવો. દિવસના આરંભકાળમાં અને અંતકાળમાં બે બે ઘડીઓ જવા દઈને. ગત પહેલાં જે ખાઈ લે છે, તે પુણ્યશાળી છે. કોઈ માણસે રાત્રીભોજન ન કરવાનો નિયમ ન લીધો હોય, તેમ છતાં તે આહાર તો દિવસે જ કરી લેતો હોય, તોપણ તેને રાત્રીભોજન તજવાનું ફળ નથી મળતું; કારણ કે, લોકો કહે છે તેમ, 'વ્યાજની બોલી કરી ન હોય, ત્યાં સુધી થાપણ મૂકી આવવા માત્રથી વ્યાજ નથી મળતું!' જેઓ દિવસ છોડીને રાત્રે જ ખાય છે, તેઓ માણેક છોડીને કાચ સંઘરે છે. દિવસનો વખત હોવા છતાં, જેઓ કાંઈ કલ્યાણની આશાએ રાત્રે ખાય છે, તેઓ ક્યારડો હોવા છતાં ઊખરમાં ડાંગર વાવે છે. રાત્રે ખાનારાઓ બીજે જન્મે ઘૂવડ, કાગડા. બિલાડા, ગીધ, સાબર, ભુંડ, સાપ, વીંછી અને મગર તરીકે જન્મે છે. લક્ષ્મણ જ્યારે રામ સાથે વનમાં ગયા ત્યારે રસ્તામાં મહીધર રાજાની પુત્રી વનમાલા સાથે તેમનું લગ્ન થયું. લગ્ન થયા બાદ તે રામ સાથે જવા તૈયાર

થયા, ત્યારે દુઃખી થયેલી વનમાલાને તેમણે શપથપૂર્વક ફરી પાછા આવવાની ખાતરી આપી, ઉપરાંત કહ્યુ કે, જો ન આવુ તો હું હિંસા વગેરે કરનારાઓની ગતિ પામુ' છતા વનમાલાએ તો 'રાત્રીભોજન કરનારાઓની ગતિ'ના સોગન ખવરાવ્યા ત્યારે જ લક્ષ્મણને જવા દીધા રાત્રીભોજનનુ પાપ એવુ મોટુ છે જે માણસ હમેશા રાત્રીભોજનનો ત્યાગ કરે છે, તેનુ અર્ધું આયુષ્ય ઉપવાસરૂપ જ થાય છે. રાત્રીભોજન ત્યાગવામા બીજા પણ જે અસખ્ય ગુણો છે, તે સર્વજ્ઞ સિવાય બીજો કોઈ કહી શકે તેમ નથી [૪૮ ૭૦]

કાચા દહીંવાળા કઠોળ આદિમા જે સૂક્ષ્મ જતુઓ થાય છે, તે કેવળજ્ઞાનીઓ જાણે છે તે વસ્તુ દલીલથી સિદ્ધ થાય તેવી નથી તેનું પ્રમાણ શાસ્ત્ર જ છે માટે શાસ્ત્રમા તે બધી ચીજોની મના હોવાથી તેમનો ત્યાગ જ કરવો અહીં ગણાવેલી ચીજો ઉપરાત બીજા પણ જે જતુમિશ્રિત ફળ, ફૂલ, પત્ર, અથાણા વગેરે જાણવામા કે જોવામા આવે, તેમનો જૈનધર્મપરાયણ મનુષ્યે ત્યાગ કરવો [૭૧ ૨]

૩ અનર્થદડ ત્યાગ — ત્રીજુ ગુણવ્રત તે 'અનર્થદડત્યાગ' કહેવાય છે પોતાના શરીરાદિના પ્રયોજન અર્થે થતો અધર્મવ્યાપાર — દડ — તે અર્થદડ કહેવાય, પરંતુ તેવા કોઈ પ્રયોજન વિનાનો અધર્મવ્યાપાર તે અનર્થદડ કહેવાય તેના ચાર પ્રકાર છે · દુર્ધ્યાન, પાપકર્મ કરવાનો ઉપદેશ, હિંસામા ઉપયોગી સાધનોનુ દાન, અને પ્રમાદ

દુર્ધ્યાન — તેમાં દુર્ધ્યાનના આર્ત અને રૌદ્ર એવા બે પ્રકાર છે. અપ્રિય વસ્તુ પ્રાપ્ત થાય ત્યારે તેના વિયોગ માટે, દુઃખ આવ્યે તેને દૂર કરવા માટે, પ્રિય વસ્તુનો વિયોગ થાય ત્યારે તેને મેળવવા માટે, અને નહિ પ્રાપ્ત થયેલી વસ્તુની પ્રાપ્તિ માટે જે સતત ચિંતા, તે આર્તધ્યાન[1]; અને હિંસા, અસત્ય, ચોરી અને વિષયસંરક્ષણ માટે જે સતત ચિંતન, તે રૌદ્રધ્યાન.[2]

પાપોપદેશ — 'વાછરડાઓને પલોટ,' 'ખેતર ખેડ,' 'ઘોડાઓને ખસી કર,' વગેરે પાપોપદેશ શ્રાવકને યોગ્ય નથી. ખાસ કરીને જેને બંધુ, પુત્ર વગેરે કુટુંબકબીલો નથી, તેને એમ કરવું યોગ્ય નથી.

હિંસોપકારી દાન — ગાડું, હળ, શસ્ત્ર, અગ્નિ, સાંબેલું, ખાંડણિયો વગેરે હિંસામાં કારણભૂત વસ્તુઓ દયાળુ શ્રાવક બીજાને ન આપે. અલબત્ત, આ નિયમ પણ મુખ્યત્વે કુટુંબકબીલા વિનાનાને માટે છે.

---

૧. અર્તિ–પીડા–દુઃખ જેમાંથી ઉદ્ભવે તે આર્ત. અનિષ્ટ વસ્તુનો સંયોગ વગેરે દુઃખની ઉત્પત્તિનાં મુખ્ય કારણો છે.

૨. જેનું ચિત્ત ક્રૂર કે કઠોર હોય, તે રુદ્ર કહેવાય. અને તેવા આત્માનું જે ધ્યાન તે રૌદ્રધ્યાન. હિંસા કરવાની વગેરે વૃત્તિમાંથી ક્રૂરતા કે કઠોરતા આવે છે.

પ્રમાદ — કુતૂહલને કારણે ગીત નૃત્ય નાટક વગેરે જોવાં, કામશાસ્ત્રનું પરિશીલન, દ્યૂત મદ્ય વગેરેનું સેવન, જલક્રીડા, હીંડોળા વગેરેની ક્રીડા, પશુપંખીની સાઠમારી, શત્રુના પુત્રાદિ સાથે પણ વેર, ખાનપાન સ્ત્રી દેશ અને રાજસંબંધી ચર્ચા, રોગ અને પ્રવાસના શ્રમના કારણ સિવાય આખી રાત સૂઈ રહેવું, વગેરે પ્રમાદાચરણનો બુદ્ધિમાને ત્યાગ કરવો.

ખાસ કરીને દેવમંદિરમાં વિલાસ, હાસ્ય, થૂંકવું, નિદ્રા, કલહ, ચોર પરસ્ત્રી વગેરેની દુષ્કથા તથા ચાર પ્રકારનો આહાર[1] એ પ્રવૃત્તિઓ પ્રમાદાચરણરૂપ હોઈ તજવી. [૭૩-૮૧]

## ૨

ચાર શિક્ષાવ્રત: ૧. સામયિક — હવે ચાર શિક્ષાવ્રતો[2] કહેવામાં આવે છે. તેમાં પ્રથમ શિક્ષાવ્રત 'સામાયિક' કહેવાય છે. 'સામાયિક' એટલે, આર્ત અને રૌદ્ર ધ્યાનનો ત્યાગ કરી, તેમ જ કાયિક તથા

---

૧. અશન (ભાત, દાળ વગેરે), પાન (પીણું), આહાર બાદ ખાવાનાં ફળ વગેરે 'ખાદિમ' અને મુખવાસ વગેરે 'સ્વાદિમ' —એમ ચાર પ્રકારનો આહાર ગણાય છે.

૨. શિક્ષાવ્રત શબ્દનો અર્થ એવી રીતે કરવામાં આવે છે કે, તે વ્રતો ગૃહસ્થને માટે સાધુધર્મની શિક્ષારૂપ છે.

વાચિક પાપકર્મોનો ત્યાગ કરી, મુહૂર્ત પર્યંત સમતા ધારણ કરવી તે.[1]

ટીકામાંથી વિશેષ વિવરણ: સામાયિક વ્રતધારી શ્રાવક ગૃહસ્થ પણ તેટલા સમય પૂરતો યતિ જેવો થાય છે.[2] તેથી તે વ્રત ધારણ કરનારો તે દરમ્યાન દેવપૂજાદિ ન કરે. અલબત્ત, સામાયિકમાં દોષયુક્ત વ્યાપારનો જ નિષેધ છે, અને નિર્દોષ વ્યાપારનુ તો વિધાન છે, એટલે સ્વાધ્યાય પાઠ વગેરેની પેઠે દેવપૂજા કરે તો દોષ ન કહેવાય; પરંતુ યતિને જેમ દેવ-પૂજાદિનો અધિકાર નથી, તેમજ સામાયિકધારી ગૃહસ્થનુ પણ સમજવું. આ બાહ્ય પૂજાદિ ભાવપૂજા ઉત્પન્ન કરવા માટે છે, પરંતુ, સામાયિક કરનારને ભાવપ્રાપ્તિ થઈ ગઈ, તો પછી તેને બાહ્ય પૂજાની શી જરૂર રહે ?

સામાયિક કરનારા શ્રાવક સામાન્ય રીતે આ ચારમાંથી એક ઠેકાણે જઈ સામાયિક કરે છે:

૧. ટીકામાં 'સામાયિક' શબ્દને આ રીતે છૂટો પાડયો છે: सम એટલે કે રાગદ્વેષરહિત માણસને થતો લાભ એટલે જ્ઞાનાદિનો લાભ. ટૂંકમાં, પ્રશમસુખની પ્રાપ્તિ તે 'સમાય' અને તેને માટેનું વ્રત તે સામાયિક.

૨. "જ્યાં સુધી પ્રાણી સામાયિક ગ્રહી સ્થિરચિત્તે રહે, ત્યાં સુધી તથા જેટલી વાર સામાયિક કરે તેટલી વાર અશુભ કર્મનો નાશ કરે છે. શ્રાવક સામાયિક કરે ત્યારે સાધુ જેવો થાય છે, માટે ઘણી વાર સામાયિક કરવું જોઈએ."

જિનમંદિરમાં, સાધુની સમીપમાં, પૌષધશાળા[1]માં, કે પોતાને ઘેર. સામાયિક વ્રતમાં ઓછામાં ઓછું એક મુહૂર્ત (૪૮ મિનિટ) બેસવાનું હોય છે. એટલે કે, વધારે બેસવું હોય તો બે મુહૂર્ત, ત્રણ મુહૂર્ત એ પ્રમાણે જ બેસવું. તે દરમ્યાન શ્રાવક, સઘળી પાપ-પ્રવૃત્તિઓ મન-વાણી-કાયાથી જાતે કરવાનું કે બીજા પાસે કરાવવાનું છોડવાનો, તેમાંથી નિવૃત્ત થવાનો, તેમને આત્મસાક્ષીએ નિંદવાનો, ગુરુની સમક્ષ ગર્હવાનો, તથા પોતાની જાતને તેમાંથી છોડાવવાનો નિયમ લે છે.

સ્થિર ચિત્તવાળા સામાયિક વ્રતધારી ગૃહસ્થનાં સંચિત કર્મો પણ ચંદ્રાવતંસકની[2] પેઠે ક્ષીણ થઈ જાય છે. [૮૨-૩]

---

૧. પૌષધાદિ કરવા માટેનું અલગ મકાન.

૨. તેની કથા એવી છે કે, તે રાજા રાત્રે, 'દીવો સળગતો રહેશે' ત્યાં સુધી સામાયિક વ્રતમાં સ્થિર બેસીશ', એવો નિયમ લઈને સામાયિક કરવા બેઠો. પરંતુ તે વાતની તેની દાસીને ખબર નહીં. તેથી રાજાને અંધારું ન થાય તેટલા માટે મોડી રાતે તેણે દીવામાં ફરી તેલ પૂર્યું. ત્યાર બાદ પણ રાજાને બેઠેલો જોઈ તેણે મોડી રાતે ફરી તેલ પૂર્યું. તે પ્રમાણે વળી ત્રીજી વાર કર્યું. તેથી સવારમાં તો થાકથી જ તે રાજા મરણ પામ્યો; પરંતુ નિયમ પ્રમાણે સામાયિક પૂરું કર્યું હોવાથી, કર્મનો નાશ કરી, સ્વર્ગે ગયો.

૨ દેશાવકાશિક   બીજું શિક્ષાવ્રત 'દેશાવકાશિક' કહેવાય છે 'દિગ્વ્રત' રૂપી પ્રથમ ગુણવ્રતમાં દશ દિશાઓમાં પ્રવૃત્તિની જે મર્યાદા બાંધી હોય, તેને રાત, દિવસ કે પ્રહર પૂરતી વધુ ટૂંકાવવી, તેનું નામ જ દેશાવકાશિક[1] વ્રત જે પ્રમાણે દિગ્વ્રતનું પરિમાણ ઘટાડવું, તે પ્રમાણે અણુવ્રત વગેરેમાંની છૂટનું પરિમાણ પણ ઘટાડી લેવું, કારણ કે, થોડો થોડો વખત બધી છૂટોનો સંક્ષેપ પણ આવશ્યક છે[2] [૮૪]

૩ પોષધ   ત્રીજું શિક્ષાવ્રત પોષધવ્રત કહેવાય કે આઠમ, ચૌદશ પૂનમ અને અમાવાસ્યાને રોજ ચાર ટંકનો ઉપવાસ કરવો, કુપ્રવૃત્તિનો ત્યાગ કરવો, બ્રહ્મચર્ય ધારણ કરવું, અને સ્નાનાદિ શરીર સંસ્કારોનો ત્યાગ કરવો તેનું નામ પોષધવ્રત

આ વ્રત વિષે ટીકામાં વિશેષ વિવરણ આ પ્રમાણે છે ધર્મને 'પોષ' એટલે કે પુષ્ટિ આપે છે માટે આ વ્રત પોષધ[3] કહેવાય છે પોષધ અલ્પ અંશે કે સર્વાંશે

૧ દિગ્વ્રતમાં જે પરિમાણ નક્કી કર્યું હોય, તેનો 'દેશ' એટલે કે સંક્ષિપ્ત વિભાગ — તેમાં જ 'અવકાશ' એટલે અવસ્થાન કરવું, તે દેશાવકાશિક વ્રત

૨ એટલે કે, દેશાવકાશિકમાં માત્ર દિગ્વ્રતનું પરિમાણ જ ઘટાડીને બેસી ન રહેવું, પણ બીજાં વ્રતોમાં પણ જે છૂટછાટ હોય, તે પણ તેટલા વખત સુધી ઘટાડવા ન ચૂકવું, એવો ભાવ છે

૩ આના કરતાં પોષધ શબ્દને 'ઉપોસથ' (ઉપ+વસ્) 'ઉપવાસ કરી, દેવની નજીક બેસવું', એ રીતે વ્યુત્પન્ન કરવો વધુ ઠીક લાગે છે

એમ બે રીતે કરાય છે. તેમાં, જ્યારે અલ્પાંશે પોષધ કરે, ત્યારે સામાયિક પણ કરે કે ન્ય કરે, પરંતુ સર્વાંશે પોષધ કરે, ત્યારે નિયમથી સામાયિક કરે; ન કરે તો પોષધનું ફળ તેને ન મળે. જિનમંદિરમાં, સાધુ સમીપે, પોષધશાળામાં કે ઘરમાં પોષધ સ્વીકારી, ધર્મપુસ્તક વાંચે, કે ધર્મચિંતન કરે, અને વિચારે કે, 'આ બધા સાધુગુણોને હું મંદભાગી સર્વાંશે ક્યારે ધારણ કરી શકીશ?' ઇત્યાદિ.

જેઓ ગૃહસ્થ હોવા છતા પાળવું મુશ્કેલ એવું પોષધવ્રત ચુલનીપિતાની[1] પેઠે પાળે છે, તેઓને ધન્ય છે. [૮૫-૬]

૪. અતિથિ-સંવિભાગ

ચોથું શિક્ષાવ્રત 'અતિથિસંવિભાગવ્રત' કહેવાય છે. અતિથિઓને એટલે કે 'તિથિ, પર્વ, ઉત્સવ વગેરે જેને નથી એવા ભિક્ષા માટે ભોજનકાળે આવેલા સાધુઓને', ન્યાયથી પેદા કરેલ તથા નિર્દોષ એવા ચતુર્વિધ આહાર, પાત્ર, આચ્છાદન,

---

૧ તે જ્યારે પોષધવ્રત લઈને બેઠો હતો, ત્યારે તેને ચળાવવા કોઈ દેવે આવીને કેવી રીતે તેના ત્રણે પુત્રો મારીને તેમનું માંસ તળી ખાધું, તથા છેવટે તે તેની માને મારવા તૈયાર થયો ત્યારે ચુલનીપિતા કેવો તેને વારવા માટે ઊભો થઈ ગયો, અને એ બધો ભ્રમ જ હતો એવી તેને પછીથી ખબર પડી ત્યારે પ્રાયશ્ચિત્ત કરી ફરી તે વ્રત તેણે કેવી રીતે સ્વીકાર્યું, વગેરે કથા માટે જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક, પ્રકરણ ૩

અને રહેઠાણ વગેરેનું દાન કરવું, તે અતિથિસંવિભાગવ્રત કહેવાય.

તેને અંગે ટીકામાં વિશેષ વિવરણ નીચે પ્રમાણે છે: સાધુઓને ધર્મના પાલનમાં ઉપયોગી થઈ પડે તેવાં અન્નાદિનું જ દાન આપવું; સુવર્ણ વગેરેનું ન આપવું. કારણ કે, તેનાથી દાન લેનારમાં ક્રોધ, લોભ, કામ વગેરે ઉત્પન્ન થાય છે. મૂઢ બુદ્ધિથી લોકો સાધુઓને જમીન, ગાય, કન્યા વગેરેનું દાન કરે છે, તેથી પાપની જ વૃદ્ધિ થાય છે. વળી વ્યતિપાત, સંક્રાંતિ વગેરે તિથિઓએ જ દાન આપવામા આવે છે, તે પણ મૂઢતા જ છે. મરેલાની તૃપ્તિ અર્થે જે દાન અપાય છે, તેમજ ગંગા, ગયા વગેરે સ્થાનોએ જઈને જ અપાય છે, એ બધું અવિચારી અને ગતાનુગતિક છે. જેઓ મહાવ્રત ધારણ કરી, સર્વ પ્રકારની પાપપ્રવૃત્તિઓ ત્યાગી, સુખદુ:ખ, માનાપમાન, તથા લાભાલાભમાં સમાન બુદ્ધિ રાખી મોક્ષમાં જ એકતાન બન્યા છે, તેવા સાધુઓ જ દાનને માટે 'ઉત્તમ' પાત્ર છે; બીજા પણ તેવી ઉત્કટ સ્થિતિને ન પામેલા, છતાં તેને માટે પ્રયત્નશીલ તેવા સાધુઓ 'મધ્યમ' પાત્ર છે; અને જેઓ માત્ર શ્રદ્ધાવાળા છે, પણ વ્રત–શીલ ધારણ કરી શકે તેમ નથી, તેવા સાધુઓ 'કનિષ્ટ' પાત્ર છે. પરંતુ, બીજા બધા કુસાધુઓ જેઓ મૂઢ બુદ્ધિથી માત્ર કઠોર તપો જ આચરે છે, તેઓ 'કુપાત્ર' છે; અને જેઓ હિંસા, અસત્ય વગેરે આચરે છે, પરિગ્રહ અને આરંભમાં તત્પર છે, કુશાસ્ત્રો ભણીને જ પોતાને પંડિત માનનારા

છે, છતાં તત્ત્વત નાસ્તિક જેવા જ છે, તેઓ 'અપાત્ર' છે માટે, કુપાત્ર અને અપાત્રને તજીને પાત્રને જ દાન દેવું કુપાત્રને કરેલુ દાન સાપને દૂધ પિવરાવવા જેવું છે તેના દાનથી દાન કરનાર અને લેનારની પાપવૃદ્ધિ જ થાય છે

ઉત્તમ મુનિને દાન કરનાથી સગમક[1] ચમત્કારી સપત્તિ પામ્યો હતો [૮૭-૮]

---

૧ સગમકની કથા માટે જુઓ પુસ્તકને અતે ટિ ન ૯

## ૪

# અતિચારો

વ્રતોના અતિચારો

જે વ્રતનાં સ્ખલનોથી સ્વીકારેલો ગુણ મલિન થાય અને ધીરે ધીરે હ્રાસ પામી ચાલ્યો જાય, તેવાં સ્ખલનો 'અતિચાર' કહેવાય છે. કોઈ વ્રત સ્વીકારીને તે વ્રતને લગતા અતિચારો તજવામાં ન આવે, તો તેનાથી તે વ્રતનું પાલન બરાબર થતું નથી; માટે ગૃહસ્થના દરેક વ્રતના જે પાંચ પાંચ અતિચારો છે, તે દરેક ગૃહસ્થે તજવા જોઈએ.

અહિંસાવ્રતના અતિચારો

અહિંસાવ્રતના અતિચારો આ પ્રમાણે છે : કોઈ પણ પ્રાણીને તેના ઇષ્ટ સ્થળમાં જતું ક્રોધપૂર્વક અટકાવવું અને બાંધવું તે 'બંધ' નામનો અતિચાર કહેવાય; કોઈ પ્રાણીના ક્રોધપૂર્વક કાન, નાક, ચામડી આદિ અવયવો છેદવા તે 'છવિચ્છેદ' કહેવાય; કોઈ પ્રાણી ઉપર ગજા

કરતાં વધારે ભાર લાદવો તે 'અધિકભારાધિરોપણ' કહેવાય; ક્રોધપૂર્વક કોઈ પ્રાણીને પરોણા, ચાબખા આદિ વડે ફટકા મારવા તે 'પ્રહાર' નામનો અતિચાર કહેવાય; તથા ક્રોધપૂર્વક કોઈ પ્રાણીના ખાનપાનમાં અટકાયત કરવી તે 'અન્નાદિરોધ' નામનો અતિચાર કહેવાય. આ પાંચે દોષો ગૃહસ્થ વ્રતધારીએ કાંઈ પણ પ્રયોજન ન હોય તો ન જ સેવવા; પરંતુ ગૃહસ્થધર્મને અંગે કાંઈ પ્રયોજનસર સેવવા જ પડે, તો કોમલ વૃત્તિથી કામ લેવુ.[1] [૯૦]

સત્યવ્રતના અતિચારો

સત્યવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'મિથ્યા ઉપદેશ,' એટલે કે પારકાને પીડા થાય તેવુ બોલવુ, અથવા સાચુંખોટુ સમજાવી કોઈને આડે રસ્તે દોરવો તે; 'સહસા-અભ્યાખ્યાન,'[2] એટલે કે વિચાર કે તપાસ કર્યા

1. એવો સભવ છે કે, આ બધા અતિચારોમા કોઈનો પ્રાણનાશ ન થતો હોય; તેથી કોઈ માને કે, 'મેં તો હિંસા કે પ્રાણનાશ ન કરવાનુ જ વ્રત લીધુ છે; માટે આ બધુ કરુ તો મારુ વ્રત નહિ ભાગે'. એ જાતના વિવેકશૂન્ય માણસોને સ્થૂલ હિંસાના ત્યાગ વગેરેની પ્રતિજ્ઞામા બીજો પણ કેટલો ત્યાગ કેળવવો પડે છે, એ સમજાવવા માટે વ્રતોના અતિચારો બતાવવામાં આવ્યા છે. તે બધા માત્ર નમૂનારૂપ છે એમ જ સમજવુ.

2. ટીકામા જણાવ્યુ છે કે, આની જગાએ કેટલાક 'રહસ્ય-આખ્યાન' એવો અતિચાર સ્વીકારે છે. "રાગથી પ્રેરાઈ વિનોદ ખાતર કોઈ પતિ-પત્નીને કે બીજાં સ્નેહીઓને એકમેકનું છૂપું કહેવું - ગુપ્ત વાત પ્રગટ કરવી," એવો તેનો અર્થ છે.

વિના કોઈના ઉપર દોષ આરોપવો, જેમકે 'તું ચોર છે, વ્યભિચારી છે ઇ૦;' 'ગુહ્યભાષણ,' એટલે કે અંદરોઅંદર પ્રીતિ તૂટે માટે એકબીજાની ચાડી ખાવી, અથવા કોઈની ખાનગી વાત (અનુમાનથી જાણી) પ્રગટ કરવી તે; 'વિશ્વસ્તમંત્રભેદ', એટલે કે પોતાના ઉપર વિશ્વાસ રાખતાં સ્ત્રી, મિત્ર વગેરેની વાત ખુલ્લી કરી દેવી તે;[1] અને 'કૂટલેખ', એટલે મહોર, હસ્તાક્ષર આદિ વડે ખોટા દસ્તાવેજો કરવા, ખોટા સિક્કા ચલાવવા, વગેરે. [૯૧]

અસ્તેયવ્રતના અતિચારો

અસ્તેયવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'સ્તેનાનુજ્ઞા,' એટલે કોઈને ચોરી કરવા પ્રેરણા આપવી, અથવા ચોરીને ઉપયોગી સાધનો આપવાં યા વેચવાં તે; 'તદાનીત-આદાન,' એટલે કે ચોરે આણેલી વસ્તુ લેવી કે ખરીદવી તે; 'દ્વિડ્-રાજ્ય-લંઘન,' એટલે કે બે વિરોધી કે ભિન્ન રાજ્યોએ દાણ જકાત વગેરેની કરેલી વ્યવસ્થાનું ઉલ્લંઘન; 'પ્રતિરૂપક્રિયા,' એટલે કે અસલને બદલે બનાવટી વસ્તુ ચલાવવી તે; અને 'માનાન્યત્વ,' એટલે કે ઓછાં-વધતાં માપ, કાટલાં વગેરે રાખવાં તે. [૯૩]

---

૧. આમાં ને ઉપર આવેલા 'ગુહ્યભાષણ'માં તફાવત એ છે કે, આમાં તો કોઈએ પોતાને કહેલી વાત ખુલ્લી કરવાની છે; જ્યારે ગુહ્યભાષણમાં તો કોઈની ખાનગી વાત, પોતાને તેણે કહી ન હોય છતાં તેની બાહ્ય આકૃતિ વગેરે ઉપરથી જાણી લઈ, બીજાને કહી દેવાની હોય છે..

**બ્રહ્મચર્યવ્રતના અતિચારો**

બ્રહ્મચર્યવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'ઇત્વરાત્તાગમન,' એટલે કે થોડા વખત માટે ભાડે રાખેલી વેશ્યા સાથે ગમન,[1] 'અનાત્તાગમન', એટલે કે વેશ્યા, પરદેશ ગયેલા ધણીવાળી સ્ત્રી, કે અનાથ સ્ત્રી, જે અત્યારે કોઈ પુરુષના કબજામાં નથી, તેનો ઉપભોગ,[2] 'અન્યવિવાહન', એટલે કે પોતાની સંતતિ ઉપરાંત કન્યાદાનના ફળની ઇચ્છાથી કે સ્નેહસંબંધથી બીજાની સંતતિના વિવાહ કરી આપવા,[3] 'મદનાત્યાગ્રહ,' એટલે કે વારંવાર ઉદ્દીપન કરી વિવિધ પ્રકારે કામક્રીડા કરવી તે, તથા

---

૧ કોઈ પોતાને એમ કહીને છેતરે કે, વેશ્યાને ભાડે રાખી હોવાથી તે પત્નીરૂપ જ થઈ, એટલે તેની સાથે કરેલું ગમન 'પરસ્ત્રીગમન' ન કહેવાય! કેટલાક આ અતિચારનો એવો અર્થ કરે છે કે, 'બીજાએ અમુક વખત માટે અમુક વેશ્યાને સ્ત્રી તરીકે ભાડે રાખી હોય, તે સમય દરમ્યાન, તેને સાધારણ સ્ત્રી ગણી તેની સાથે ગમન કરવું' તે.

૨. એમ માનીને કે, એ કોઈ 'પર'ની સ્ત્રી નથી એટલે તેની સાથે કરેલું ગમન 'પરસ્ત્રીગમન' ન કહેવાય. ટીકામાં જણાવ્યું છે કે, આ બે અતિચારો 'સ્વદારસંતોષ' વ્રત લેનારને માટે છે 'પરદાર-વર્જન' વ્રત લેનારને માટે નથી. પછીના અતિચારો બંને માટે છે

૩ કારણ કે, તેવા વિવાહ કરાવવા એ બીજાઓને મૈથુન કરવામાં પ્રેરણા આપ્યા જેવું થાય.—ટીકા. પોતાની સંતતિનો અપવાદ રાખવાનું કારણ એ છે કે, પોતાની કન્યાને ન પરણાવે તો તે સ્વૈરચારિણી થઈ અનિયંત્રિત મૈથુન ભોગવે; તેના કરતાં તે વિવાહનિયંત્રિત બને તેમાં ઓછું પાપ છે. કેટલાક આનો એવો અર્થ કરે છે કે, 'વિશિષ્ટ સંતોષ ન થતો હોવાથી બીજી સ્ત્રી પરણવી તે.'

'અનંગક્રીડા', એટલે કે અસ્વાભાવિક રીતે સૃષ્ટિવિરુદ્ધ કામસેવન, અથવા અન્ય સ્ત્રીઓ સાથે મૈથુન સિવાયની બીજી બધી શૃંગારચેષ્ટાઓ કરવી તે. [૯૪]

અપરિગ્રહવ્રતના અતિચાર — અપરિગ્રહવ્રતના અતિચારો આ પ્રમાણે છે. 'ધન-ધાન્ય-સંખ્યાતિક્રમ,' એટલે કે ધનધાન્ય વગેરેની જે મર્યાદા સ્વીકારી હોય તેનું ઉલ્લંઘન કરવું તે, 'કુપ્ય-સંખ્યાતિક્રમ,' એટલે કે કાંસુ લોઢું વગેરેના વાસણો, ખાટલા, કે ગાડાં વગેરે વસ્તુઓની જે સંખ્યા સ્વીકારી હોય તેનું ઉલ્લંઘન, 'ગવાદિ-સંખ્યાતિક્રમ,' એટલે કે ગાય, બળદ, ઘોડા વગેરે તેમજ હંસ, મોર, પોપટ વગેરે તથા દાસીદાસ વગેરેની જે સંખ્યા સ્વીકારી હોય તેનું ઉલ્લંઘન, 'ક્ષેત્ર-વાસ્તુ-સંખ્યાતિક્રમ,' એટલે કે ખેડવા લાયક જમીન[1] તેમજ રહેવા લાયક ઘર વગેરેની જે સંખ્યા સ્વીકારી હોય તેનું ઉલ્લંઘન, તથા 'હિરણ્ય-હેમ-સંખ્યાતિક્રમ,' એટલે કે રૂપું અને સોનું એ બંનેની જે સંખ્યા નક્કી કરી હોય તેનું ઉલ્લંઘન.

જોકે નક્કી કરેલી સંખ્યાનો અતિક્રમ કરવો એ તો ચોખ્ખો વ્રતભંગ જ થયો, તેને અતિચાર ન જ કહી શકાય, પરંતુ નીચેની રીતોએ થયેલો અતિક્રમ સીધો વ્રતભંગ ગણાતો નથી, તેથી તેને અતિચાર કહેવામાં આવે છે. જેમકે, વ્રત લઈ સંખ્યા કે પ્રમાણ નક્કી કર્યા પછી કોઈ

---

1. તેના ત્રણ પ્રકાર: 'સેતુક્ષેત્ર'-એટલે વરસાદ વિના પણ કૂવાનહેર વગેરેના પાણીથી સિંચાતી; 'કેતુક્ષેત્ર' એટલે વરસાદી જમીન; અને 'ઉભય' એટલે બંને પ્રકારની —ટીકા

પોતાનાં માગતાં કે અન્ય ધનધાન્યાદિ લઈને આવે તો તેની સાથે નક્કી કરે ('બંધન') કે, 'મારા વ્રતની અવધિ પૂરી થયા પછી, કે ઘરમાંની તેટલી વસ્તુઓ વેચાયા પછી તારી પાસેથી તે વસ્તુઓ લઈશ; હમણાં તો તુ તારી પાસે મારા તરફથી રાખી મૂક,' તો તે અતિચાર થયો કહેવાય. તેવી જ રીતે વાસણ વગેરેની જે સંખ્યા નક્કી કરી હોય, તે સંખ્યાનો અતિક્રમ ન થાય તે માટે બબ્બે વસ્તુઓને મિલાવી એક કરે ('ભાવ'), તો તે પણ અતિચાર કહેવાય. તેવી જ રીતે ગાય ભેંસ વગેરેની સંખ્યા નક્કી કરી હોય, તેમાં વર્ષ દરમ્યાન નવા ગર્ભ ધારણ થાય તેમને ગણતરીમાં ન લે તો તે પણ અતિચાર કહેવાય; તેમજ ઘર ખેતર વગેરેની જે સંખ્યા નક્કી કરી હોય, તેનાથી તે વધી ન જાય તે માટે ખેતરની પાસેનું જ બીજું ખેતર લઈને જૂના ખેતરમાં મિલાવી દે ('યોજન'), તો તે પણ અતિચાર કહેવાય; તેવી જ રીતે રાજા તરફથી ઇનામ વગેરે કંઈ મળે. તેને વ્રતની અવધિ પૂરી થાય ત્યારે પાછું લેવાના અભિપ્રાયથી બીજાને આપી દે ('દાન'), તો તે પણ અતિચાર કહેવાય. જેણે સાચું વ્રત લીધું હોય, તેણે આ પાંચમાંથી એક પણ પ્રકારે પોતાની નિયત સંખ્યાનું ઉલ્લંઘન ન કરવું. [૯૫-૬]

દિગ્વિરતિવ્રતના અતિચારો

દિગ્વિરતિવ્રતના અતિચાર આ પ્રમાણે છે: 'સ્મૃતિ-અંતર્ધાન', એટલે કે કોઈ દિશામાં જેટલા યોજન વગેરેનું પ્રમાણ પોતે સ્વીકાર્યું હોય, તેને વ્યાકુલતા, પ્રમાદ, મતિમંદતા વગેરે કારણે ભૂલી જવું તે; 'ઊર્ધ્વવ્યતિક્રમ',

'અધોવ્યતિક્રમ' અને 'તિર્યગ્વ્યતિક્રમ' એટલે કે ઊંચે જવાનું, નીચે જવાનું કે તીરછા જવાનું જે પ્રમાણ નક્કી કર્યું હોય, તે બેકાળજીથી વટાવી જવું તે;[1] તથા 'ક્ષેત્રવૃદ્ધિ', એટલે કે જુદી જુદી દિશાઓનું જુદું જુદું પ્રમાણ નક્કી કર્યા બાદ, ઓછા પ્રમાણવાળી દિશામાં જવાનો ખાસ પ્રસંગ પ્રાપ્ત થાય ત્યારે બીજી દિશામાંના સ્વીકારેલા પ્રમાણમાંથી અમુક ભાગ ઘટાડી ઇષ્ટ દિશાના પ્રમાણમાં વધારો કરવો તે. [૯૭]

ભોગોપભોગના અતિચારો

ભોગોપભોગમાનવ્રતના અતિચાર આ પ્રમાણે છે: 'સચિત્તઆહાર', એટલે કે કંદમૂલ, ફલ વગેરે સચિત્ત પદાર્થનો આહાર, 'સચિત્ત-સંબદ્ધ-આહાર', એટલે કે ઠળિયા ગોટલી આદિ સચેતન પદાર્થોથી યુક્ત એવાં બોર કેરી વગેરે પાકાં ફળોનો આહાર; 'સચિત્ત-સંમિશ્ર-આહાર', એટલે તલ ખસખસ વગેરે સચિત્ત વસ્તુથી મિશ્રિત લાડવા આદિનું ભોજન, અથવા કીડી કંથવો વગેરેથી મિશ્રિત વસ્તુનું ભોજન; 'અભિષવ આહાર', એટલે કે કોઈ પણ જાતનું એક માદક દ્રવ્ય સેવવું અગર વિવિધ દ્રવ્યોના મિશ્રણથી પેદા થયેલ દારૂ આદિ રસનું સેવન; તથા 'દુષ્પક્વઆહાર'[2], એટલે કે અધકચરું રાંધેલું કે

---

૧. એ બધું અસાવધાની કે ગફલતથી થઈ ગયું હોય તો જ અતિચાર કહેવાય; નહિ તો તે ખુલ્લો વ્રતભંગ જ છે.

૨. વળી, કેટલાક 'અપક્વાહાર'ને અતિચાર તરીકે જણાવે છે, પણ તેનો સમાવેશ સચિત્ત આહારમાં થઈ જ જાય છે. કેટલાક

બરાબર ન રાંધેલું ખાવું તે. આ બધા અતિચારો ભોજનને જ લગતા છે; પરંતુ ભોગોપભોગનાં સાધન મેળવવા માટે કરાતાં પ્રવૃત્તિ કે કર્મ પણ ભોગોપભોગ શબ્દથી જ વિવક્ષિત થાય છે. માટે, તે કર્મને આશરીને સ્વીકારેલા એટલે કે કઠોર — પ્રાણીબાધક — કર્મ તજવારૂપી ભોગોપભોગવ્રતના પંદર અતિચારો જુદા ગણાવાય છે. તેઓ 'કર્માદાન' કહેવાય છે; કારણ કે તેઓ પાપકર્મનાં 'આદાન' એટલે કે કારણ છે. તે પંદર આ પ્રમાણે છે:

પંદર કર્માદાનો

૧. 'અંગારજીવિકા': એટલે કે લાકડાં બાળી કોલસા પાડવા તથા વેચવા; ભઠ્ઠી કરી વસ્તુઓ શેકવી અને વેચવી; નિભાડો કરી ઘડા વગેરે વાસણો પકવવાં–વેચવાં; લુહારની કોઢ કરવી અને લોઢું તપાવી–ટીપી–વેચવું; સોનુરૂપું વગેરે ગાળી ઘાટ કરવા તથા વેચવા; કાંસું, પિત્તળ વગેરે ધાતુઓ તપાવી–ટીપી–ઘાટ કરીને વેચવી તથા ઈંટવાડા સળગાવવા અને વેચવા.

૨. વનજીવિકા: છેદેલાં કે ન છેદેલાં વનનાં પાંદડાં, ફૂલ, ફળ વગેરે વેચવાં તથા કણ ભેગા કરી ભરડવા–દળવા વગેરે.

૩. શકટજીવિકા: ગાડાં વગેરે વાહનો બનાવવાં–બનાવરાવવાં, તેમને ભાડે ફેરવવાં, તથા વેચવાં.

---

'તુચ્છૌષધિભક્ષણ' એટલે કે 'મગ વગેરેની ફળીનું ભક્ષણ' તેને પણ અતિચાર ગણે છે. પણ તેનોય સમાવેશ સચિત્ત આહારમા થઈ જાય છે. — ટીકા.

૪. ભાટકજીવિકા : ગાડાં, બળદ, પાડા, ઊંટ, ગધેડાં, ખચ્ચર અને ઘોડા વગેરેને ભાડે ફેરવવા.

૫. સ્ફોટજીવિકા : તળાવ કૂવા વગેરે ખોદવાં, પથ્થર ફોડવા, વગેરે પૃથ્વીઘાતક કર્મો વડે જીવિકા ચલાવવી.

૬. દંતવાણિજ્ય : હાથી વગેરેના દાંત, ચમરી વગેરેના કેશ, ઘૂવડ વગેરેના નખ, શંખ વગેરેનાં અસ્થિ, વાઘ વગેરેનાં ચામડાં તથા હંસ વગેરેનાં રોમ ઇત્યાદિ જંગમ પ્રાણીઓનાં અંગો તેમને ઉત્પત્તિસ્થાને[1] જઈ, ભેગા કરી–કરાવી વેપાર કરવો તે.

૭. લાક્ષાવાણિજ્ય · લાખ, મન શિલ, ગળી, ધાવડી[2], ટંકણખાર વગેરેનો વેપાર કરવો તે.

૮. રસવાણિજ્ય માખણ, ચરબી, મધ, સુરા વગેરેનો વેપાર કરવો તે.

૯. કેશવાણિજ્ય · બેપગાં, ચોપગાં વગેરે પ્રાણીઓનો વેપાર કરવો તે.[3]

૧૦. વિષવાણિજ્ય : વિષ, હથિયાર, હળ, રેંટ વગેરે યંત્ર, કોશ કોદાળી વગેરે લોઢાની ચીજો, તથા હડતાળ વગેરે જીવનાશક વસ્તુઓનો વેપાર કરવો તે.

---

૧. ટીકામાં જણાવ્યું છે કે, ઉત્પત્તિસ્થાન સિવાયને બીજે સ્થળે તે બધા ખરીદે કે વેચે તેમાં દોષ નથી. કારણ કે, ઉત્પત્તિ-સ્થાનમા તો તે મેળવવા માટે પૈસા આપી તે તે પ્રાણીઓ મરાવવાં પડે છે.

૨. તેની છાલ, ફૂલ વગેરેમાથી દારૂ ગળાય છે.

૩. સજીવ પ્રાણીઓનો વેપાર તે કેશવાણિજ્ય; પ્રાણીઓનાં અજીવ અંગોનો વેપાર તે દંતવાણિજ્ય, એવો ભેદ છે.

૧૧. યંત્રપીડાકર્મ : તલ, શેરડી, સરસવ, દિવેલી વગેરે પીલવાનાં ઘાણી કોલુ વગેરે તથા પાણી કાઢવાના રેંટ વગેરે ચલાવવાં તે.

૧૨. નિર્લાંછનકર્મ : બળદ વગેરેનાં નાક વીંધવાં, ગાય, ઘોડા વગેરે પ્રાણીઓને આંકવાં, આખલા વગેરેને ખસી કરવા, ઊંટ વગેરેની પીઠ ગાળવી, ગાય વગેરેના કાનની ચામડી કાપવી, વગેરે કર્મોથી આજીવિકા ચલાવવી તે.

૧૩. અસતીપોષણ : સારિકા, પોપટ, બિલાડાં, કૂતરાં, કૂકડાં, મોર વગેરે પાળવા–વેચવાં, તથા દાસી વગેરેને વ્યભિચારની આવક માટે પોષવાં તે.

૧૪. દવદાન : ખાલી વ્યસન ખાતર કે, પુણ્યબુદ્ધિથી દવ સળગાવવા[1] તે.

૧૫. સરઃશોષ. ધાન્ય વાવવા માટે સરોવર, નદી, ધરા, તળાવ વગેરેમાંથી પાણી કાઢી નાખવું તે. [૯૮-૧૧૪]

અનર્થદંડના અતિચારો

અનર્થદંડવિરતિવ્રતના અતિચારો આ પ્રમાણે છે : 'સંયુક્તાધિકરણત્વ', એટલે કે ખાંડણિયો–સાંબેલુ, ગાડું–ધોંસરું, ધનુષ–બાણ એ પ્રમાણે હિંસાનાં સંયુક્ત સાધનો રાખવાં તે,[2] 'ઉપભોગાતિરિક્તતા,' એટલે કે પોતા માટે આવશ્યક હોય તે ઉપરાંત કપડાં, ઘરેણાં, તેલ, ચંદન આદિ

---

૧. મરણ પછવાડે પુણ્યબુદ્ધિથી દીપમાળાઓ કરાવે; કે ગાયોને ચરવા ઘાસ થાય તે માટે ચરા વગેરેમા ઝાખરા વગેરે સળગાવી મૂકે.

૨. કારણ કે, બીજા માગવા આવે તો ના ન પાડી શકાય, અને આપ્યાથી હિંસા થાય. — ટીકા.

રાખવાં તે; 'મૌખર્ય,' એટલે કે નિર્લજ્જપણે સંબંધ વિના બહુ બક્યા કરવું તે; 'કૌત્કુચ્ય,' એટલે કે ભાંડ જેવી ચેષ્ટાઓ કરવી અથવા બીજા હસે અને આપણી ઠેકડી થાય તેવી ચેષ્ટાઓ કરવી તે (કૌકુચ્ય); તથા 'કંદર્પ,' એટલે કે મોહોદ્રેક થાય તેવો કામપ્રધાન વાક્પ્રયોગ. [૧૧૫]

સામાયિક૦ ના અતિચારો

સામાયિકવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'કાયદુષ્પ્રણિધાન,' એટલે કે હાથ, પગ વગેરે અંગોનું નકામું અને ખોટી રીતે સંચાલન; 'વચનદુષ્પ્રણિધાન,' એટલે કે શબ્દ-સંસ્કાર વિનાની, અર્થ વિનાની તેમજ હાનિકારક ભાષા બોલવી; 'મનોદુષ્પ્રણિધાન,' એટલે કે ક્રોધ, દ્રોહ આદિ વિકારને વશ થઈ ચિંતન આદિ મનોવ્યાપાર કરવો; 'અનાદર,' એટલે કે સામાયિકમાં ઉત્સાહ ન રાખવો, અર્થાત્ વખત થવા છતાં પ્રવૃત્ત ન થવું અથવા તો જેમ તેમ પ્રવૃત્તિ કરવી; તથા 'સ્મૃત્યનુપસ્થાપન,' એટલે કે એકાગ્રતાનો અભાવ, અર્થાત્ ચિત્તના અવ્યવસ્થિતપણાને લીધે સામાયિક વિધિની સ્મૃતિનો ભ્રંશ.[1] [૧૧૬]

૧. જેમકે, સામાયિક ક્યારે કરવાનું છે, મેં કર્યું કે નથી કર્યું, વગેરેની સ્મૃતિનો ભ્રંશ અહીં કોઈએ એવી શંકા કરી છે કે, સામાયિકવ્રતનો અર્થ જ એ છે કે, મન-વાણી-કાયાથી સદોષ પ્રવૃત્તિ ન કરવી કે ન કરાવવી. પરંતુ ઉપરના અતિચારોમાં તે વ્રતનો સીધો ભંગ જ દેખાય છે; તેમાં અતિચારપણું ક્યાં છે? તેનો જવાબ એ છે કે, એ છ પ્રકારમાંથી કોઈ એકાદનો ભંગ થાય, તો પણ બીજાનું પાલન તો હોય જ એટલે સામાયિકનો અત્યંત અભાવ નથી થતો. — ટીકા.

દેશાવકાશિકના અતિચારો

દેશાવકાશિકવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'પ્રેષ્યપ્રયોગ,' એટલે કે, પોતે જેટલા પ્રદેશનો નિયમ કર્યો હોય તેની બહાર કામ પડે ત્યારે પોતે ન જતાં નોકર આદિને જ હુકમ કરી ત્યાં બેઠાં કામ કરાવી લેવું તે; 'આનયન,' એટલે કે સ્વીકારેલી મર્યાદા બહારની વસ્તુની જરૂર પડે ત્યારે જાતે ન જતાં બીજા પાસે તે વસ્તુ મગાવવી તે; 'પુદ્ગલક્ષેપણ,' એટલે કે સ્વીકારેલી મર્યાદાની બહાર ન જવાય તેમ હોવાથી કાંકરી, ઢેફું વગેરે ફેંકી કોઈને પોતાની નજીક આવવા સૂચના આપવી તે; 'શબ્દાનુપાત,' એટલે કે સ્વીકારેલી મર્યાદાની બહારનાને બોલાવવા માટે ખાંસી, હસકું આદિ શબ્દ દ્વારા તેને પાસે આવવા સાવધાન કરવો તે; તથા 'રૂપાનુપાત,' એટલે કે કાંઈ શબ્દ કર્યા વિના માત્ર આકૃતિ આદિ બતાવી બીજાને નજીક આવવા સૂચના કરવી તે. [૧૧૭]

પૌષધવ્રતના અતિચારો

પૌષધવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'અનવેક્ષિત-અપ્રમાર્જિત-ઉત્સર્ગ,' એટલે કે જીવજંતુ છે કે નહીં એ આંખે જોયા વિના તેમ જ કોઈ કોમળ સાધન વડે સાફ કર્યા વિના ક્યાંય મળ, મૂત્ર આદિ ત્યાગવાં તે; 'અનવેક્ષિત અપ્રમાર્જિત-આદાન,' એટલે એ જ પ્રમાણે જોયા-સાફ કર્યા વિના લાકડી, બાજઠ વગેરે ચીજો લેવી-મૂકવી તે; 'અનવેક્ષિત-અપ્રમાર્જિત-સંસ્તાર,' એટલે એ જ પ્રમાણે જોયા-સાફ કર્યા વિના બિછાનું પાથરવું કે આસન નાખવું તે;

'અનાદર,' એટલે કે પોષધમાં ઉત્સાહ વિના પ્રવૃત્તિ કરવી; તથા 'સ્મૃત્યનુપસ્થાપન,' એટલે કે, પોષધ કેમ કરવું કે કર્યું છે કે નહિ વગેરેનું સ્મરણ ન રહેવું તે. [૧૧૮]

અતિથિસંવિભાગના અતિચારો

અતિથિસંવિભાગવ્રતના અતિચારો આ પ્રમાણે છે: 'સચિત્તક્ષેપણ,' એટલે કે ખાન-પાનની દેવા યોગ્ય વસ્તુને સાધુને ન ખપે તેવી બનાવી દેવાની બુદ્ધિથી કોઈ સચેતન વસ્તુમાં મૂકી દેવી તે; 'સચિત્તપિધાન,' એટલે કે ઉપર પ્રમાણે દેય વસ્તુને સચેતન વસ્તુથી ઢાંકી દેવી તે; 'કાલલંઘન,' એટલે કે સાધુને કાંઈ આપવું ન પડે તે આશયથી ભિક્ષાના વખતનું ઉલ્લંઘન કરવું તે; 'મત્સર,' એટલે કે દાન કરવા છતાં આદરપૂર્વક ન કરવું, અથવા બીજાના દાનગુણની અદેખાઈથી દાન કરવા પ્રેરાવું તે; તથા 'અન્યાપદેશ,' એટલે કે કોઈ વસ્તુ ન આપવી હોય તે માટે તે પારકાની છે એમ કહેવું તે. [૧૧૯]

૫

# દિનચર્યા

મહાશ્રાવક — ઉપર પ્રમાણે અતિચાર વિનાના બાર વ્રતોમાં સ્થિત થનાર, ભક્તિપૂર્વક જિનમૂર્તિ, જિનમંદિર, જિનશાસ્ત્ર જૈન સાધુ, જૈન સાધ્વી, જૈન શ્રાવક અને જૈન શ્રાવિકારૂપી સપ્તક્ષેત્રામાં પોતાનું ધન વાવનાર તેમજ અતિ દીન જનોને પ્રેમપૂર્વક દાન કરનાર ગૃહસ્થ મહાશ્રાવક કહેવાય છે [૧૨૦]

ટીકામાં આ બાબતનું વિશેષ વિવરણ આ પ્રમાણે છે 'જિનમૂર્તિ કે મંદિર કરાવવામાં તથા તેનું અર્ચન–પૂજન કરવામાં ઘણા જીવોની હિંસા થાય, માટે તેમ ન કરવું,' એવી દલીલ ન કરવી કારણકે, કુટુંબના પરિપાલન નિમિત્તે પરિગ્રહ–પ્રવૃત્તિમાં આસક્ત રહી જે ગૃહસ્થ ધનોપાર્જન કરતો જ આવ્યો છે, તેને આ રીતે તે ધનનો કાંઈક અંશે વ્યય કરવાથી

· કાયદો જ થશે. એ વાત સાચી છે કે, ધર્મના કામમાં વાપરવા માટે જ ધન કમાવાની પ્રવૃત્તિ ન કરવી; કારણ કે, કાદવમાં ખરડાઈને પછી પગ ધોવા, તેના કરતાં તેને દૂરથી ત્યાગવો એ જ શ્રેયસ્કર છે.

વળી, 'સ્ત્રીનો જન્મ તો મિથ્યાત્વયુક્ત મહાપાપથી પ્રાપ્ત થાય છે, તેમજ તેઓ નિઃસત્ત્વ હોય છે અને દુઃશીલ હોય છે વગેરે કારણે તેમનો મોક્ષમાં અધિકાર નથી; તો પછી તેમને દાન આપ્યાથી શું ફળ?' એવી શંકા પણ ન કરવી. કારણ કે સ્ત્રીઓ નિઃસત્ત્વ અને દુઃશીલ જ હોય છે એ વાત અસિદ્ધ છે. એવી અનેક સ્ત્રીઓ થઈ ગયેલી છે, જે સત્ત્વ અને શીલમાં પુરુષથી જરાય ઊતરતી નહોતી. કોઈ જન્મ ગમે તેવાં ખરાબ કર્મને પરિણામે થયો હોય, પણ તેથી કાંઈ મોક્ષપ્રાપ્તિમાં વાંધો આવવાની જરૂર નથી. વળી, દોષો માત્ર સ્ત્રીઓમાં જ હોય છે, અને પુરુષોમાં નથી જ હોતા એમ પણ નથી. તેઓમાં પણ ઘણાય ક્રૂર, દોષબહુલ, નાસ્તિક, કૃતઘ્ન, સ્વામીદ્રોહી અને દેવગુરુને પણ ઠગનારા હોય છે. પરંતુ તેથી કાંઈ આપણે કોઈ સાચે જ મહાપુરુષ હોય તો તેની અવજ્ઞા નથી કરતા, તેમજ સ્ત્રીઓની બાબતમાં પણ છે. તેમનામાં પણ જેમ કેટલીક દોષબહુલ હોય છે, તેમ કેટલીક ગુણબહુલ પણ હોય છે. તીર્થંકર વગેરેની માતાઓ સ્ત્રી હોવા છતાં ગુણબહુલતાને કારણે સુરેંદ્રો, અને મુનિઓ વડે પણ પૂજાય છે. લોકો પણ કહે છે કે: 'સ્ત્રીનું મહત્ત્વ ખરેખર નિરતિશય છે;

-ારણુક, તે એવો ગર્ભ ધારણ કરે છે કે, જેમાથી જગતનો પણ ગુરુ પેદા થાય છે '

જે બાપડો પોતાની માલકીનુ, પોતાના શરીરથી બહારનુ, અને અનિત્ય, એવુ ધન પણ સુપાત્રને દાન કરી શકતો નથી ( કે જેથી પાછુ અનેકગણુ ફળ મળવાનુ છ ), તેવો નિસત્ત્વ માણસ સર્વસંગત્યાગ-પી બીજુ દુષ્કર ચારિત્ર કેમ કરીને આચરી શકવાનો હતો ? [૧૨૧]

શ્રાવ ની દિનચર્યા પ્રાત કાળ — શ્રાવક સવારમા બ્રાહ્મ મુહૂર્તમા[1] ઊઠવુ અને શય્યામા જ 'અર્હત્, સિદ્ધ, આચાર્ય ઉપાધ્યાય અને સાધુ એ પચ પરમેષ્ઠીઓની[2] સ્તુતિ કરવી તથા મારો ધર્મ કયો છે, મારુ કુલ કયુ છે, અને મારા વ્રતો કયા છે — એ યાદ કરી જવુ ત્યાર બાદ શૌચ, દાતણ, સ્નાનાદિથી પવિત્ર થઈ, પોતાના ઘરમા જ અર્હત ભગવાનની પુષ્પ, નૈવેદ્ય તથા સ્તોત્રથી પૂજા કરી, તથા યથાશક્તિ આહારાદિત્યાગનો નિયમ લઈ,[3] દેવમદિરમા જવુ દેવમદિરમા વિધિસર[4]

1 રાતના ૫ દર મુહૂર્ત ગણાય છે તેમાનુ ૧૪મુ મુહૂર્ત બ્રાહ્મ કહેવાય છે

૨ परमे तिष्ठन्ति इति । —મોક્ષમા । કે મોક્ષગતિવાળા

૩ મૂળમા 'પ્રત્યાખ્યાન કરી' એવુ છે

૪ વિધિ આ પ્રમાણે પુષ્પતાબુલ વગેરે સચિત્ત દ્રવ્યો તેમજ પાદુકા વગેરે અચિત્ત દ્રવ્યોનો ત્યાગ કરી, ઉત્તરીય વસ્ત્રને ખેસની પેઠે મોઢુ ઢકાય તેમ ફેરવી ખભા ઉપર પાછળ નાખવુ પછી મૂર્તિનુ દર્શન થતા માથે અજલિ જોડવી, અને મનને એકતાન કરવુ

પ્રવેશ કરી, ત્યાં જિનભગવાનની ત્રણ વાર પ્રદક્ષિણા કરવી; પછી પુષ્પાદિ વડે તેમની અભ્યર્ચના કરી તેમની ઉત્તમ સ્તવનોથી સ્તુતિ કરવી.[1] [૧૨૨-૪]

પ્રત્યાખ્યાન

ત્યાર બાદ દેવવંદન અર્થે આવેલા કે ધર્મકથાદિ માટે ત્યાં જ રહેલા ગુરુઓને વિધિપૂર્વક વંદનાદિ કરી, તેમની સમીપ જઈ, પોતે લેવાનો આહારાદિત્યાગનો નિયમ તેમને નિર્મલ અંતઃકરણથી કહી સંભળાવવો. તેમના વંદનાદિનો વિધિ આ પ્રમાણે છે: તેમને દેખતાં જ ઊભા થઈ જવું; તેઓ આવે ત્યારે સામા જવુ; માથે હાથ જોડવા, તેઓને જાતે આસન લાવી આપવું; તેઓ બેઠા પછી બેસવુ; ભક્તિપૂર્વક તેમનુ વંદન કરવું; તેમની સેવાશુશ્રૂષા કરવી; તેમજ તે જાય એટલે તેમની પાછળ પાછળ થોડે સુધી જવુ. [૧૨૫-૭]

ત્યાર બાદ દેવમંદિરમાંથી પાછા આવી પોતપોતાના ધંધાને સ્થાને જઈ, બુદ્ધિમાન પુરુષ ધર્મથી અવિરુદ્ધ રીતે યથોચિત અર્થચિંતન કરે. [૧૨૮]

મધ્યાહ્નકાળ

ત્યાર બાદ મધ્યાહ્નકાળની પૂજા કરી; ભોજન કરવું; તથા પછીથી વિદ્વાનો સાથે શાસ્ત્રાર્થનાં રહસ્યો વિચારવાં. [૧૨૯]

સાયંકાળે
છ આવશ્યક:

પછી પાછલો પહોર થતાં, જે બે વાર ભોજન કરતો હોય તે ભોજન કરી લે; અને સંધ્યાકાળ થતાં ત્રીજી વાર દેવપૂજા

---

૧. એ બધા વિધિ માટે જુઓ પ્રકરણને અંતે પરિશિ.

કરી, સાધુ સમીપ જઈ,[1] સામાયિક, ચતુર્વિંશતિસ્તવ, વંદન, પ્રતિક્રમણ, કાયોત્સર્ગ અને પ્રત્યાખ્યાન એ છયે આવશ્યક ક્રિયાઓ કરે. (૧) તેમાં સામાયિક એટલે, દુર્ધ્યાન તજી, ધર્મધ્યાન કરી, શત્રુ મિત્ર, તૃણ-કાંચન વગેરેમાં સમતા ધારણ કરવી તે. (૨) ચતુર્વિંશતિસ્તવ એટલે ચોવીસ તીર્થંકરોની નામ દઈને સ્તુતિ (૩) વંદન એટલે વંદનયોગ્ય ધર્માચાર્યોનું વિધિસર નમન. તેમને વંદન કરી, તેમની અનુમતિથી તેમની આગળ, પોતે દિવસ દરમ્યાન કરેલા અતિચારો કહી બતાવી ક્ષમા માગવી. જેમકે: 'દિવસ દરમ્યાન મે જ્ઞાન વિષયક,[2] દર્શન વિષયક,[3] તથા (સ્થૂલ પાપકર્મોના ત્યાગરૂપી)

---

૧ ધર્મનું મૂળ આજ્ઞા છે; તેથી દરેક ક્રિયા ગુરુની આજ્ઞાપૂર્વક કરવાની હોય છે. 'ગુરુ ન હોય, તો મનમાં તેમની સ્થાપના કરવી, અથવા પુસ્તકાદિની સ્થાપના કરવી પછી ગુરુના સંયમાદિ ગુણોની સ્તુતિ કરી, પાપવ્યાપારથી રહિત થઈ, સર્વશક્તિથી તેમને વંદન કરવું'; પછી દરેક ક્રિયા વખતે તેમની આજ્ઞા લઈને તે તે ક્રિયા કરવી,' એવો વિધિ છે.

૨. જ્ઞાનની બાબતમાં અતિચાર આ પ્રમાણે થઈ શકે. અકાળે સ્વાધ્યાય કરવો, જ્ઞાની તથા પુસ્તકાદિનો વિનય ન કરવો કે બહુમાન ન કરવું; શાસ્ત્ર ભણવા માટે જે આવશ્યક તપક્રિયા (ઉપધાન) કરવાની હોય તે ન કરવી, પોતે જેની પાસેથી જ્ઞાન મેળવ્યું હોય તેને પ્રગટ ન કરવો, શાસ્ત્રનું શુદ્ધ ઉચ્ચારણ ન કરવું, કે તેનો સાચો અર્થ ન કરવો, અથવા તે બંને સામટા કરવા.

૩. મૂળમાં દર્શન અને ચારિત્ર એ બંને માટે ભેગો 'સામાયિક' શબ્દ છે. દર્શન અને ચારિત્ર એ બે તેના અંશો છે દર્શનના અતિચાર આ પ્રમાણે થઈ શકે: શાસ્ત્રમાં શંકા

ચારિત્ર વિષયક જે કાંઈ કાયિક, વાચિક કે માનસિક અતિચાર કર્યો હોય, મન વાણી કાયાના સંરક્ષણરૂપી ગુપ્તિઓનું ખંડન કર્યું હોય, ક્રોધ માન માયા લોભરૂપી કષાયો (ના પ્રતિષેધ)નું ખંડન કર્યું હોય, તથા પાંચ અણુવ્રતોનું, ત્રણ ગુણવ્રતોનું, અને ચાર શિક્ષાવ્રતોનું એમ બાર પ્રકારના શ્રાવક ધર્મનું ખંડન કર્યું હોય, તે બધું મિથ્યા થાઓ.' ત્યાર બાદ દિવસ દરમ્યાન અણુવ્રતાદિની બાબતમાં જે કાંઈ પ્રતિષિદ્ધ આચરણ કર્યું હોય, જે કાંઈ દુષ્ટ ચિંતન કર્યું હોય, જે કાંઈ દુષ્ટ વાણી વાપરી હોય, કે જે કાંઈ દુષ્ટ ચેષ્ટાઓ કરી હોય, તે બધા અતિચારોની વિશુદ્ધિ માટે તેમની અનુજ્ઞાથી 'આલોચના' (કબૂલાત) કરી જવી. ત્યાર બાદ પોતે જાણતા અજાણતા તેમનો જે કાંઈ અપરાધ કર્યો હોય તેમની ક્ષમા માગી જવી. આટલું કર્યા બાદ પ્રતિક્રમણ કરવું. (૪) પ્રતિક્રમણ એટલે શુભ આચારોમાંથી ખસી અશુભ આચારોમાં જે 'ક્રમણ'–ગમન કર્યું હોય તેમાંથી 'પ્રતિ' એટલે પાછા શુભ આચારો તરફ આવવું તે. તેમાં, જે અશુભ પ્રવૃત્તિ પોતે કરી હોય તેમાંથી તેની નિંદા દ્વારા નિવૃત્તિ કરવાની હોય છે, નવા દોષોનો રોધ કરવાનો હોય છે, અને ભવિષ્યના દોષોનો ત્યાગ કરવાનો હોય છે. તે વખતે વળી, બાર વ્રતોમાંથી પોતે જે કોઈનો અતિચાર

---

કરવી, અન્ય મતની કાંક્ષા કરવી, ધર્મના ફળમાં સંદેહ કરવો, અન્યધર્મીના વૈભવ, માહાત્મ્ય ચમત્કાર વગેરે દેખી મોહ પામવું, સાધર્મીને ઉત્સાહ ન આપવો કે સ્થિર ન કરવો, તેના પ્રત્યે વાત્સલ્ય ન રાખવું, તથા અન્યધર્મીઓ પણ પોતાના ધર્મની અનુમોદના કરે તેવાં કાર્ય ન કરવાં

કર્યો હોય; આ લોક, પરલોક, જીવિત, મરણ અને કામભોગ વિષે અભિલાષા કરી હોય; ચૈત્યવંદન, ગુરુવંદન, વગેરેમાં કાંઈ પ્રમાદ કર્યો હોય; જાતિ, કુળ, રૂપ, બળ, શ્રુત, તપ, લાભ અને ઐશ્વર્યનો મદ કર્યો હોય, આહાર-ભય-મૈથુન-પરિગ્રહમાં, કે ક્રોધ-માન-માયા-લોભમાં કાંઈ અનાચરણ કર્યું હોય, તથા મન-વાણી-કાયાની ગુપ્તિમાં કે સમિતિ વગેરેના આચરણમાં જે કાંઈ અતિચાર કર્યો હોય, તેની કબૂલાત કરવાની હોય છે તથા તેમાંથી નિવૃત્ત થવાની ઇચ્છા વ્યક્ત કરવાની હોય છે તેમાંથી પરવાર્યા બાદ (૫) કાયોત્સર્ગ કરવો. કાયોત્સર્ગ એટલે સ્થિર શરીરે ધ્યાન ત્યાર બાદ (૬) પ્રત્યાખ્યાન કરવું. પ્રત્યાખ્યાન એટલે પ્રવૃત્તિને પ્રતિકૂળ — એટલે કે અમુક ન કરવાની — મર્યાદાનું 'આખ્યાન' એટલે કથન આમાં મુખ્યત્વે અમુક કાળ સુધી ન ખાવાનો કે અમુક વસ્તુઓ ન ખાવાનો નિયમ લેવાનો હોય છે

**સ્વાધ્યાય** આ છ આવશ્યક કર્મ કરી રહ્યા બાદ સ્વાધ્યાય એટલે કે અણુવ્રતના વિધિ વગેરેનો પાઠ અથવા વાચન, પ્રશ્ન, પરિવર્તન, અનુપ્રેક્ષા (મનન) અને ધર્મકથા કરે. જે માણસ સાધુને ઉપાશ્રયે આવવાને અશક્ત હોય, કે જેને ત્યાં આવવામાં ઘણી મુશ્કેલીઓ હોય, તે પોતાને ઘેર જ ઉપરની છ આવશ્યક ક્રિયાઓ તેમ જ સ્વાધ્યાય કરે. [૧૩૦]

**નિદ્રા** ત્યાર બાદ યોગ્ય સમયે અર્હત વગેરે દેવ, તથા ધર્માચાર્ય વગેરે ગુરુનું સ્મરણ

કરી, પવિત્ર થઈ, મોટે ભાગે મૈથુનનો ત્યાગ કરી, અલ્પ નિદ્રાને સેવે. [૧૩૧]

સવારમાં ઊઠીને નિદ્રા પૂરી થતાં, વિષયો પ્રત્યે મનને વિમુખ કરવા સ્ત્રી વગેરેના શરીરનું સ્વરૂપ વિચારે તથા સ્થૂલભદ્ર[1] વગેરે સાધુઓ સ્ત્રીશરીરથી કેવા નિવૃત્ત થયા હતા તેનુ સ્મરણ કરે. સ્ત્રીઓનાં શરીર બહારથી જ રમ્ય, પરંતુ અંદર તો (બધાં શરીરોની પેઠે) ગંદકીથી ભરેલાં હોય છે. એ શરીરની અંદરનો ભાગ બહાર આવે, અને બહારનો અંદર ચાલ્યો જાય, તો કામી પુરુષને ગીધડાં વગેરે ઉડાડવામાં જ રોકાવુ પડે, તેના ઉપભોગની વાત તો દૂર રહી! મહ કામદેવે આ જગત જીતવા આવું ગંદુ સ્ત્રીશરીરરૂપી શસ્ત્ર સ્વીકાર્યું તેના કરતાં એકાદ તુચ્છ પીંછું જ શા માટે ન સ્વીકાર્યું ? એ કામદેવે આખા વિશ્વની ભારે મસ્કરી કરી છે ! તે કામદેવનુ એકમાત્ર જન્મસ્થાન સંકલ્પ છે; માટે હું સંકલ્પરૂપી મૂળને જ ઉખાડી નાખું ! [૧૩૨-૫]

તે ઉપરાંત બીજા જે જે બાધક દોષો પોતાનામાં હોય, તેનાથી ઊલટી વસ્તુઓ ચિંતવવી;[2] અને જે જે સાધુઓ એ દોષોથી મુક્ત હોય, તેમનું સ્મરણ કરી આનંદિત થવું. [૧૩૬]

---

૧. તેમની કથા માટે જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧૦.

૨. જેમકે, રાગનો પ્રતિપક્ષ વૈરાગ્ય છે, દ્વેષનો મૈત્રી, ક્રોધનો ક્ષમા ઇ૦. જુઓ યોગસૂત્ર ૨-૩૩.

પછી સર્વ યોનિઓમાં જીવોની સંસારસ્થિતિ દુઃખપૂર્ણ જ છે એમ વિચારી, જ્યાં સ્વાભાવિક સુખ છે એવી મુક્તદશાની અભિલાષા કરવી. [૧૩૭]

ત્યાર બાદ, ઘણાં દુઃખો આવી પડવા છતાં પોતાનાં વ્રતોમાં દૃઢ રહેનાર, અને એ રીતે તીર્થંકર પ્રભુની પણ પ્રશંસા મેળવનાર કામદેવ[1] વગેરે શ્રાવકોનું સ્મરણ કરવું. [૧૩૮]

વળી વિચારવું કે, જેનો દેવ રાગદ્વેષાદિનો જીતનાર જિન છે, જેનો ધર્મ દયારૂપ છે, અને જેના ગુરુઓ પંચમહાવ્રતધારી સાધુઓ છે, એવા શ્રાવકપણાનું કોણ અભિમાન ન કરે ? જિનધર્મ વિનાનો ચક્રવર્તી પણ થવાનું હું પસંદ ન કરું, પરંતુ જિનધર્મ યુક્ત દાસ કે ગરીબ થવાનું હું પસંદ કરું. ક્યારે હું બધા સંગો તજી, ફાટ્યાંતૂટ્યાં કપડાંવાળો તથા મેલથી છવાયેલા શરીરવાળો બની, માધુકરી વૃત્તિથી મુનિચર્યા આચરનારો બનીશ ! દુઃશીલ પુરુષોનો સંસર્ગ તજી, ગુરુચરણોની રજમાં આળોટતો હું ધ્યાનયોગનો અભ્યાસ કરી ક્યારે આ સંસારનો ઉચ્છેદ કરીશ ? ગાઢ રાત્રીમાં ગામ બહાર નિશ્ચલ ઊભો રહી કાયોત્સર્ગ (ધ્યાન) કરતો હોઉં, ત્યારે મને થાંભલો ધારી બળદો આવીને ક્યારે પોતાની ગરદન ઘસી જશે ? વનમાં પદ્માસન વાળીને બેઠો હોઉં અને મારા ખોળામાં

૧. તેના વિસ્તૃત ચરિત્ર માટે જુઓ આ માળાનું 'દશ ઉપાસકો' પુસ્તક. તેમાં, ધ્યાનમાં બેઠેલા કામદેવને કોઈ દેવે કેટલો કેટલો ડિવાવ્યો, પણ તે અચલ રહ્યો, અને અંતે પેલો દેવ હારીને ચાલ્યો ગયો, તેની કથા છે.

મૃગનાં બચ્ચાં રમતાં હોય, તે વખતે ક્યારે વૃદ્ધ મૃગાધિપો[1] આવીને મને મોં આગળ સૂંઘશે? ક્યારે મારી બુદ્ધિ શત્રુ-મિત્ર, તૃણ-સ્ત્રી, સુવર્ણ-પથ્થર, મણિ-માટી, અને મોક્ષ સંસાર એ બધામાં સમાન થશે? [૧૩૯-૧૪૬]

મુક્તિરૂપી મંદિરની નિસરણીરૂપ ગુણસ્થાનોની[2] પંક્તિ ઉપર ચડવાને સવારના પહોરમાં પરમ આનંદના કંદરૂપ આવા આવા મનોરથ કરવા. [૧૪૭]

આ પ્રમાણે દિવસ-રાતની ચર્યાને અપ્રમાદીપણે આચરતો તથા શાસ્ત્રમાં કહેલી પ્રતિમાઓ[3] રૂપી તપ વિધિવત્ આચરતો ગૃહસ્થ પણ પાપનો ક્ષય કરી શકે છે. [૧૪૮]

•

**અંતિમ સંલેખના** — પછી જ્યારે તે શ્રાવક આવશ્યક કર્તવ્ય કર્મો કરવાને અશક્ત થઈ જાય, કે મૃત્યુકાળ નજીક આવે, ત્યારે ક્રમે ક્રમે ભોજનત્યાગ તેમજ ક્રોધાદિ કષાયોના ત્યાગરૂપી સંલેખના[4] વ્રત લે; તથા તીર્થંકરોના જન્મસ્થાનમાં કે દીક્ષાના

---

૧. તેઓ માણસનો સૌથી ઓછો વિશ્વાસ કરે છે માટે —ટીકા.

૨. આત્મા ઉપરથી મોહનો ક્ષય થઈ પૂર્ણ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત થાય ત્યાં સુધીના માર્ગને ૧૪ પંક્તિઓમાં વહેંચી નાખવામાં આવ્યો છે. તે પંક્તિઓને ગુણસ્થાન કહે છે. તેમના વિસ્તૃત વર્ણન માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૭૨.

૩ જુઓ પ્રકરણને અંતે ટિ. નં. ૧૧.

૪. શરીર તથા કષાયોને (સંલિખ્) કૃશ કરવા તે.

સ્થાનમા કે જ્ઞાનના સ્થાનમા કે મોક્ષના સ્થાનમા જઈને,[1] કે તે સ્થાનમા જવુ શક્ય ન હોય તો ઘરમા કે વનમા જતુરહિત સ્થળમા જઈને ચારે પ્રકારના આહારનો ત્યાગ કરી, પચ પરમેષ્ઠીનુ સ્મરણ કર્યા કરે, જ્ઞાનાદિના અતિચાર ત્યાગી તેમની આરાધના કરે, તથા 'હુ અરહત ભગવાનને શરણે જાઉં છુ, સિદ્ધોને શરણે જાઉ છુ, સાધુઓને શરણે જાઉ છુ અને કેવળજ્ઞાનીઓએ પ્રગટ કરેલ ધર્મને શરણ જાઉ છુ,' એમ કહી, તે ચારનુ શરણ ગ્રહે, તથા આ લોક કે પરલોક, તથા જીવિત કે મરણની કામના ત્યાગી, પોતાના તપના બદલામા અમુક ફળ મને મળે એવુ નિદાન (સકલ્પ) કર્યા વિના, તથા પરિષહો[2] અને સકટોથી ન ગભરાતા જિન ભગવાનની ભક્તિમા લીન રહી, આનદ શ્રાવકની[3] પેઠે મરણ પામે મર્યા બાદ તે મહાપુણ્યશાળી શ્રાવક કાતો સૌધર્મ વગેરે કલ્પો (સ્વર્ગો)મા ઇદ્રત્વ પામે છે, યા તો બીજુ કોઈ ઉત્તમ સ્થાન પામે છે ત્યાર બાદ ત્યાથી ચ્યુત થઈ, મનુષ્ય

---

૧ તે સ્થાનોના વર્ણન માટે જુઓ પ્રકરણને અતે ટિ ન ૧૨.

૨ ક્ષુધા, તૃષ્ણા, નગ્નત્વ ડાસ મચ્છર સ્ત્રી વગેરે ૨૨ પ્રકારના પરિષહો માટે જુઓ આ માળાનુ 'અતિમ ઉપદેશ' નામનુ પુસ્તક પા ૧૦૫

૩ તેના જીવનચરિત્ર માટે જુઓ આ માળાનુ 'દશ ઉપાસકો' પુસ્તક તે વાણિજ્યપુર નગરનો રહેવાસી હતો તેણે ભગવાન મહાવીર પાસે ગૃહસ્થધર્મનો સ્વીકાર કર્યો હતો વીસ વર્ષ સુધી ઉત્તમ શ્રાવકધર્મ પાળી તે અતે 'મારણાતિ સલેખના' સ્વીકારી (આહારત્યાગ કરી) મરણ પામ્યો હતો

યોનિમા અવતરી, અતિ દુર્લભ એવા ભોગો ભોગવી, અને કોઈ નિમિત્તથી તે ભોગોમા વિરક્ત થઈ, તે જન્મે જ કે વધારેમા વધારે આઠ જન્મની અદર જ આત્માનુ શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરી, તે મુક્તિ પામે છે [૧૪૯ ૫૪]

## પરિશિષ્ટ

ઐર્યાપથિકી પ્રકરણની શરૂઆતમા પ્રાત કાળમા પ્રતિક્રમણ કરવાનો દેવપૂજન આદિ જે વિધિ જણાવ્યા છે તેનુ વિશેષ વિવરણ ટીકામા વિસ્તારથી આપ્યુ છે અજૈન વાચકને તેનુ દિગ્દર્શન કરાવવાના ઇરાદાથી અહી તેનો સાર ટૂકમા આપ્યો છે ભગવાનની તિલક ધૂપ સ્નાનાદિથી પૂજા કરી, 'ઐર્યાપથિકી પ્રતિક્રમણ' કરવુ, ત્યાર બાદ 'શક્રસ્તવ' વગેરેથી 'ચૈત્યવદન' કરવુ, અને પછી ઉત્તમ સ્તોત્રાદિથી ગુણકીર્તન કરવુ ઐર્યાપથિકી પ્રતિક્રમણ કરવુ એટલે, અહિંસાદિરૂપ જે સાધુઆચાર (ઈર્યાપથ), તેનુ જવા આવવામા કોઈ જીવજતુ કે સજીવ વનસ્પતિ આદિ ઉપર પગ મૂકી કે તેમને કાઈ દુખ વગેરે ઉપજાવી જે ઉલ્લઘન કર્યું હોય, 'તે બધુ દુષ્કર્મ મિથ્યા થાઓ' એમ બોલી તેનુ પ્રાયશ્ચિત્ત કરવુ તે આ પ્રમાણે કરવાથી પ્રાયશ્ચિત્તના 'આલોચના' અને 'પ્રતિક્રમણ' એ બે અગો પૂરા થાય છે. કારણ કે, આલોચના એટલે થયેલા ગુનાની નિખાલસ કબૂલાત, અને પ્રતિક્રમણ એટલે થયેલ ભૂલનો અનુતાપ કરી તેમાથી નિવૃત્ત થવુ, અને નવી ભૂલ ન કરવા સાવધાન થવુ પ્રાયશ્ચિત્તના આ બે અગો પરવાર્યા બાદ 'કાયોત્સર્ગ' નામનુ ત્રીજુ અગ આ પ્રમાણે બોલીને કરવાનુ હોય છે 'મારા તે થયેલા દોષના

પરિષ્કાર માટે, પ્રાયશ્ચિત્ત માટે, મારા આત્માને નિઃશલ્ય કરવા માટે, તથા તે પાપકર્મના ઉચ્છેદ માટે, જ્યાં સુધી 'નમો-અરિહંતાણં' એ નમસ્કારવાક્ય ન બોલું, ત્યાં સુધી હું મારા તમામ કાયિક વ્યાપારોનો માત્ર થોડાક અપવાદો સાથે ત્યાગ કરું છું. તે અપવાદો જેવા કે, શ્વાસોચ્છ્વાસ, ખાંસી, છીંક, બગાસું વગેરે; તેમજ શરીરમાં કાંઈ આકસ્મિક ભ્રમ કે કંપ થઈ જાય, કે રામાંચ જેવી સૂક્ષ્મ ક્રિયાઓ થઈ જાય, કે સૂક્ષ્મ દૃષ્ટિસંચાર થઈ જાય તે વગેરે. તેવી ક્રિયાઓથી મારા વ્રતનો ભંગ ન મનાઓ.* કાયોત્સર્ગની પોતે જે કાળમર્યાદા બાંધી હોય, તે પૂરી થયે 'નમોઅરિહંતાણં' વગેરે નમસ્કારવાક્ય બોલવું. એ સમય દરમ્યાન મૌન રાખવું, શુભ ધ્યાન–ચિંતન કરવું, અને કાયિક વ્યાપારોનો ત્યાગ કરવો. કાયોત્સર્ગ પૂરો થાય એટલે ચોવીસ તીર્થંકરોની સ્તુતિનું સ્તોત્ર બોલી જવું.

**ચૈત્યવંદન** આ પ્રમાણે 'ઐર્યાપથિકી પ્રતિક્રમણ' પૂરું કરીને 'ચૈત્યવંદન' કરવાનું હોય છે. જો કે, મધ્યમ પ્રકારનું અને કનિષ્ઠ પ્રકારનું ચૈત્યવંદન કરવું હોય તો ઉપરનું ઐર્યાપથિકી પ્રતિક્રમણ કરવાનું નથી હોતું. કનિષ્ઠ ચૈત્યવંદન તો 'નમોઅરિહંતાણમ્' એ સ્તોત્રથી કે કોઈ બીજા કવિના સ્તોત્રથી થઈ શકે; અથવા માત્ર પ્રણામથી પણ થઈ શકે. પરંતુ ઉત્તમ પ્રકારના ચૈત્યવંદનનો ક્રમ આ પ્રમાણે છે: કોઈ સારી સાફ જગા જોઈતપાસીને બેસવું, તથા ત્યાં ભક્તિ શ્રદ્ધા અને પ્રીતિપૂર્વક નીચેના સૂત્રનો પાઠ કરવો :

---

*આ તથા પછીના પાનમાં ઉતારેલો વિધિ શબ્દશઃ નથી. તે વિધિ કેવા પ્રકારનો છે તેનો અજૈન વાચકને ખ્યાલ આવે તે માટે તેનું અહીં દિગ્દર્શન જ કરાવ્યું છે.

"અર્હંત[1] ભગવાનોને નમસ્કાર; જેઓ ધર્મના આદિ સંસ્થાપક છે; જેઓ 'તીર્થ'[2] પ્રવર્તાવનાર છે; જેઓ સ્વયંસંબુદ્ધ છે; જેઓ પુરુષોમાં ઉત્તમ, સિંહરૂપ, શ્રેષ્ઠ પુંડરીકરૂપ, તથા શ્રેષ્ઠ ગજેન્દ્રરૂપ છે; જેઓ લોકમાં ઉત્તમ, લોકના નાથ, લોકના હિતકર, લોકના પ્રદીપરૂપ, તથા લોકને ઉજાળનાર છે; જેઓ અભયદાતા છે, ચક્ષુદાતા છે, માર્ગદાતા છે, શરણદાતા છે, અને બોધિદાતા છે; જેઓ ધર્મદાતા છે, ધર્મની દેશના કરનારા છે, ધર્મના નાયક છે, ધર્મના સારથિ છે, તથા ચાર સંસારગતિનો નાશ કરનાર ધર્મરૂપી ચક્રવાળા છે; જેમને ઉત્તમ તેમજ ક્યાય સ્ખલિત ન થનાર જ્ઞાન અને દર્શન છે; જેમણે આત્માની શક્તિઓને ઢાંકનાર કર્મને દૂર કર્યું છે; જેઓ જાતે જિન એટલે કે જીતનાર હોઈ, બીજાને પણ જિતાડનાર છે; જેઓ જાતે તરેલા હોઈ, બીજાને તારનાર છે; જેઓ જાતે બુદ્ધ હોઈ, બીજાને બોધ કરાવનારા છે; જેઓ સર્વજ્ઞ છે, તથા સર્વદર્શી છે; અને જેઓ શિવ, અચલ, અરુજ (રોગની બાધારહિત), અનંત, અક્ષય, અવ્યાબાધ, તથા અપુનરાવર્તી એવું સિદ્ધગતિ નામનું ઉત્તમ સ્થાન પામેલા છે, તેવા ભયને જીતનાર જિનોને નમસ્કાર." ૩

---

૧. 'અર્હંત' એટલે કે અતિશય પૂજાને જે યોગ્ય છે તે. અથવા 'અરિહંત' પાઠ લઈએ તો મોહાદિ અરિ – શત્રુ – નો નાશ કરનાર. 'ભગવાન' એટલે 'ભગ' વાળા. ભગ એટલે જ્ઞાન, માહાત્મ્ય, યશ, વૈરાગ્ય, મુક્તિ, રૂપ, વીર્ય, પ્રયત્ન, ઇચ્છા, શ્રી, ધર્મ, અને ઐશ્વર્ય.

૨. 'તીર્થ' એટલે નદી વગેરેમાં ઊતરવાનો આરો. આરા વગર જેમ નદીમાં ગમે ત્યાંથી ન ઊતરી શકાય, તેમ ધર્મરૂપી તીર્થ વિના ગમે ત્યાંથી સંસારસાગર ન તરી શકાય.

૩. આ સ્તુતિને 'શક્રસ્તવ' કહે છે.

ત્યાર બાદ, 'હું અતીત, અનાગત, અને વર્તમાન એ બધા જિનોને મન વાણી અને કાયાથી વંદું છું' એમ બોલી, જિનપ્રતિમાને નીચે પ્રમાણે વંદન કરવું:

'અર્હંત ભગવાનની મૂર્તિની વંદના માટે, પૂજન માટે, સત્કાર માટે, અને સંમાન માટે — કે જેથી બોધિનો લાભ થાય અને મોક્ષની પ્રાપ્તિ થાય — હું વધતી જતી શ્રદ્ધા, મેધા, ધૃતિ, ધારણા તથા અનુસ્મરણ સાથે શરીરના અન્ય વ્યાપારોનો ત્યાગ કરી, મૌન અને ધ્યાનપરાયણ બનુ છું.' તે કાયોત્સર્ગ (ધ્યાનાદિ) થી પરવારી 'નમો અરિહંતાણં' એ વગેરે બોલી નમસ્કાર કરવો; ત્યાર બાદ આ સમયમા ભારતવર્ષમા જે ૨૪ તીર્થંકરો થઈ ગયા, તેમનાં નામ દઈ તેમની સ્તુતિ કરવી. જેમકે, 'લોકમાં પ્રકાશ કરનાર, ધર્મરૂપી તીર્થ પ્રગટ કરનાર, તથા કેવલજ્ઞાની ચોવીસે અર્હંત જિનોની હું સ્તુતિ કરુ છું......આ પ્રમાણે મેં સ્તુતિ કરેલા, જિનોમા શ્રેષ્ઠ, નિર્મલ, તથા જરામરણ વિનાના ચોવીસે તીર્થંકરો મારા ઉપર પ્રસન્ન થાઓ. તે લોકોત્તમ સિદ્ધ પુરુષો આરોગ્ય, બોધિ[1] અને ઉત્તમ સમાધિ મને અર્પો. ચંદ્રથી પણ વધુ નિર્મલ, સૂર્ય કરતાં પણ વધુ પ્રકાશક, તથા સ્વયંભૂરમણ સાગર કરતા પણ વધુ ગંભીર એવા તે સિદ્ધો મને પરમપદની પ્રાપ્તિ કરાવો[2].' આ પ્રમાણે ચોવીસ તીર્થંકરોની સ્તુતિ કરી,

---

૧. અર્હંત પ્રણીત ધર્મ. —ટીકા.

૨. ટીકામાં શંકા ઉઠાવી છે કે, જિનો તો વીતરાગ છે, એટલે તેમની સ્તુતિથી તેમને પ્રીતિ થતી નથી, કે તેમની નિંદાથી તેમને દ્વેષ થતો નથી; તો પછી તેમને 'પ્રસન્ન થાઓ' એમ કહેવાની શી જરૂર છે ? તેનો જવાબ એ આપ્યો છે કે, તેમની સ્તુતિ કરવાથી તે ભલે પ્રસન્ન ન થતા હો, પણ આપણું ચિત્ત તો શુદ્ધ થાય છે જ, તેમજ આપણાં કર્મ પણ ક્ષય પામે છે.

સર્વ લોકમાં આવેલી જિનપ્રતિમાઓના વંદન માટે કાયોત્સર્ગ કરવો. ત્યાર બાદ, જગતમાં દીવાની ગરજ સારનાર શાસ્ત્રની આ પ્રમાણે સ્તુતિ કરવી :

'ભરત વગેરે ક્ષેત્રોમાં સિદ્ધાંતની સ્થાપના કરનાર ભગવાનોને હું પ્રથમ નમસ્કાર કરું છું. પછી, અજ્ઞાનરૂપી અંધકારનું પડળ નાશ કરનાર, મર્યાદા ધારણ કરનાર, મોહજાળનો ભેદ કરનાર, તથા સુરગણો નરેંદ્રો વગેરેથી પૂજિત એવા[1] સિદ્ધાંતને નમસ્કાર કરું છું. જન્મ, જરા, મરણ અને શોકનો નાશ કરનાર, કલ્યાણમય, પુષ્કળ અને વિશાળ સુખની પ્રાપ્તિ કરાવનાર, તથા દેવો દાનવો અને નરેંદ્રોના સમૂહોથી પૂજિત એવા એ ધર્મનું બળ મેળવ્યા બાદ કયો માણસ પ્રમાદ કરે? એ પ્રસિદ્ધ જિનમતને હું એકાગ્રતાપૂર્વક નમસ્કાર કરું છું, કે જે જિનમતથી દેવ-નાગ-સુપર્ણ-કિન્નરગણ વગેરેથી આદરપૂર્વક પૂજિત એવા સંયમરૂપી ચારિત્રની સદા વૃદ્ધિ થાય છે જેમાં જ્ઞાન પ્રતિષ્ઠિત થયેલું છે, તેમજ ત્રિલોકીરૂપ જગત પણ જેમાં પ્રતિષ્ઠિત છે, એ જિનમત વિજય પામો, હંમેશ વૃદ્ધિ પામો!' ત્યાર બાદ એ જિનમતની વંદના માટે કાયોત્સર્ગ કરે, તથા તેની સ્તુતિ કરે ત્યાર બાદ સિદ્ધોને આ પ્રમાણે નમસ્કાર કરે :

'સર્વે સિદ્ધો, જેઓ કૃતકૃત્ય થયા છે, બુદ્ધ થયા છે, સંસારનો પાર પામ્યા છે, ક્રમપૂર્વક[1] મુક્તિ પામ્યા છે, તેમજ લોકના અગ્રભાગમાં સ્થિત છે, તેમને સદા નમસ્કાર.' આમ સર્વ સિદ્ધોને નમસ્કાર કર્યા બાદ વર્તમાન તીર્થંકર મહાવીરસ્વામીની આ પ્રમાણે સ્તુતિ કરે :

'જે દેવોના પણ દેવ છે, તથા જેને દેવો હાથ જોડી નમસ્કાર કરે છે, તેવા દેવેંદ્રો વડે પૂજિત મહાવીરને હું માથા વડે વંદન કરું છું. કેવળજ્ઞાનીઓમાં શ્રેષ્ઠ એવા મહાવીર

---

૧. એટલે કે અકસ્માત્ નહીં, પણ સાધનાદિ કરીને.

ભગવાનને એક પણ નમસ્કાર કર્યો હોય, તો તે પુરુષ કે સ્ત્રી ગમે તેને સંસારસાગરમાંથી તારે છે.'

ત્યાર બાદ પ્રવચનની સેવા કરનારા, શાંતિ કરનારા, અને શ્રદ્ધાવંત જીવોને સ્વસ્થતા આપનારા દેવોની આરાધનાને અર્થે કાયોત્સર્ગ કરવો; ત્યાર બાદ ફરી તે જ વિધિથી બેસીને પહેલાની પેઠે 'નમોત્થુણં અરિહંતાણં' સ્તોત્રનો પાઠ કરવો; ત્યાર બાદ કહેવું :

'હે વીતરાગ, હે જગદ્ગુરુ, તમારો જય! હે ભગવાન તમારા પ્રભાવથી મને સંસાર ઉપર વૈરાગ્ય થાઓ; તમે બતાવેલા માર્ગને અનુસરવાની વૃત્તિ મારામાં પ્રગટ થાઓ; મેં ઇચ્છેલા અર્થોની સિદ્ધિ થાઓ; લોકવિરુદ્ધ કર્મોનો મારાથી ત્યાગ થાઓ; મારા વડે ગુરુજનોની પૂજા થાઓ; મારા વડે પરમાર્થ સધાઓ; મને સદ્ગુરુનો સંબંધ થાઓ; અને તેમના વચનોનું પાલન મરતા સુધી, અખંડ રીતે હુ કરું!'

આ ચૈત્યવંદનનો વિધિ છે.

૬

## આત્મજ્ઞાનનાં સાધન

આત્મજ્ઞાન એ જ મોક્ષ

વાસ્તવિક રીતે તો આત્મા પોતે જ દર્શન, જ્ઞાન અને ચારિત્રરૂપ છે. મોહનો ત્યાગ કરી આત્મામાં આત્માને આત્મા વડે જાણવો, તે જ આત્માનુ ચારિત્ર છે, તે જ આત્માનુ જ્ઞાન છે, અને તે જ આત્માનુ દર્શન (શ્રદ્ધા) છે. આત્માના અજ્ઞાનને કારણે ઉત્પન્ન થયેલુ દુઃખ આત્મજ્ઞાનથી જ દૂર થઈ શકે. આત્મજ્ઞાન વિનાના માણસો ગમે તેટલું તપ કરે, પણ તેથી તેમનુ દુઃખ દૂર ન થાય. ચેતન-સ્વભાવી આત્મા જ કર્મના સંબંધથી શરીરી થાય છે. પરંતુ તે જ આત્મા ધ્યાનાગ્નિથી પોતાનાં કર્મો બાળી નાખે છે, ત્યારે નિરંજન અને સિદ્ધ બને છે. ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયો અને ઇંદ્રિયો વડે જિતાયેલો આ આત્મા જ સંસાર છે; અને તે કષાયો અને ઇંદ્રિયોને

જીતનારો આત્મા જ મોક્ષ છે, એમ બુદ્ધિમાન પુરુષો કહે છે. [૧-૫]

ચાર કષાયોનો જય

ઉપર જે ક્રોધ, માન, માયા, લોભ એ ચાર કષાયો જણાવ્યા, તેમના દરેકના ચાર ચાર ભેદ છે તેમનો પહેલો પ્રકાર સંજ્વલન કહેવાય છે તે તૃણના અગ્નિની માફક એકદમ સળગી ઊઠે છે, અને એક પખવાડિયા જેટલી મુદત સુધી રહે છે તેની તીવ્રતા સર્વવિરતિનો એટલે કે સર્વ સપાપ પ્રવૃત્તિઓમાંથી નિવૃત્તિનો પ્રતિબંધ કરવા જેટલી નહિ, પણ તેમાં સ્ખલન અને માલિન્ય કરવા જેટલી જ હોય છે બીજો પ્રકાર તે 'પ્રત્યાખ્યાનાવરણીય' છે તેની તીવ્રતા એવી હોય છે કે, તે અમુક અંશે વિરતિ (પ્રત્યાખ્યાન) થવા દે છે, પણ સંપૂર્ણ વિરતિ નથી થવા દેતી તેની સ્થિતિ ચાર માસની મનાય છે. ત્રીજો પ્રકાર 'અપ્રત્યાખ્યાનાવરણીય' છે. તેની તીવ્રતા એવી હોય છે કે તે અલ્પ પણ વિરતિ થવા દેતી નથી તેની મુદત એક વર્ષની ગણાય છે ચોથો પ્રકાર 'અનંતાનુબંધી' છે તેની તીવ્રતા એટલી બધી હોય છે કે તેથી જીવને અનંત કાળ સંસારમાં ભટકવું પડે છે

'સંજ્વલન' ક્રોધાદિવાળાને યતિપણું સંભવે છે, પણ વીતરાગત્વ સંભવતું નથી, તથા તેનાથી દેવગતિ પ્રાપ્ત કરી શકાય છે, પણ મુક્તિ પ્રાપ્ત નથી કરી શકાતી 'પ્રત્યાખ્યાનાવરણીય' ક્રોધાદિવાળાને શ્રાવકપણું સંભવે છે, પણ યતિપણું સંભવતું નથી, તથા તેને મનુષ્યગતિ પ્રાપ્ત થાય

છે, પણ દેવગતિ નથી પ્રાપ્ત થતી. 'અપ્રત્યાખ્યાનાવરણીય' ક્રોધાદિવાળાને સમ્યગ્દષ્ટિપણું એટલે કે સદ્ધર્મ ઉપર શ્રદ્ધા સંભવે છે, પણ શ્રાવકપણું સંભવતું નથી; તથા તેને પશુયોનિ પ્રાપ્ત થાય છે, પણ મનુષ્યયોનિ નહિ. 'અનંતાનુબંધી' ક્રોધાદિવાળાને તો સમ્યગ્દષ્ટિપણું પણ નથી સંભવતું અને તેને નરકગતિ જ પ્રાપ્ત થાય છે. [૬-૮]

૧. ક્રોધ ક્રોધ એ શરીર-મનને સંતાપ કરાવનાર છે, વેરનુ કારણ છે, દુર્ગતિનો માર્ગ છે, તથા શમસુખને દાખલ થતુ રોકનાર આગળો છે. અગ્નિની પેઠે ક્રોધ ઉત્પન્ન થતા વેંત પ્રથમ તો પોતાના આશ્રય-સ્થાનને જ બાળે છે, બીજાને તો પછીથી બાળે છે અથવા નથી પણ બાળતો. તેથી તે ક્રોધરૂપી વહ્નિનું શમન કરવા માટે પુણ્યાત્મા પુરુષોએ ક્ષમાનો આશરો લેવો જોઈએ. કારણ કે, ક્ષમા સંયમરૂપી બગીચાને સમૃદ્ધ કરનાર પાણીના ઝરા-રૂપ છે. [૯-૧૧]

ટીકામાં ક્રોધની બાબતમાં કેટલાક વધુ શ્લોકો આ પ્રમાણે આપ્યા છે : જે માણસ તને નુકસાન કરવા ઇચ્છે છે, તેણે પોતે પોતાના આત્મામાં પાપકર્મ બાંધ્યું જ; હવે, પોતાનાં કર્મોથી હણાયેલા ઉપર તું ક્રોધ શા માટે કરે છે? વળી, તારા ઉપર અપકાર કરનારાઓ ઉપર તું ગુસ્સે થવા જાય છે, તેના કરતાં દુઃખના હેતુરૂપ તારાં કર્મો ઉપર જ ગુસ્સે કેમ નથી થતો? ત્રૈલોક્યને પણ પ્રલયમાંથી બચાવવાને શક્તિમાન એવા મહાવીર જેવા પુરુષોએ જો ક્ષમાનો આશરો

લીધો, તો કેળ જેટલી તુચ્છ શક્તિવાળો તુ કેમ નથી લઈ શકતો ? તે એવુ પુણ્ય કેમ ન કર્યું, કે જેથી તને કોઈ બાધા જ ન કરી શકે ? તારી એ ભૂલનો પસ્તાવો કરી, અત્યારે તો તારે ક્ષમા સ્વીકારવી જ આવશ્યક છે. કોઈ તને મર્મવેધી વાક્યો સંભળાવે તો તારે એમ વિચારવુ કે, એ જો સાચાં હોય તો મારે ગુસ્સે થવાની શી જરૂર છે ? અને જો ખોટા હોય તો પણ ગાડાના બોલવા ઉપર ગુસ્સો કરવાની શી જરૂર છે ? કોઈ આપણો વધ કરવા આવે તો વિચારવુ કે, મને મારી શકે તેવા તો મારા કર્મો જ છે, તો પછી આ બિચારો નકામો પોતાના અભિમાનથી પાપકર્મ બાંધે છે. સર્વ પુરુષાર્થને ચોરી જનાર ક્રોધ ઉપર તને ક્રોધ નથી આવતો, પરંતુ નજીવો અપરાધ કરનાર બીજા ઉપર તને ક્રોધ આવે છે, તે કેવુ ?

૨ માન — માન વિનય, વિદ્યા અને શીલનો તેમજ ધર્મ, અર્થ તથા કામ એ ત્રણે પુરુષાર્થોનો ઘાતક છે, તે વિવેકબુદ્ધિરૂપ આંખ ફોડી નાખે છે, તેથી લોકને આંધળો બનાવનારો કહેવાય છે. જાતિ, લાભ, કુલ, ઐશ્વર્ય, બલ, રૂપ, તપ અને વિદ્યા એ આઠ પ્રકારના મદ કરીને પરિણામે માણસ એ આઠેયને હીન પ્રકારના પ્રાપ્ત કરે છે. દોષરૂપી શાખાઓને ઊંચી ફેલાવનાર, અને ગુણરૂપી મૂળને નીચે લઈ જનાર માનરૂપી વૃક્ષને માર્દવરૂપી નદીપ્રવાહથી ઉખેડી નાખવુ જોઈએ.

૩ માયા માયા એ અસત્યની જનની છે, શીલરૂપી વૃક્ષને કુહાડીરૂપ છે, અવિદ્યાની જન્મભૂમિ છે અને દુર્ગતિનું કારણ છે કુટિલતામાં કુશળ, પાપકર્મ કરનારા અને બગલા જેવા માયાવી પુરુષો જગતને છેતરીને પોતાની જાતને જ છેતરે છે, કારણ કે તેઓ તેમ કરીને પોતાના ધર્મ અને સદ્‌ગતિનો જ નાશ કરે છે આખા જગતનો દ્રોહ કરનારી એ માયારૂપી સર્પિણીને જગતના આનંદનું કારણ એવી ઋજુતા (સરળતા)રૂપી મહા ઔષધથી જીતવી [૧૫૭]

૪ લોભ લોભ એ સર્વ દોષોની ખાણ છે, ગુણોનો ગ્રાસ કરી જનાર રાક્ષસ છે, દુઃખરૂપી વેલનો કંદ છે, અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એમ ચારે પુરુષાર્થોનો નાશક છે લોભ શરૂઆતમાં તો બહુ થોડો દેખાય છે, પણ પછી કૂદકે ને ભૂસકે વધતો જાય છે તદ્દન ગરીબને સો જ જોઈએ છે, સો વાળાને હજાર જોઈએ છે, હજાર વાળાને લાખ જોઈએ છે, લાખ વાળાને કરોડ જોઈએ છે, કરોડ વાળાને રાજાપણું જોઈએ છે, રાજાને ચક્રવર્તીપણું જોઈએ છે, ચક્રવર્તીને દેવપણું જોઈએ છે, દેવને ઇન્દ્રત્વ જોઈએ છે, અને ઇંદ્રપણું મળ્યા પછી પણ ઇચ્છાની નિવૃત્તિ તો થતી જ નથી લોભરૂપી અતિ ઊછળતા સાગરને બુદ્ધિમાન પુરુષે સંતોષરૂપી સેતુ બાંધી આગળ વધતો અટકાવવો આમ, ક્ષમાથી ક્રોધને મૃદુતાથી માનને, ઋજુતાથી માયાને અને સંતોષથી લોભને જીતવો [૧૮૨૩]

પાંચ ઇંદ્રિયોનો જય

પરંતુ ઇંદ્રિયોને જીત્યા વિના કષાયો જીતી શકાતા નથી. સોનાને પિગાળવું હોય તો પ્રજ્વલિત અગ્નિ જ જોઈએ. જેના ઇંદ્રિયરૂપી ઉન્માર્ગગામી ચચળ અશ્વો અનિયંત્રિત છે, તેને તેઓ ઝટ નરકરૂપી અરણ્યમાં ખેંચી જાય છે જે માણસ ઇંદ્રિયોથી જિતાયેલો છે, તેને કષાયો ઝટ અભિભૂત કરી શકે છે બળવાન પુરુષોએ પહેલાં જેની એક ઈંટ ખેંચી કાઢી હોય, તેવી ભીંતને પછી ગમે તેવા માણસો તોડી શકે છે. ન જિતાયેલી ઇંદ્રિયો માણસના કુળનો નાશ કરે છે, તેનું અધઃપતન આણે છે, તેને નિયંત્રણમાં નખાવે છે, કે તેનો વધ કરાવે છે. હાથિણીનું સ્પર્શસુખ અનુભવવા ઉત્સુક બનેલો હાથી તે જ ક્ષણથી બંધનનું દુઃખ પ્રાપ્ત કરે છે. અગાધ પાણીમાં વિચરનારું માછલું પણ આંકડા ઉપરનો ગલ ગળવા જતાં માછીના હાથમાં સપડાય છે હાથીના મદની ગંધથી લોભાયેલો ભમરો તેના કપોલસ્થલ ઉપર જતાં તેના સૂપડા જેવા કાનના ઝપાટામાં આવી મરણ પામે છે. સુવર્ણ સમાન પ્રકાશિત જ્વાલાના તેજથી મોહિત થયેલો પતંગ તેમાં પડી તરત મૃત્યુ પામે છે. અને હરણ પણ મનોહર ગીત સાંભળવા જતાં પારધીના બાણથી વીંધાઈ જાય છે. આમ એક એક વિષયને સેવવા જતાં જ મરણ પ્રાપ્ત થતું હોય, ત્યાં પાંચે વિષયો સાથે ભોગવનારાની શી વલે થાય? [૨૪-૩૩]

ટીકામાં એ જ વિષયને લગતા આપેલા શ્લોકોનો ભાવાર્થ આ પ્રમાણે છે: ઇંદ્રિયોની સર્વથા અપ્રવૃત્તિ એ કાંઈ ઇંદ્રિયવિજય ન કહેવાય ઇંદ્રિયોના

વિષયોમાંથી રાગદ્વેષ ચાલ્યા જાય, તો પછી ઇંદ્રિયોની પ્રવૃત્તિ પણ ઇંદ્રિયજય જ છે. સમીપ આવેલા વિષયોનો ઇંદ્રિયોને સંગ જ ન થાય એમ બનવું અશક્ય છે; પરંતુ તે વિષયોમાંથી રાગદ્વેષ તો જરૂર દૂર કરી શકાય. વિષયોમાં પોતામાં પ્રિયપણું કે અપ્રિયપણું કાંઈ નથી. એક જ વિષય અમુક હેતુઓથી પ્રિય પણ થાય છે કે અન્ય હેતુઓથી અપ્રિય પણ થાય છે. માટે, વિષયોનું પ્રિયપણું કે અપ્રિયપણું ઔપાધિક છે એમ વિચારી, તેમાં રાગદ્વેષ દૂર કરવા.

મનઃશુદ્ધિ

એ ઇંદ્રિયોનો જય મનઃશુદ્ધિ વડે જ થઈ શકે તેમ છે. મનઃશુદ્ધિ વિના યમ નિયમ વગેરેથી કરેલો કાયક્લેશ વૃથા જ જાય છે. અવિષયમાં પણ પ્રવૃત્તિ કરનારો તથા નિરંકુશ રીતે ભટકનારો મનરૂપી રાક્ષસ ત્રણે જગતને સંસારરૂપી ચકરાવામાં ધકેલી રહ્યો છે. મુક્તિ પામવાની ઇચ્છાથી તપ તપતા મનુષ્યોને પણ ચંચળ ચિત્ત વંટોળિયાની પેઠે બીજે કયાંક ખેંચી જાય છે. મનનો નિરોધ કર્યા વિના જે યોગમાર્ગમાં આરૂઢ થવા માગે છે, તે પગ વડે ચાલીને બીજે ગામ જવા ઇચ્છનારા પાંગળા જેવો હાસ્યને પાત્ર છે. મનનો નિરોધ થતાં જ્ઞાન વગેરેને આવરનારાં કે વીર્ય વગેરેનો અંતરાય કરનારાં પ્રબળ કર્મોનો* પણ નિરોધ થઈ જાય છે;

* તેમની વિગત માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૩.

પરંતુ જેનું મન નિરુદ્ધ નથી, તેનાં તે કર્મો ઊલટાં વધે છે. માટે મુક્તિને ઇચ્છનારાઓએ આખા જગતમાં ભટકયા કરનારા મનરૂપી વાંદરાને પ્રયત્નપૂર્વક નિયંત્રણમાં લાવવો જોઈએ. પૂર્વેના આચાર્યોએ મનની શુદ્ધિને નિર્વાણમાર્ગને પ્રકાશિત કરનારી, તથા કદી ન હોલવાતી દીવી કહીને વર્ણવી છે. મનની શુદ્ધિ હોય તો અવર્તમાન ગુણો પણ અસ્તિત્વમાં આવે છે; પરંતુ તે ન હોય તો વર્તમાન ગુણોનો પણ અભાવ થાય છે. માટે ગમે તેમ કરીને બુદ્ધિમાને મનઃશુદ્ધિ પ્રાપ્ત કરવી. આંખો વિનાનાને જેમ દર્પણ નકામું છે, તેમ મનની શુદ્ધિ વિનાના તપસ્વીનું ધ્યાન સર્વથા નકામું છે. માટે સિદ્ધિની ઇચ્છાવાળાએ મનની શુદ્ધિ પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન કરવો. તે વિનાનાં તપ, અધ્યયન, વ્રત વગેરેથી કરેલું કાયપીડન વ્યર્થ છે. [૩૪-૪૪]

રાગદ્વેષનો જય — મનની શુદ્ધિ પ્રાપ્ત કરવી હોય તો રાગદ્વેષને જીતવા. તે બે દૂર થતાં જ આત્માની મલિનતા દૂર થઈ, તે પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. યોગીઓ મહા પ્રયત્ને મનને આત્મામાં લીન કરવા જાય છે, પરંતુ રાગદ્વેષ અને મોહ ચડી આવીને તેને અન્યત્ર ખેંચી જાય છે. ગમે તેટલું રક્ષણ કરતા હોઈએ છતાં થોડું પણ બહાનું મળતાં રાગાદિ પિશાચો મનને વારવાર છેતરીને પોતાને વશ કરી લે છે. આંધળો માણસ જેમ આંધળાને ખાડામાં નાખે, તેમ રાગાદિ અંધકારથી નાશ પામેલી વિવેકદૃષ્ટિવાળું મન માણસને નરકરૂપી ખાડામાં નાખે છે. [૪૫-૮]

સમત્વ — માટે નિર્વાણપદની આકાંક્ષાવાળા માણસોએ પ્રમાદ કર્યા વિના સમત્વવડે રાગદ્વેષરૂપી શત્રુને જીતવો જોઈએ. સમત્વરૂપી અતિ આનંદદાયક પાણીમાં ડૂબકું મારતાં વેંત જ રાગદ્વેષરૂપી મેલ ધોવાઈ જાય છે. એક અર્ધા ક્ષણ પણ સમત્વનું અવલંબન લેવાથી જેટલો કર્મક્ષય થાય છે, તેટલો તીવ્ર તપ કરવાથી કરોડો જન્મે પણ નથી થતો. આત્માના સ્વરૂપનું જ્ઞાન થવાથી પ્રાપ્ત થતી સમત્વરૂપી સળી વડે સાધુ કર્મ અને જીવને જુદાં પાડે છે. સમત્વરૂપી સૂર્યથી રાગાદિ અંધકારનો નાશ થતાં યોગીઓ પોતાની અંદર પરમાત્માનું સ્વરૂપ દેખી શકે છે. સમત્વ પામેલા સાધુના પ્રભાવથી નિત્યનાં વેરી પ્રાણીઓ પણ પરસ્પર મૈત્રી કરે છે. [૪૯-૫૪]

નિર્મમત્વ — એ સમત્વ નિર્મમત્વ પ્રાપ્ત થવાથી જ પ્રાપ્ત થઈ શકે છે. પરંતુ નિર્મમત્વ પ્રાપ્ત થવા માટે અનિત્યાદિ બાર ભાવનાઓનું અવલંબન આવશ્યક છે. તે ભાવનાઓ નીચે પ્રમાણે છે:

૧. અનિત્યતા-ભાવના — આ જગતમાં જે સવારમાં હોય છે, તે મધ્યાહ્નને દેખાતું નથી; જે મધ્યાહ્નને હોય છે, તે રાત્રે દેખાતું નથી; એ પ્રમાણે પદાર્થોની અનિત્યતા સર્વત્ર છે. સર્વ પુરુષાર્થના આધારરૂપ પ્રાણીઓનાં શરીર પ્રચંડ પવનથી કંપતા વાદળા જેવાં વિનશ્વર છે; લક્ષ્મી મોજાં જેવી ચંચળ છે; સંગમો સ્વપ્ન જેવા છે; અને યૌવન વંટોળિયાથી ઊડેલા રૂ જેવું છે. આ પ્રમાણે

જગતનું અસ્થિર સ્વરૂપ સ્થિર ચિત્તે હર ક્ષણે વિચારવું, તેનાથી તૃષ્ણારૂપી કાળી નાગણને વશ કરનાર મંત્ર જેવું નિર્મમત્વ પ્રાપ્ત થાય છે. [૫૫-૬૦]

૨. અશરણ-ભાવના ઇંદ્રો ઉપેંદ્રો વગેરે પણ જે મૃત્યુના પંજામાંથી છટકી શકતા નથી, તે મૃત્યુના ભયમાંથી પ્રાણીને કોણ શરણ આપી શકે તેમ છે? પિતા, માતા, બહેન, ભાઈ, પુત્રો વગેરે જોઈ રહ્યા હોય છે ને અસહાય જીવને કર્મ યમને ઘેર પહોંચાડે છે. સ્વકર્મોથી મૃત્યુને વશ થતાં સ્વજનોને જોઈને લોકો શોક કરે છે, પરંતુ પોતાનાં કર્મો વડે નાશ પામતા પોતાના આત્માનો શોક તે મૂઢબુદ્ધિવાળાઓ કરતા નથી. દાવાગ્નિથી ભભકતા વનમાં જેમ મૃગના બચ્ચાનું કોઈ શરણ નથી, તેમ દુઃખરૂપી દાવાગ્નિથી સળગતા સંસારરૂપી વનમાં પ્રાણીનું કોઈ શરણ નથી. [૬૧-૪]

૩. સંસાર-ભાવના આ સંસારરૂપી રંગભૂમિ ઉપર પ્રાણી નટની પેઠે કોઈ વાર વેદવિત્ શ્રોત્રિય થાય છે, તો કોઈ વાર ચાંડાળ થાય છે, કોઈ વાર શેઠ બને છે, તો કોઈ વાર નોકર બને છે, કોઈ વાર પ્રજાપતિ બ્રહ્મા બને છે, તો કોઈ વાર ક્ષુદ્ર કીડો થાય છે. સંસારી જીવ ભાડાની કોટડીની માફક કઈ યોનિમાં નથી જતો અને કઈ યોનિમાંથી નથી નીકળતો? આ સમગ્ર

હતું, તેથી મિથિલાનગરી બળતી સાંભળીને પણ તેને કાંઈ દુઃખ ન થયું. જે માણસને સગાંસંબંધીઓથી આત્મા જુદો છે એવું જ્ઞાન છે, તેને પિતૃદુઃખ આવી પડે તોપણ દુઃખ નથી થતું; અને જેને તેવું જ્ઞાન નથી, તે દાસદુઃખથી પણ મૂર્છિત થઈ જાય છે.

૬. અશુચિત્વ-ભાવના રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર, આંતરડાં, અને વિષ્ટા જેવી અપવિત્ર વસ્તુઓના સ્થાનરૂપ શરીર કેવી રીતે પવિત્ર કહેવાય? આંખ, કાન, નાક, મુખ અને અધોદ્વારરૂપી છિદ્રોમાંથી મળ નીકળ્યા કરવાથી ચીકણા અને દુર્ગંધી રહેતા શરીરમા પણ શુચિત્વનુ અભિમાન કરવું એ મહામોહનુ લક્ષણ છે.[1] [ ૭૨-૩ ]

૭. આસ્રવ-ભાવના મન, વાણી અને કાયાની પ્રવૃત્તિઓથી જ શુભાશુભ કર્મ જીવમાં આસ્રવે છે — દાખલ થાય છે, માટે તેમને આસ્રવો કહે છે. મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષારૂપી ભાવનાઓથી વાસિત થયેલા ચિત્તથી શુભકર્મ પ્રાપ્ત થાય છે; અને કષાયો તથા વિષયોથી આક્રાંત થયેલા ચિત્ત વડે અશુભકર્મ પ્રાપ્ત થાય છે. જે વાણી સત્ય હોય છે, તથા શાસ્ત્રજ્ઞાન અનુસાર હોય છે,

૧. શરીર વિષે અપવિત્રતાની કે જુગુપ્સાની ભાવના કરવાથી મદ, અભિમાન અને કામવાસના દૂર થાય છે, અને તેના પ્રત્યે નિર્મમત્વ પ્રાપ્ત થાય છે. —ટીકા.

લોકાકાશમાં[1] વાળની અણી જેટલું પણ કોઈ સ્થાન બાકી નથી કે જ્યાં જીવ પોતાનાં કર્મને લીધે ગયો ન હોય. [૬૫-૭]

૪. એકત્વ-ભાવના — જીવ એકલો જ ઉત્પન્ન થાય છે, એકલો જ મરણ પામે છે, અને કરેલાં કર્મો પણ એકલો જ ભોગવે છે. તેણે ભેગું કરેલું દ્રવ્ય બીજા જ ભેગા થઈને ભોગવે છે, પરંતુ તે પોતે તો નરકમાં જઈ પોતાનાં કર્મોનાં ફળ જ ભોગવે છે. [ ૬૮-૯ ]

૫. અન્યત્વ-ભાવના — જે માણસ દેહ, ધન અને બંધુઓથી પોતાના આત્માને ભિન્ન જુએ છે, તેને પછી શોકબાણ ક્યાંથી લાગવાનાં? [૭૧]

ટીકામાંથી વિશેષ વિવરણ: અન્યત્વ એટલે ભેદ — વિલક્ષણતા. આત્મા અને દેહ વગેરેમાં અન્યત્વ ઉઘાડું દેખાય છે. દેહ વગેરે ઇંદ્રિયગ્રાહ્ય છે; પરંતુ આત્મા તો અનુભવગોચર છે. તેઓમાં અનન્યત્વ કેવી રીતે સંભવે? જેમને દેહ અને આત્મા ભિન્ન છે એવું જ્ઞાન છે, તેમને પછી દેહાદિ નિમિત્તે કેવી રીતે દુઃખ થાય? નમિરાજાને આત્મા અને ધન વચ્ચે અનન્યત્વનું જ્ઞાન

---

૧. આકાશના જે ભાગમાં જીવ-અજીવ દ્રવ્યો રહેલાં છે, તે ભાગ 'લોક' અથવા લોકાકાશ કહેવાય છે. તેથી બહારનું ખાલી આકાશ 'અલોકાકાશ' કહેવાય છે. જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૭૦.

હતું, તેથી મિથિલાનગરી બળતી સાંભળીને પણ તેને કાંઈ દુઃખ ન થયું. જે માણસને સગાંસબંધીઓથી આત્મા જુદો છે એવું જ્ઞાન છે, તેને પિતૃદુઃખ આવી પડે તોપણ દુઃખ નથી થતું; અને જેને તેવું જ્ઞાન નથી, તે દાસદુઃખથી પણ મૂર્છિત થઈ જાય છે.

૬. અશુચિત્વ-ભાવના રસ, લોહી, માંસ, મેદ, અસ્થિ, મજ્જા, શુક્ર, આંતરડાં, અને વિષ્ટા જેવી અપવિત્ર વસ્તુઓના સ્થાનરૂપ શરીર કેવી રીતે પવિત્ર કહેવાય? આંખ, કાન, નાક, મુખ અને અધોદ્વારરૂપી છિદ્રોમાંથી મળ નીકળ્યા કરવાથી ચીકણા અને દુર્ગંધી રહેતા શરીરમાં પણ શુચિત્વનુ અભિમાન કરવુ એ મહામોહનુ લક્ષણ છે.[1] [ ૭૨-૩ ]

૭. આસ્રવ-ભાવના મન, વાણી અને કાયાની પ્રવૃત્તિઓથી જ શુભાશુભ કર્મ જીવમાં આસ્રવે છે — દાખલ થાય છે, માટે તેમને આસ્રવો કહે છે. મૈત્રી, મુદિતા, કરુણા અને ઉપેક્ષારૂપી ભાવનાઓથી વાસિત થયેલા ચિત્તથી શુભકર્મ પ્રાપ્ત થાય છે; અને કષાયો તથા વિષયોથી આક્રાંત થયેલા ચિત્ત વડે અશુભકર્મ પ્રાપ્ત થાય છે. જે વાણી સત્ય હોય છે, તથા શાસ્ત્રજ્ઞાન અનુસાર હોય છે,

---

૧. શરીર વિષે અપવિત્રતાની કે જુગુપ્સાની ભાવના કરવાથી મદ, અભિમાન અને કામવાસના દૂર થાય છે, અને તેના પ્રત્યે નિર્મમત્વ પ્રાપ્ત થાય છે. —ટીકા.

તેનાથી શુભકર્મ પ્રાપ્ત થાય છે; અને તેનાથી વિપરીત વાણીથી અશુભકર્મ પ્રાપ્ત થાય છે. તેવી જ રીતે અસત્ પ્રવૃત્તિઓથી રહિત (અને ધ્યાનાદિ વખતે નિશ્ચેષ્ટ) શરીર વડે શુભકર્મ પ્રાપ્ત થાય છે; પરંતુ સતત હિંસક પ્રવૃત્તિઓમાં વ્યાપૃત શરીરથી અશુભકર્મ પ્રાપ્ત થાય છે. ક્રોધ, માન, માયા અને લોભરૂપી કષાયો (મલિન વૃત્તિઓ); હાસ્ય, રતિ, અરતિ, ભય, શોક, જુગુપ્સા, (સ્ત્રીની) પુરુષ માટેની કામેચ્છા, (પુરુષની) સ્ત્રી માટેની કામેચ્છા, અને (નપુંસકની) સ્ત્રી–પુરુષ બંને માટેની કામેચ્છા — એ નવ નોકષાય અથવા કષાયના સહચારીઓ; શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એ પાંચ વિષયો; મન-વાણી-કાયાની પ્રવૃત્તિરૂપી યોગો, અજ્ઞાન, સંશય, વિપર્યય, રાગ, દ્વેષ, સ્મૃતિભ્રંશ, ધર્મનો અનાદર અને યોગદુષ્પ્રણિધાનરૂપી આઠ પ્રકારના પ્રમાદો; અવિરતિ (કોઈ પણ બાબતમાં નિયમનો અભાવ); મિથ્યાત્વ; તથા આર્ત અને રૌદ્ર ધ્યાન એ બધાં અશુભકર્મનાં હેતુભૂત છે.* [૭૪-૮]

**૮. સંવર-ભાવના** ઉપર જણાવેલો સર્વ આસ્રવોનો નિરોધ તે 'સંવર' કહેવાય. જે જે ઉપાયથી જે જે આસ્રવનો રોધ થઈ શકતો હોય, તે તે આસ્રવના નિરોધ માટે તે તે ઉપાય

* જુદા જુદા કયાં કાર્યોથી કયાં કયાં કર્મો બંધાય છે, તેનું વિગતવાર વર્ણન ટીકામાં છે. તે માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૩.

બુદ્ધિમાને યોજવો. જેમકે ક્ષમાથી ક્રોધને રોકવો, મૃદુભાવથી માનને રોકવું, સરળતાથી માયાને રોકવી, સંતોષથી લોભને રોકવો, અખંડ સંયમ વડે ઇંદ્રિયોના ઉન્માદથી પ્રબળ બનેલા વિષ જેવા વિષયોને દૂર કરવા, મન-વાણી-કાયાના બરાબર નિયંત્રણ (ગુપ્તિ)થી મન-વાણી-કાયાના યોગો (વ્યાપારો)ને રોકવા, અપ્રમાદથી પ્રમાદને રોકવો, સદોષ વ્યાપારોના ત્યાગ વડે અવિરતિને રોકવી, સમ્યગ્દર્શન વડે મિથ્યાત્વને રોકવું, તથા શુભ ધ્યાન વડે[1] આર્ત અને રૌદ્ર ધ્યાનને રોકવા. એ પ્રમાણે પ્રયત્નપૂર્વક સંવર સાધવો. [૭૯-૮૫]

૯. નિર્જરા-ભાવના સંસારનાં કારણભૂત કર્મોને આત્મા ઉપરથી ખેરવી નાખવા તેને પરિભાષામાં 'નિર્જરા' કહે છે. તે સકામ અને અકામ એમ બે પ્રકારની છે. સંયમી પુરુષો ઇરાદાપૂર્વક તપ આદિ ઉપાયો વડે કર્મ ખંખેરી નાખે છે, તે 'સકામ નિર્જરા' કહેવાય, પરંતુ અન્ય પ્રમાદી જીવો કર્મનું ફળ ભોગવવા વડે જ જે કર્મ ખંખેરી નાખે છે, તે 'અકામ નિર્જરા' કહેવાય. બંધાયેલું કર્મ બે રીતે છૂટું પડે છે: કાંતો તેનું ફળ ભોગવાઈ જવાથી તે આપોઆપ છૂટું પડી જાય છે, અથવા તપ આદિ ઉપાયો વડે તેનું ફળ ભોગવાતા પહેલાં

---

૧. ધર્મધ્યાન અને શુક્લધ્યાન એ બે શુભ ધ્યાનો કહેવાય છે. ધાર્મિક વિષયનું ચિંતન તે ધર્મધ્યાન; અને આત્માના શુદ્ધ સ્વરૂપનું ધ્યાન તે શુક્લધ્યાન. તેમના પારિભાષિક અર્થ અને વિગતો માટે જુઓ આ ગ્રંથનો છેલ્લો પ્રકરણ.

તેને છૂટું પાડી શકાય છે. જેમ સોનુ અશુદ્ધ હોય તો પણ અગ્નિ વડે તેને શુદ્ધ કરી શકાય છે, તેમ તપરૂપી અગ્નિ વડે કર્મો બંધાવાથી મલિન થયેલો જીવ પણ શુદ્ધ થઈ શકે છે.

તપ અનશન[1] (ઉપવાસ), ઊણુ પેટ રાખીને ખાવું (ઉણોદરી)[2], વિવિધ વસ્તુઓની લાલસાને ટૂંકાવવી (વૃત્તિસંક્ષેપ),[3] ઘી, દૂધ, દારૂ, તથા મધ વગેરે વિકારકારક રસોનો ત્યાગ કરવો (રસપરિત્યાગ), બાધા વિનાના એકાંત સ્થાનમાં વસવુ (વિવિક્તશય્યાસનસંલીનતા), અને ટાઢમા, તડકામાં કે વિવિધ આસનાદિક વડે શરીરને કસવુ (કાયક્લેશ), એ છ બાહ્ય તપના પ્રકાર છે. પ્રાયશ્ચિત્ત, શુશ્રૂષા (વૈયાવૃત્ત્ય) સ્વાધ્યાય, વિનય, (અહંત્વ-મમત્વના ત્યાગરૂપ) વ્યુત્સર્ગ, અને ધ્યાન — એ છ આભ્યંતર તપના

---

૧. અનશન એટલે કે આહારત્યાગ બે પ્રકારનો હોય છે: થોડા વખત માટેનો (ઇત્વરિક) કે યાવજ્જીવિક. તેમા ઇત્વરિક અનશન મહાવીરના તીર્થમા છ માસ સુધીનું છે; ઋષભદેવના વખતમા એક વર્ષ સુધીનું હતુ; અને વચલા ૨૨ તીર્થંકરોના વખતમાં આઠ માસ સુધીનું હતુ.

૨ સામાન્ય કદના ૩૨ કોળિયા એ પુરુષનો આહાર છે; અને ૨૮ કોળિયા એ સ્ત્રીનો આહાર છે. તેમાથી જેટલા ઓછા કરે તેટલા પૂરતુ ઉણોદરી તપ થાય. સામાન્ય રીતે ૮ કોળિયા કે ૧૨ કોળિયા કે ૧૬ કોળિયા એવો નિયમ લેવાય છે.

૩. 'વૃત્તિસંક્ષેપ' એટલે જે જોઈતી વસ્તુઓ માગી લાવવાની હોય, તેમનો 'બે ત્રણ ઘેરથી જ માગીશ', 'એક શેરીમાથી જ માગીશ' વગેરે નિયમો વડે સંક્ષેપ સાધવો

ભેદો છે.[1] એ તપરૂપી અગ્નિ પ્રજ્વલિત થાય છે, તેની સાથે જ સંયમી પુરુષ ગમે તેવાં અક્ષય કર્મોનો પણ ક્ષય કરી નાખે છે. [૮૬-૯૧]

૧૦. ધર્મ-ભાવના 'કેવળજ્ઞાની જિનોએ આ ધર્મ સારી રીતે કહેલો છે, તેનું આલંબન લેનારો પ્રાણી ભવસાગરમાં ડૂબી મરતો નથી'; એ પ્રમાણે ચિંતન કરવું, એ ધર્મભાવના કહેવાય. ધર્મ નીચે પ્રમાણે દશ પ્રકારનો છે: સંયમ, સત્ય, શૌચ, બ્રહ્મચર્ય, અકિંચનતા, તપ, ક્ષમા, મૃદુતા, ઋજુતા, અને ત્યાગ.

ટીકામાં આપેલું વિશેષ વિવરણ: ઉપર જણાવેલ દશ પ્રકારના ધર્મમાંથી સંયમ સત્તર પ્રકારનો છે: પાંચ ઇંદ્રિયોનો નિગ્રહ, પાંચ અવ્રતનો ત્યાગ, ચાર કષાયનો જય, અને મન-વચન-કાયાની વિરતિ. તેના સત્તર પ્રકાર બીજી રીતે આમ પણ ગણાવાય છે: પૃથિવી, પાણી, તેજ, વાયુ, વનસ્પતિ, બે ઇંદ્રિયવાળાં, ત્રણ ઇંદ્રિયવાળાં, ચાર ઇંદ્રિયવાળા અને પાંચ ઇંદ્રિયવાળાં પ્રાણીઓને મન-વાણી-કાયાથી, તેમજ કરવા-કરાવવા-અનુમતિ આપવાથી એ પ્રકારે વધ-ક્લેશ આદિ ન કરવાં તે નવ પ્રકાર, જીવજંતુ રહિત સ્થળને આંખે જોઈ-તપાસીને શયન-આસનાદિ કરવા તે પ્રેક્ષ્યસંયમ; આંખે જોયા બાદ પણ તે સ્થળને રજોહરણ વગેરેથી સાફ કરીને બેસવું-સૂવું તે પ્રમાર્જનાસંયમ, અનુપયોગી

---

૧. તેમના વિશેષ વિવરણ માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૪.

વસ્તુઓને જંતુરહિત સ્થળે નાખી આવવી તે પરિષ્ઠાપના સંયમ; મનને અભિમાન, ઈર્ષ્યાદિમાંથી નિવૃત્ત કરી, ધર્મધ્યાન આદિમાં લગાવવું તે મનઃસંયમ; તે રીતે વાણીનો સંયમ; તથા કાયાનો સંયમ; અજીવ ગણાતા પુસ્તકાદિને પણ જીવજંતુ તપાસી સાફ રાખવાં તે અજીવસંયમ; તથા સદોષ પ્રવૃત્તિઓમાં મચેલા ગૃહસ્થો પ્રત્યે ઉપેક્ષા રાખવી તે ઉપેક્ષાસંયમ.

કઠોરતા, ચાડીચૂગલી, અસભ્યતા, સંદિગ્ધતા, ગ્રામ્યતા વગેરેના ત્યાગપૂર્વક મધુર, ઉદાર, સ્ફુટ, હિત-મિત અને યથાર્થ વચનનો ઉપયોગ કરવો તે સત્ય.[૧]

શૌચ એટલે નિર્લોભતા. પરવસ્તુના લોભથી જ સંયમ મલિન થાય છે

બ્રહ્મચર્ય એટલે ઉપસ્થેંદ્રિયનો સંયમ, તથા તેવી જ રીતે બીજી ઇંદ્રિયોના સંયમપૂર્વક ગુરુને ઘેર વાસ.

અકિંચનતા એટલે કોઈ પણ વસ્તુમાં મમત્વબુદ્ધિ ન રાખવી તે.

તપના બાર પ્રકાર આગળ[૨] આવી ગયા છે.

ક્ષમા એટલે સહનશીલતા. તે કેળવવાની પાંચ રીતો છે: ૧. કોઈ ગુસ્સો કરે ત્યારે તેનાં કારણની પોતામાં શોધ કરવી. ૨. ક્રોધવૃત્તિથી અહિંસાદિ વ્રતોનો

---

૧. 'ભાષાસમિતિ' એટલે દરેક માણસ સાથેના સંભાષણ-વ્યવહારમાં વિવેક રાખવો તે; અને અહીં જણાવેલો 'સત્ય ધર્મ' એટલે પોતાના સમશીલ સાધુ પુરુષો સાથેના સંભાષણવ્યવહારમાં હિત-મિત અને યથાર્થ વચનનો ઉપયોગ કરવો તે. —ટીકા.

૨. જુઓ પા. ૯૮; તથા પુસ્તકને અંતે ટિ. નં. ૧૪.

લોપ થાય છે, ઇત્યાદિ અનર્થપરંપરાનું ચિંતન કરવું. ૩. મૂર્ખ લોકોનો સ્વભાવ જ ગુસ્સે થવાનો છે એમ વિચારી, તેમના પ્રત્યે સહાનુભૂતિ રાખવી. ૪. કોઈ સકારણ કે અકારણ ગુસ્સો કરે તો પણ એમ માનવું કે, એ મારાં પૂર્વ કર્મોનું ફળ છે ૫. ક્ષમા ધારણ કરવાથી ચિત્ત સ્વસ્થ રહે છે, વગેરે ક્ષમાના ગુણોનું ચિંતન કરવું

મૃદુતા, એટલે અંદર અને બહાર નમ્ર વૃત્તિ. જાતિ, કુલ, રૂપ વગેરેના અભિમાનનો ત્યાગ કરવાથી તે ધર્મ કેળવાય છે.

ઋજુતા, એટલે વિચાર વાણી અને વર્તનની એકતા.

ત્યાગ, એટલે બાહ્યાભ્યંતર વસ્તુઓમાં તૃષ્ણાનો વિચ્છેદ.

ધર્મના પ્રભાવથી કલ્પવૃક્ષ, કામધેનુ, ચિંતામણિ વગેરે વસ્તુઓ મનુષ્યને ઇપ્સિત સર્વ પદાર્થો પૂરા પાડે છે; જ્યારે અધર્મી લોકોને તો તે અલૌકિક વસ્તુઓ નજરે પણ પડતી નથી. અપાર દુઃખસમુદ્રમાં પડતા પ્રાણીને ધર્મ અતિ વત્સલતાપૂર્વક બચાવે છે. સમુદ્ર આ પૃથ્વીને ડુબાડી નથી દેતો, અને મેઘ તેને સિંચિત કરે છે, તે ધર્મનો જ પ્રભાવ છે. આ પૃથ્વી કશા આલંબન કે આધાર વિના આખા વિશ્વને આધાર આપી રહી છે, તે પણ ધર્મનું જ પરિણામ છે. આ સૂર્ય અને ચંદ્ર પણ જગત ઉપર ઉપકાર કરવાને અર્થે ઉદય પામે છે, તે પણ ધર્મનો જ હુકમ છે. ધર્મ જ એક એવો છે કે, જે આખા જગત ઉપર વાત્સલ્ય રાખી બંધુરહિતનો બંધુ થાય છે, મિત્રરહિતનો મિત્ર થાય છે,

અને અનાથોનો નાથ થાય છે. જેઓએ ધર્મનું શરણ લીધું છે, તેમને રાક્ષસો, યક્ષો, નાગો, વાઘ, વરુ, વગેરે પણ જરાય ઈજા કરી શકતાં નથી. ધર્મ પ્રાણીને નરકમાં પડતો બચાવે છે, અને સર્વજ્ઞત્વરૂપી અનુપમ વૈભવ અર્પે છે.[1] [૯૨-૧૦૨]

૧૧. લોક-ભાવના કેડે હાથ મૂકીને પહોળા પગ રાખી ઊભેલા પુરુષ જેવી સમગ્ર લોકની આકૃતિ છે. તે આખો લોક ઉત્પત્તિ, સ્થિતિ અને લયાત્મક[2] દ્રવ્યો વડે ભરેલો છે. લોકના અધો,

---

૧. 'ધર્મનું આવુ સાચું સ્વરૂપ સમજવાને બદલે ગમે તેવી બાબતોને ધર્મ સમજતા મૂર્ખ લોકોની' ધર્મવિષયક વિવિધ કલ્પનાઓ આચાર્યશ્રીએ ટીકામા આપી છે: ગોમેધ-નરમેધાદિ યજ્ઞોથી જીવહિસા કરવી; ઋતુકાલને સંભોગ વિના ન જવા દેવો; બ્રાહ્મણભોજન કરવા; કૂવા-તળાવ ખોદાવવા; શ્રાદ્ધો કરવાં; અમુક પાંચ અપવાદોમા સ્ત્રીઓને પુનર્લગ્ન કરાવવું; સ્ત્રીને પુત્ર ન થતો હોય તો નિયોગ કરાવવો; વડ-પીંપળાની પૂજા કરવી; આકડો ધંતુરો વગેરેનાં ફૂલોથી દેવપૂજન કરવી, વગેરે. આ ઉપરાંત અન્યધર્મી સાધુઓ ધર્મને નામે જે અનાચારો કે દુરાચારો કરે છે, તેમનું પણ ટીકામાં સવિસ્તર વર્ણન છે.

૨. જૈન દર્શન મુજબ કોઈ પદાર્થને 'સત્' કહેવો તેનો અર્થ એ થાય છે કે, તે પદાર્થ ઉત્પત્તિ, સ્થિતિ અને લયાત્મક છે. એટલે કે, દરેક પદાર્થ અમુક અંશે સ્થિર રહી, અમુક અંશોમાં ઉત્પત્તિ અને લય પામ્યા કરે છે. જેમકે, સોનું સોનારૂપે કાયમ રહી, કડું કુંડળ આદિ નવા નવા પર્યાયો — પરિણામો — રૂપે ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે. આની સવિસ્તર સમજ માટે જુઓ આ માળાનું 'ત્રણ રત્નો' પુસ્તક, પા ૩૫. ઇ૦.

મધ્યમ અને ઊર્ધ્વ એવા ત્રણ ભાગ છે. ઉપર જણાવ્યા પ્રમાણે કેડ આગળનો સાંકડામાં સાંકડો ભાગ જે ઉપર નવમો યોજન છે તથા નીચે નવસો યોજન છે, એ મધ્યલોક છે. તેનો આકાર વચ્ચે સાકડા અને ઉપર તથા નીચે પહોળા થતા ડાખલા જેવો છે. મધ્યલોકમાં દ્વીપ અને સમુદ્ર અસંખ્યાત છે. તેમાંથી અમુક અઢી દ્વીપ અને બે સમુદ્ર જેટલો જ ભાગ મનુષ્યલોક કહેવાય છે. એની બહાર કોઈ મનુષ્ય જન્મતો કે મરતો નથી.[1] મધ્ય લોકની ઉપરનો સંપૂર્ણ લોક ઊર્ધ્વ લોક છે. તેનો આકાર પખાજ જેવો છે, એટલે કે મધ્યમાં પહોળો અને ઉપર નીચે સાંકડો છે. તેમાં દેવોના વિમાન વગેરે આવેલાં છે. છેક ઉપર ઈષત્પ્રાગ્ભારા નામની પૃથ્વી છે. તેને સિદ્ધશિલા પણ કહે છે. તેમાં મુક્ત જીવો રહે છે. તેની પાર અલોકાકાશ છે.[2] નરકગતિમાં ગયેલા જીવોને રહેવાની ભૂમિઓ નરકભૂમિ કહેવાય છે અને તે અધોલોકમાં આવેલી છે. એ સાતે ભૂમિઓ એકબીજાની નીચે આવેલી છે. નીચે નીચેની ભૂમિની લબાઈ પહોળાઈ અધિક અધિક છે.[3]

---

૧. મધ્યલોક, મનુષ્યલોક, કર્મભૂમિ, આર્ય, અનાર્ય વગેરે વિભાગોની ટીકામા આપેલી વિગતો માટે જુઓ પુસ્તકને અંતે ટિ. નં ૧૫.

૨. ઊર્ધ્વલોકમા આવેલા દેવલોકોના વર્ણન માટે જુઓ આ માળાનુ 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૪૯.

૩. ટીકામા આપેલા નરકભૂમિઓના સવિસ્તર વર્ણન માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૬.

આ સમગ્ર લોક કોઈ પ્રકૃતિ, ઈશ્વર, વિષ્ણુ, બ્રહ્મ, પુરુષ વગેરેએ બનાવેલો નથી. પ્રકૃતિ તો અચેતન છે. એટલે તે કશું ન બનાવી શકે. ઈશ્વરને લોક બનાવવાનું કાંઈ પ્રયોજન નથી. ઈશ્વરે લીલા કરવા ખાતર આ જગત રચ્યું છે એમ કહેવું, એ તો તેને છોકરાંની પેઠે ક્રીડા કરતો — રાગી — કહેવા જેવું છે. ઈશ્વરે જીવો ઉપર કૃપા કરવાની ખાતર આ જગત બનાવ્યુ છે એમ કહીએ, તો જગતમાં દુઃખ જ ન હોવું જોઈએ. ઈશ્વરે જીવોનાં કર્મોની અપેક્ષાએ જગતને સુખી દુઃખી બનાવ્યું છે એમ કહો, તો તો કર્મોને જ જગતનું કારણ માનવું ઠીક છે. આમ, આ જગત કોઈએ બનાવ્યું પણ નથી, કે શેષનાગ, કૂર્મ, વરાહ વગેરેએ ટેકવી રાખ્યું પણ નથી. તે તો સ્વયંસિદ્ધ છે તથા કોઈના આધાર વિના ગગનમાં અવસ્થિત છે.[૧] [૧૦૬]

૧૨ બોધિદુર્લભત્વ ભાવના — પોતપોતાની યોનિ અનુસાર પ્રવૃત્તિ કરતાં કરતાં, તેમ જ વિશિષ્ટ પ્રયત્ન કે અભિલાષા વિના કર્મોનો ક્ષય[૨] થતાં થતાં સ્થાવર યોનિમાંથી જીવો જંગમ યોનિમાં કે પશુ

---

૧. ટીકામાં કેટલાક શ્લોકો ટાંકીને જણાવ્યુ છે કે, આ પ્રમાણે લોકભાવના કરવાથી નિર્મમત્વ પ્રાપ્ત થાય છે; તેમ જ ચિત્ત કોઈ ક્ષુદ્ર પદાર્થમાં રાગ કરતું અટકી, વ્યાપક દૃષ્ટિવાળું બને છે; ઉપરાંત જિનોએ કહેલું આ બધું લોકનું સ્વરૂપ ધ્યાનમાં પ્રત્યક્ષ થતાં, તેમણે કહેલા અતીંદ્રિય મોક્ષમાર્ગમાં પણ શ્રદ્ધા પેદા થાય છે.

૨. તેને 'અકામનિર્જરા' કહે છે. નિર્જરા એટલે કર્મોનું ખરી જવું તે.

આદિ યોનિમા આવે છે તે પ્રમાણે ક્રમે ક્રમે ક્યારેક તેમને મનુષ્યત્વ, આર્ય દેશ ઉત્તમ કુલ, પાચે ઇદ્રિયો, અને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે મનુષ્યજન્મમા પણ અનેક પુણ્ય વડે ક્યારેક ધર્માભિલાષારૂપી શ્રદ્ધા, ધર્મોપદેષ્ટા ગુરુ, અને તેમના વચનનુ શ્રવણ પ્રાપ્ત થાય છે પરતુ તે બધુ પ્રાપ્ત થવા છતા તત્ત્વનિશ્ચયરૂપ બોધિરત્ન પ્રાપ્ત થવુ અતિ દુર્લભ છે આ પ્રકારના ચિંતનને બોધિદુર્લભભાવના કહે છે [૧૦૭-૯]

ટીકામા આપેલુ વિશેષ વિવરણ રાજ્ય ચક્રવર્તીપણુ, કે ઇન્દ્રત્વ વગેરે દુર્લભ નથી પરતુ જિન સિદ્ધાતમા બોધિ પ્રાપ્ત થવી દુર્લભ છે બધા જીવોએ પૂર્વેના જન્મોમા બીજા તમામ ભાવો અનત વાર પ્રાપ્ત કર્યા છે પરતુ બોધિ કદી પ્રાપ્ત કરી નથી તેથી તે સસારમા રખડયા કરે છે કુશાસ્ત્રનુ શ્રવણ મિથ્યા દૃષ્ટિવાળાઓનો સગ કુવાસના અને પ્રમાદશીલતા એ બધા બોધિના વિરોધી છે ચારિત્ર પ્રાપ્ત થવુ દુર્લભ કહેવાય છે પરતુ તે ચારિત્રની પ્રાપ્તિ પણ બોધિ પ્રાપ્ત થાય તો જ સફળ છે, નહી તો નિષ્ફળ છે ચારિત્ર પ્રાપ્ત કરીને ઉત્તમ સ્વર્ગલોકમા જવા છતા બોધિ વિના નિર્વૃતિ પ્રાપ્ત થતી નથી જેમનો બોધિ પ્રાપ્ત થઈ છે તે જીવો પછી આ સસારમા ક્યાય આસક્ત નથી થતા પરતુ નિર્મમતી થઈને મુક્તિ માર્ગમા જ રમ્યા રહે છે જેઓ પરમપદ પામ્યા છે, પામનારા છે કે પામે છે, તે બધા પણ બોધિ પ્રાપ્ત કર્યા બાદ જ તેમ કરી શકે છે માટે બોધિની જ ઉપાસના કરો

આ પ્રમાણે આ બાર ભાવનાઓ વડે અવિશ્રાંતપણે મનને સુવાસિત કરતો માણસ નિર્મમત્વ પ્રાપ્ત કરી, સર્વ ભાવોમાં સમત્વ પ્રાપ્ત કરે છે. વિષયોમાંથી વિરક્ત થયેલા અને સર્વત્ર સમબુદ્ધિ પ્રાપ્ત કરીને સુવાસિત થયેલા ચિત્તવાળા લોકોનો જ કષાયરૂપી અગ્નિ શાંત થાય છે, અને બોધિરૂપી દીપક ઉજ્જ્વળ થાય છે. [ ૧૧૦-૧ ]

## ૭

## ધ્યાન – ૧

ગયા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે જેને સર્વત્ર સમબુદ્ધિ પ્રાપ્ત થઈ છે, તેવો યોગી જ ધ્યાન કરી શકે છે. સમબુદ્ધિ પ્રાપ્ત કર્યા વિના ધ્યાન શરૂ કરનાર પોતાની જ વિડંબના કરે છે. મોક્ષ કર્મોના ક્ષયથી પ્રાપ્ત થાય છે; કર્મક્ષય આત્મજ્ઞાનથી થાય છે; અને આત્મજ્ઞાન ધ્યાનથી સિદ્ધ થાય છે. માટે ધ્યાન આત્માને અત્યંત હિતકર છે. પરંતુ, સમબુદ્ધિ પ્રાપ્ત થયા વિના ધ્યાન નથી સંભવતું; અને ધ્યાન વિના નિષ્કંપ સમબુદ્ધિ પણ પ્રાપ્ત નથી થતી. આમ એ બંને અન્યોન્યનાં કારણ છે. [૧૧૨-૪]

ધ્યાનના પ્રકાર

ધ્યાનના બે પ્રકાર છે: ધર્મધ્યાન અને શુક્લધ્યાન. 'ધ્યાન એટલે મનની સ્થિરતા' એ વ્યાખ્યા તો એ બંનેમાં સમાન છે. * પરંતુ શુક્લધ્યાન અમુક

અસાધારણ બાંધાવાળા તથા 'પૂર્વ' નામનાં શાસ્ત્રો જાણનારને જ સંભવી શકે છે. તે ધ્યાન વડે જ સીધો કર્મનો ક્ષય થઈ મોક્ષ પ્રાપ્ત થાય છે. પરંતુ હાલમાં 'પૂર્વ' નામનાં શાસ્ત્રો સર્વથા લુપ્ત થયાં હોવાથી, તદનુસાર મન-વાણી-કાયાના વ્યાપારોના સદંતર નિરોધરૂપ શુક્લધ્યાન સંભવી શકતું નથી.* હાલમાં બહુ તો ધર્મધ્યાન જ સંભવી શકે. તેવું એક ધ્યાન એક આલંબનમાં વધારેમાં વધારે અંતર્મુહૂર્ત સુધી જ ટકી શકે. તેથી આગળ તેને ટકાવવું કઠણ છે. ત્યાર બાદ ફરી તે જ આલંબનનું કાંઈક રૂપાંતરથી કે બીજા આલંબનનું ધ્યાન કરવામાં આવે — એ રીતે ધ્યાનપ્રવાહ લંબાવી શકાય ખરો. [૧૧૫ ૬]

---

* આ માન્યતા સ્વીકારીને હેમચંદ્રાચાર્યજી, આ ક્ષેત્રમા અને આ કાળમા કેવળજ્ઞાન કે મોક્ષ સંભવી શકતાં નથી એવી જૈન માન્યતાને કબૂલ રાખતા હોય તેમ લાગે છે. કારણ કે, કેવળજ્ઞાન અને મોક્ષ શુક્લધ્યાનની બીજી શ્રેણી વટાવ્યા પછી ત્રીજી અને ચોથી શ્રેણીએ સંભવે છે. શ્રીમદ્ રાજચંદ્ર જેવા આધુનિક જૈન સાધકોએ એ માન્યતા સામે પોતાનો વિરોધ જાહેર કર્યો છે. તેમજ હેમચંદ્રાચાર્યજીએ પોતે પણ છેલ્લા પ્રકરણમાં 'સ્વાનુભવ' વર્ણવતી વખતે સ્પષ્ટ શબ્દોમાં કહ્યું છે કે, 'ધ્યાન વડે પરમાત્મા સાથે તલ્લીનતા પ્રાપ્ત કરનારો યોગી 'મુક્ત જીવ કરતા જરાય ઊતરતો રહેતો નથી.' પરંતુ, 'આમ્નાય' એટલે કે શાસ્ત્ર-પરંપરાનો "વિચ્છેદ ન થાય તે સારુ" તેમણે જેમ અનેક બાબતોને પોતાના ગ્રંથમાં સંગ્રહી છે, તેમ આ માન્યતાને પણ સંગ્રહી હોય એમ કહી શકાય.

ધ્યાનોપયોગી ભાવનાઓ ધ્યાનનો પ્રવાહ ચાલુ રાખવા માટે, એટલે કે તૂટતા ધ્યાનને ધ્યાનાંતર સાથે જોડવા માટે મૈત્રી આદિ ચાર ભાવનાઓ રસાયનરૂપ છે.[1] 'કોઈ જીવ પાપ ન કરો, કોઈ જીવ દુઃખી ન થાઓ, આ આખું જગત મુક્ત થાઓ', એવી ભાવના 'મૈત્રી' કહેવાય છે. જેમના સર્વ દોષો દૂર થઈ ગયા છે, અને જેઓ વસ્તુનું તત્ત્વ જોઈ શકે છે, એવા મુનિઓના ગુણો પ્રત્યે પક્ષપાતને 'પ્રમોદ'ભાવના કહે છે. દીન, દુખી, ભીત, અને જીવિત યાચતાં પ્રાણીઓ પ્રત્યે, 'એ લોકોનું દૈન્યાદિ દૂર થઈ, તેઓ શાશ્વત શાંતિ કેમ કરીને પામે' એવી બુદ્ધિ,[2] તે 'કારુણ્ય' કહેવાય. અસત ક્રૂર કર્મો કરનારા, દેવ–ગુરુની નિંદા કરનારા તથા આત્મપ્રશંસા કરનારા લોકો પ્રત્યે ઉપેક્ષાબુદ્ધિ તે 'માધ્યસ્થ્ય' કહેવાય. આ ભાવનાઓ વડે આત્માને ભાવિત કર્યા કરનારો બુદ્ધિમાન પુરુષ, ધ્યાન-પ્રવાહ તૂટ્યો હોય તો પણ તેને સાંધી શકે છે. [૧૧૭-૨૨]

---

૧ સરખાવો યોગસૂત્ર ૧-૩૩ : मैत्रीकरुणामुदितोपेक्षाणां, सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ।
'સુખી, દુઃખી, પુણ્યશાળી અને પાપી પુરુષો વિષે અનુક્રમે મૈત્રી, કરુણા, મુદિતા અને ઉપેક્ષાની ભાવના કરવાથી ચિત્ત પ્રસન્ન થઈ ધ્યાનને યોગ્ય થાય છે.'

૨. "બધા જ જીવોનું દુઃખ ખરેખર દૂર કરવા આશા રાખવી, તે તો દુરાશા જ છે. જેઓ 'બધા પ્રાણીઓ મુક્ત થયા બાદ જ હું મુક્ત થઈશ', એવી વાતો કરે છે, તે ખાલી હવા ઉરાડે છે; માણસ બધા જીવો પ્રત્યે બહુ તો કરુણાભાવના જ રાખી શકે" — ટીકા.

ધ્યાન માટે હિતકર સ્થાન — ધ્યાનની સિદ્ધિ અર્થે યોગી કોઈ તીર્થસ્થાન[1] પસંદ કરે અથવા ત્યાં સ્વસ્થતા રહી શકે તેવું સ્ત્રી-પશુ આદિના અવરજવર વિનાનું એકાંત ગુફા આદિ સ્થાન પસંદ કરે. ત્યાં પ્રથમ તો કોઈ એક આસન ઉપર લાંબો વખત બેસી રહેવાની ટેવ પાડે.

આસન — પર્યંકાસન, વીરાસન વજ્રાસન, પદ્માસન, ભદ્રાસન, દંડાસન, ઉત્કટિકાસન, ગોદોહિકાસન, કાયોત્સર્ગ વગેરે બધા આસનો[2] છે જે જે આસન કરવાથી મન સ્થિર થાય તે તે આસનને જ ધ્યાનનું સાધન ગણી સ્થિર કરવું.[3] તેના કોઈ પણ સુખકર આસન ઉપર બેસીને હોઠ બીડી દેવા, બંને આંખો નાસાગ્ર ઉપર સ્થિર કરવી, દાંતને દાંત અડકવા ન દેવા, તથા મુખ પ્રસન્ન રાખવું એ પ્રમાણે પૂર્વ દિશા તરફ કે ઉત્તર દિશા તરફ મોઢું રાખી[4] અપ્રમાદીપણે ટટાર બેસી ધ્યાનપરાયણ થવું. [૧૨૩-૩૩]

---

૧. તીર્થંકરનું જન્મસ્થાન, દીક્ષાસ્થાન, જ્ઞાનસ્થાન, કે નિર્વાણસ્થાન. તેના તેમજ બીજા યોગગ્રંથોમાં ધ્યાન માટે યોગ્ય કહેલા સ્થાનોના વર્ણન માટે જુઓ પુસ્તકને અંતે ટિ ન.૧૨.

૨ તેમની મૂળમાં આપેલી વિગતો માટે જુઓ આ પ્રકરણને અંતે પરિશિષ્ટ

૩ યોગસૂત્રમાં (૨-૪૬) પણ કોઈ અમુક આસનનો આગ્રહ ન રાખતાં 'स्थिरसुखमासन।' 'જે રીતે બેસતાં સ્થિરતા આવે અને વ્યથા ન થાય તે આસન'—એમ જ કહ્યું છે.

૪. ઘેરંડસંહિતા (૫-૩૩) માં પણ એ બે દિશાઓ કહી છે.

**પ્રાણાયામ** કેટલાક લોકોએ આસનજય પછી ધ્યાનની સિદ્ધિ માટે પ્રાણાયામ સ્વીકાર્યો છે તેઓને મતે પ્રાણાયામ વિના મન તેમજ પવનનો જય શક્ય નથી જ્યા મન ગતિમાન હોય છે, ત્યા વાયુ પણ ગતિમાન હોય છે, અને જ્યા વાયુ ગતિમાન હોય છે, ત્યા મન પણ ગતિમાન હોય છે તે બને નીર–ક્ષીરની પેઠે સમરસ મળી ગયેલા છે અને તેથી બનેની ગતિ–સ્થિતિ સાથે જ થાય છે તે બેમાથી એકનો નાશ થતા અન્યનો પણ નાશ થાય છે, અને જ્યા એકની પ્રવૃત્તિ હોય છે, ત્યા બીજાની પણ હોય છે[1] જ્યા મન અને પવન બને નષ્ટ થયેલા હોય છે, ત્યા ઇદ્રિયો તેમજ મનના વ્યાપારોનો પણ નાશ થયો હોઈ, મોક્ષ પ્રાપ્ત થાય છે [૧૩]

**પ્રાણાયામના પ્રકાર** પ્રાણાયામ એટલે શ્વાસ–પ્રશ્વાસની ગતિ રોકવી તે તેના રેચક, પૂરક, અને કુભક એમ ત્રણ પ્રકાર છે કેટલાક પ્રત્યાહાર, શાત, ઉત્તર અને અધર એવા બીજા ચાર ભેદ ઉમેરી તેના સાત પ્રકાર પણ કહે છે ઉદરમાથી અતિ યત્નપૂર્વક વાયુને નાસા, બ્રહ્મરંધ્ર અને મુખ[2] દ્વારા બહાર ફેકવો તે રેચક પ્રાણાયામ કહેવાય બહારથી વાયુ ખેચીને ગુદા સુધી ઉદરને

---

૧ જુઓ હઠયોગપ્રદીપિકા ૨–૨.

૨ મૂળ नासया, ब्रह्मरन्ध्रेण, आननेन च। અહી જે મુખથી રેચન કરવાનુ જણાવ્યુ છે તેને અન્ય યોગગ્રથોનો ટેકો નથી ઘેરડસંહિતા પ ૭૦ મા ઉજ્જાયથી કુભક કરતી વખતે મુખથી રેચન કરવુ એવા ભાવનુ લખાણ દેખાય છે, પરતુ હઠયોગપ્રદીપિકા (૨ પર)મા તે જ કુભકમા નાસિકાથી રેચન કરવાનુ જ કહ્યુ છે

પૂરી કાઢવું તે પૂરક પ્રાણાયામ કહેવાય, અને નાભિપદ્મમાં વાયુને સ્થિર કરવો તે કુંભક પ્રાણાયામ કહેવાય. નાભિ વગેરે સ્થાનમાંથી હૃદય વગેરે અન્ય સ્થાનમાં વાયુને ખેંચીને લઈ જવો તે 'પ્રત્યાહાર' પ્રાણાયામ કહેવાય, તાલુ, નાસા, અને મુખના દ્વારો વડે વાયુનો નિરોધ તે 'શાંત' પ્રાણાયામ કહેવાય. બાહ્ય વાયુને અંદર ખેંચીને પછી તેને પાછો ઊંચે ખેંચી હૃદયાદિમાં ધારણ કરવો તે 'ઉત્તર' પ્રાણાયામ કહેવાય. અને તેનાથી ઊલટું કરવું, એટલે કે ઊર્ધ્વ ભાગમાંથી વાયુને અધોભાગમાં લઈ જવો તે 'અધર' પ્રાણાયામ કહેવાય. [૪-૯]

'રેચક' પ્રાણાયામથી ઉદર-વ્યાધિ અને કફ દૂર થાય છે. 'પૂરક' પ્રાણાયામથી પરિપુષ્ટતા અને રોગક્ષય પ્રાપ્ત થાય છે. કુંભક પ્રાણાયામથી હૃદયકમળ ઝટ ખીલે છે, અંદરની ગ્રંથિઓ ભેદાઈ જાય છે તથા બલ અને સ્થૈર્યની વૃદ્ધિ થાય છે. 'પ્રત્યાહાર'થી બલ પ્રાપ્ત થાય છે. 'શાંત'થી કાંતિ અને દોષશાંતિ પ્રાપ્ત થાય છે. તથા 'ઉત્તર' અને 'અધર' પ્રાણાયામથી 'કુંભક'ની સ્થિરતા પ્રાપ્ત થાય છે. [૧૦ ૨]

આ બધા પ્રાણાયામાદિથી કશો પારમાર્થિક લાભ તો થતો જ નથી, પરંતુ, શારીરિક આરોગ્ય, મૃત્યુજ્ઞાન, પરશરીરપ્રવેશ વગેરે કેટલીક અન્ય બાબતો અવશ્ય સિદ્ધ થાય છે.* [૧૩ ૨૭૩]

* તેટલા પૂરતુ તેમનું પ્રયોજન સ્વીકારી આચાર્યશ્રીએ પછીથી તેની વિગતો લંબાણથી મૂળ ગ્રંથમાં આપી છે. તે માટે જુઓ પ્રકરણને અંતે ટિપ્પણ નં. ૧૭

પ્રાણાયામાદિની અપારમાર્થિકતા

પ્રાણાયામાદિ વિવિધ ઉપાયોથી પવનને જીતીને, શરીરગત નાડીપ્રચારને પોતાને આધીન કરીને, તેમજ માની પણ ન શકાય એવો પરશરીરપ્રવેશ પણ સિદ્ધ કરીને છેવટે શો ફાયદો! તેનાથી કાંઈ મોક્ષમાર્ગ સધાતો નથી જ. પ્રાણાયામથી મનઃસ્વાસ્થ્ય પ્રાપ્ત થવાને બદલે ઊલટો ક્લેશ થાય છે. કારણ કે પૂરણ, કુંભન અને રેચન વગેરે કરવામાં શરીરને ઘણું કષ્ટ પડે છે; અને તેનાથી ચિત્તવિપ્લવ થાય છે. આમ પ્રાણાયામ ઊલટો મુક્તિમાં વિઘ્નકારક છે. [૧-૫]

પ્રત્યાહાર

માટે, મનને ઇંદ્રિયો સહિત વિષયોમાંથી ખેંચી લઈ, પ્રશાંતબુદ્ધિવાળા પુરુષે ધર્મધ્યાનને અર્થે નિશ્ચલ કરવું. તેને પ્રત્યાહાર કહે છે.

ધારણા

એ પ્રમાણે વિષયોમાંથી પાછા ખેંચેલા મનને પછી નાભિ, હૃદય, નાસાગ્ર, કપાળ, ભમર, તાલુ, આંખ, મુખ, કાન, માથું એ બધાં સ્થાનોમાં નિશ્ચલ કરવું. પૂર્વના લોકોએ એ બધાં ધારણાનાં સ્થાનો વર્ણવ્યાં છે.[૧] તે બધાંમાંથી કોઈ એક સ્થાનમાં મનને નિશ્ચલ કરનાર પુરુષના અનુભવમાં યોગમાર્ગની ઘણી પ્રતીતિઓ ઉદ્‌ભવે છે. [૬-૮]

---

૧. સરખાવો યોગસૂત્ર (૩-૧) देशबन्धश्चित्तस्य धारणा। અન્ય ગ્રંથોમાં વર્ણવેલાં ધારણાનાં સ્થળો તથા તેનાથી થતી પ્રતીતિઓ વગેરે માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૮.

# પરિશિષ્ટ

મૂળમાં આપેલી આસનોની વિગતો:

પર્યંકાસન એટલે, બેઉ જંઘાના અધોભાગ પગની ઉપર મૂકવા; અને બંને હાથ નાભિ આગળ છતા દક્ષિણોત્તર રાખવા તે. મહાવીર ભગવાનને નિર્વાણકાળે આ આસન હતુ. 'પાતંજલો' 'जानु-प्रसारितबाहोः शयनं पर्यंकः' એવી વ્યાખ્યા આપે છે, એમ ટીકામા જણાવ્યુ છે.

વીરાસન એટલે, ડાબો પગ જમણા સાથળ ઉપર અને ડાબા સાથળ ઉપર જમણો પગ મૂકવો તે. હાથ પર્યંકાસન જેવા રાખવા. આને જ કેટલાક પદ્માસન કહે છે. [૧૨૬]

વજ્રાસન એટલે, વીરાસન કર્યા પછી હાથને પીઠ પાછળ લઈ જઈ, ડાબા પગના અંગુઠાને ડાબા હાથથી અને જમણા પગના અંગુઠાને જમણા હાથથી પકડવો તે. [૧૨૭] આને કેટલાક વેતાલાસન કહે છે. હઠયોગપ્રદીપિકામા [૧-૩૭] સિદ્ધાસનને જ કેટલાક વજ્રાસન કહે છે એમ જણાવ્યુ છે. ઘેરંડ-સંહિતામા [૨-૧૨] એમ જણાવ્યું છે કે, પહેલા ઢીંચણ ઉપર ઊભા રહી, પાછળ બને પગનાં તળિયાં સાથે લાવી પછી તે બંનેની વચ્ચે ગુદા રહે તે રીતે બેસવું તે વજ્રાસન.

કેટલાક વીરાસનને આ પ્રમાણે વર્ણવે છે: સિંહાસન ઉપર બેસીને પગ નીચે ટેકવ્યા હોય એ રીતે સિંહાસન વિના અધ્ધર ઊભા રહેવું તે વીરાસન. [૧૨૮] "એક પગે ઊભા રહી બીજો પગ ઢીંચણથી વાળી ઊંચો રાખવો તે વીરાસન — એમ 'પાતંજલો' કહે છે."— એવું ટીકામાં આચાર્યશ્રીએ જણાવ્યું છે. હઠયોગપ્રદીપિકામાં, એક પગને બીજા પગના સાથળ ઉપર અને બીજા પગને સામા પગના સાથળ નીચે રાખવો તે વીરાસન એમ કહ્યુ છે [૧-૨૧]. ઘેરંડસંહિતામા [૨-૧૭] જણાવ્યું

છે કે, જમણો પગ ડાબા સાથળ ઉપર મૂકી, ડાબો પગ પાછની તરફ વાળીને બેસવું તે વીરાસન.

પદ્માસન એટલે, જાંઘના મધ્ય ભાગમાં બીજી જાંઘનો મેળાપ કરવો તે. [૧૨૯] ઉપર જેને વજ્રાસન કહ્યું છે, તેને જ સામાન્ય રીતે અન્ય ગ્રંથોમાં પદ્માસન કહેવામાં આવે છે

ભદ્રાસન એટલે, પગના બે તળિયાં વૃષણ આગળ એકઠાં કરી તેમના ઉપર બેસવું, તથા હાથ આગળ ભરાવી પગ ઉપર રાખવા તે [૧૩૦] હાથ પીઠ પાછળ લઈ જઈ, ડાબા હાથે જમણા પગનો અંગુઠો પકડવો અને જમણા હાથે ડાબા પગનો અંગુઠો પકડવો એવી બીજી રીત પણ છે [ઘેરંડ સં૦]

દંડાસન આંગળીઓ જોડેલી રાખી તથા ઘૂંટીઓ જોડેલી રાખી, બંને સાથળ જમીનને ચોટે તે રીતે પગ લાંબા કરીને બેસવું તે દંડાસન [૧૩૧] કેટલાક હાર પગને એકમીજાની પાસે રાખી, સીધા લાકડાની પેઠે ચત્તા સૂઈ રહેવું, તેને દંડાસન કહે છે

ઉત્કટિકાસન એટલે, પાની અને કુલા જમીનને અડકે તેમ બેસવું તે તે આસનમાં મહાવીરને કેવલજ્ઞાન થયું હતું [૧૩૨] ઘેરંડસંહિતામાં (૨ ૨૭) અંગુઠા જમીનને અડકે, પણ પાની ઊંચી રહે તેવી રીતે, તથા પાનીઓ ઉપર ગુદા મૂકીને બેસવું તેને 'ઉત્કટાસન' કહ્યુ છે

ગોદોહિકાસન એટલે, ઉત્કટિકાસનમાં પાની જમીનને ન અડે તે રીતે—ગાય દોહવા બેસે છે તેમ—બેસવું તે [૧૩૩]

કાયોત્સર્ગ એટલે, બંને ભુજાઓને નીચી લટકતી રાખી, કાયાની અપેક્ષા રાખ્યા વિના, તેમજ સ્થાન, ધ્યાન અને મૌન એ ક્રિયાઓ વિના બીજી શરીરની બધી ક્રિયાઓનો ત્યાગ કરી બેસવું કે ઊભા રહેવું તે

## ૮

## ધ્યાન—૨

**ધ્યાનના અધિકારી**

ધ્યાન કરવા ઇચ્છનારાએ ધ્યાતા ધ્યેય અને ધ્યાનનુ ફળ, એ બાબતોનુ જ્ઞાન મેળવવુ જોઈએ કારણ કે, સપૂર્ણ સામગ્રી પ્રાપ્ત કર્યા વિના કદી કાર્યો સિદ્ધ થતા નથી પ્રાણનો નાશ થવાનો પ્રસગ આવે તો પણ જે સયમમાથી ચ્યુત થતો નથી, પારકાને જે પોતા જેવો ગણે છે, જે પોતાના સ્વરૂપમાથી કદી ચ્યુત થતો નથી, ઠડી, ગરમી, પવન વગેરે વડે જે નમતો નથી, અમર કરનાર યોગામૃતરસાયણ પીવાની જેને તીવ્ર ઇચ્છા છે, રાગાદિ જેના ઉપર ચડી વાગતા નથી, ક્રોધાદિથી જેનુ ચિત્ત દૂષિત નથી, જેને પોતાનુ મન આત્મામા જ લીન કરવાની ઇચ્છા છે અને તેથી જે અન્ય કર્મોમા લેપાતો નથી, કામભોગોમાથી જે વિરક્ત થયો છે, પોતાના શરીર વિષે પણ જે નિઃસ્પૃહ છે, વૈરાગ્યરૂપી સરોવરમા જે ડૂબેલો છે, સર્વત્ર જેને

સમભાવ છે, રાજા–રંક તમામનું જે કલ્યાણ જ ઇચ્છે છે, અખૂટ દયાનો જે ભંડાર છે, સંસારસુખથી જે પરાઙ્મુખ થયેલો છે, સુમેરુ જેવો જે નિષ્કંપ છે, ચંદ્ર જેવો જે આનંદદાયક છે, પવન જેવો જે નિઃસંગ છે, એવો બુદ્ધિમાન પુરુષ ધ્યાનનો અધિકારી — ધ્યાતા — કહેવાય છે. [૧-૭]

શરીરસ્થ ધ્યેય

ધ્યેય એટલે ધ્યાનનું આલંબન. તેને વિદ્વાનોએ ચાર પ્રકારનું જણાવ્યું છે: શરીરસ્થ, પદસ્થ, રૂપસ્થ અને રૂપાતીત. 'શરીરસ્થ' એટલે કે શરીરગત ધ્યેયનો દાખલો નીચે પ્રમાણે છે: શારીરિક સાત ધાતુ વિનાના, પૂર્ણ ચંદ્ર જેવી નિર્મળ કાંતિવાળા, તથા સર્વજ્ઞ ભગવાન જેવા શુદ્ધ આત્માનું શુદ્ધ બુદ્ધિથી ચિંતન કરવું. તે આત્મા જાણે પોતાના શરીરની મધ્યમાં પુરુષની આકૃતિવાળો[1] થઈ સિંહાસન ઉપર આરૂઢ થયો છે; તે તેના 'અતિશયો' એટલે કે વિભૂતિઓથી શોભી રહ્યો છે, તેનાં સમસ્ત કર્મ નાશ પામી ગયાં છે, તથા તે કલ્યાણકારી મહિમાથી યુક્ત છે, એમ ચિંતવવું. આ ધ્યાનનો અભ્યાસ કરનારો યોગી કલ્યાણસુખ પ્રાપ્ત કરે છે. આ તથા તેવાં બીજાં શરીરગત ધ્યેયો[2]નો અવિરત અભ્યાસ કરનાર યોગીના

૧. 'नराकार' પાઠ પ્રમાણે. બીજો 'निराकार' પાઠ પણ છે. પરંતુ નિરાકાર આત્માને સિંહાસન ઉપર બેઠેલો કલ્પવો એમ કહેવા કરતાં ઉપર લીધેલો પાઠ સુસંગત લાગે છે.

૨. મૂળમાં આપેલા બીજા દાખલાઓ તેમજ અન્ય યોગ-ગ્રંથોમાં આપેલા દાખલાઓ માટે જુઓ પુસ્તકને અંતે ટિપ્પણ નં. ૧૯.

શરીર ઉપર મેલી વિદ્યાઓ, મંત્રો કે મંડળોની શક્તિઓ ચાલતી નથી; શાકિણીઓ, ક્ષુદ્ર યોગિનીઓ, કે માંસભક્ષી પિશાચો તેનું તેજ સહન ન કરવાથી તત્ક્ષણ ત્રાસ પામી તેની આગળથી દૂર ભાગી જાય છે; તથા હણવાની ઇચ્છાથી નજીક આવતા ગાંડા હાથીઓ, સિંહો, શરભો અને સાપો પણ દૂરથી જ સ્તંભિત થઈ જાય છે. [૨૩-૮]

પદસ્થ ધ્યેય અમુક પદો અથવા અક્ષરોનું જપપૂર્વક ધ્યાન, 'પદસ્થધ્યેય'નું ધ્યાન કહેવાય છે. તેનો દાખલો આ પ્રમાણે છે: અર્હતભગવાન, સિદ્ધો[1], આચાર્યો, ઉપાધ્યાયો અને સાધુઓ એ પાંચ વર્ગો, 'પંચ પરમેષ્ટી' એટલે કે પાંચ પરમ આત્માઓ ગણાય છે. તેમને નમસ્કાર કરવાનો જે મંત્ર છે, કે "અર્હતભગવાનોને નમસ્કાર, સિદ્ધોને નમસ્કાર, ઉપાધ્યાયોને નમસ્કાર તથા સર્વ સાધુઓને નમસ્કાર; આ પાંચ નમસ્કારવાળો મંત્ર સર્વ પાપનો નાશ કરનાર છે, તથા સર્વ મંગળોમાં પ્રથમ મંગળ છે."— તે મંત્ર લઈ, એક આઠ પાંખડીનું કમળ ચિંતવવું. તેના બીજકોશમાં 'नमो अरिहंताणं' એ પદ ચિંતવવું; પૂર્વાદિ ચાર દિશાની ચાર પાંખડીમાં 'नमो सिद्धाण' 'नमो आयरियाणं', 'नमो उवज्झायाण' તથા 'नमो लोए सव्वसाहूण' એ ચાર પદો ચિંતવવાં; તથા ચાર દિશાઓ વચ્ચેના અગ્નિ વગેરે ખૂણાઓમાં 'एसो पंच नमुक्कारो', 'सव्वपावप्पणासणो', 'मंगलाणं च सव्वेसिं' पढमं हवइ मंगल'

---

૧. સિદ્ધ એટલે કે મુક્ત થયેલો આત્મા.

એ પદો ચિંતવવા મન-વચન-કાયાની શુદ્ધિપૂર્વક ૧૦૮ વાર જે મુનિ આ પ્રમાણે તેનું ધ્યાન કરે, તો આહાર કરવા છતાં તેને ચાર ટંક ઉપવાસ કર્યાનું ફળ મળે આ મંત્રની આરાધના કરનારા યોગીઓ પરમ મોક્ષલક્ષ્મી પ્રાપ્ત કરીને ત્રિલોકમાં પણ પૂજાય છે હજારો પાપ કરીને, તેમજ સેંકડો જંતુઓ મારીને પણ આ મંત્રની આરાધનાથી જાનવરોય સ્વર્ગલોક પામ્યા છે

પંચપરમેષ્ઠીના નમસ્કારમંત્રમાંથી 'अरिहंत सिद्ध आयरिय उवज्झाय साहु' એ સોળ અક્ષરો ૨૦૦ વાર જપવાથી પણ ચાર ટંકના ઉપવાસનું ફળ પ્રાપ્ત થાય છે તેમાંથી 'अरिहंतसिद्ध' એ છ અક્ષર ત્રણસો વાર જપવાથી, કે 'अरिहंत' એ ચાર અક્ષર ચારસો વાર જપવાથી કે 'असिआउसा' એ પાંચ અક્ષર પાંચસો વાર જપવાથી પણ એ જ ફળ મળે છે આ પંચપરમેષ્ઠીમંત્ર અતિપવિત્ર છે તથા ત્રણે જગતને પાવન કરનાર છે તેના જપ-ચિંતનથી ઉપર જે ઉપવાસનું ફળ બતાવ્યું, તે તો જીવોને તેના જપમાં પ્રવૃત્તિ કરાવવા અર્થે જ બતાવ્યું છે, બાકી, વાસ્તવિક રીતે તેનું ફળ સ્વર્ગ અને મોક્ષ છે * [પ્ર ૮,૩૩ ૪૧]

રૂપસ્થ ધ્યેય અર્હંત ભગવાનના રૂપને અવલંબીને કરેલું ધ્યાન 'રૂપસ્થ ધ્યેય'નું ધ્યાન કહેવાય છે તે જેમકે, જેને મોક્ષશ્રી પ્રાપ્ત થયેલી છે, જેના

* મૂળમાં આપેલા અન્ય દાખલાઓ વગેરે માટે જુઓ ટિ૦ ૧૯

અખિલ કર્મો નાશ પામ્યાં છે, જેને ચાર મુખ[1] છે, જે સમસ્ત ભુવનોને અભયદાન દેનારા છે, ચંદ્રમંડળ જેવી કાંતિવાળાં જેને ત્રણ છત્ર છે, પોતાના સ્ફુરતા તેજના વિસ્તારથી જેણે સૂર્યને ઝાંખો કરી દીધો છે, જેની સામ્રાજ્ય-સંપત્તિનો ઘોષ દિવ્ય દુંદુભિઓ વડે થઈ રહ્યો છે, ગુંજારવ કરતા ભમરાઓથી મુખર બનેલા અશોક વૃક્ષ નીચે સિંહાસન ઉપર જે બેઠેલા છે, જેમને ચામર ઢોળાઈ રહ્યાં છે, સુરાસુરના મુકુટમણિઓથી જેમના પગના નખ પ્રતિબિંબિત થઈ રહ્યા છે, દિવ્ય પુષ્પોના સમૂહોથી જેમની સભાની જમીન ઢંકાઈ ગઈ છે, જેમના મધુર અવાજનું પાન મૃગકુલો ઊંચે કંઠે કરી રહ્યાં છે, જેમની સમીપમાં હાથી સિંહ વગેરે પ્રાણીઓ પોતાનું સહજ વૈર ભૂલીને ઊભાં છે, જેમની આસપાસ દેવ મનુષ્ય અને તિર્યંચોનો મેળો જામ્યો છે, જેમનામાં સર્વ 'અતિશયો' એટલે કે વિભૂતિઓ[2] મોજૂદ છે, તથા જે કેવળજ્ઞાનથી પ્રકાશિત છે. [૧-૭]

એ જ પ્રમાણે જિનેન્દ્રની પ્રતિમાના રૂપનું ધ્યાન કરનારો પણ રૂપસ્થ ધ્યાન કરનારો કહેવાય. તે જેમકે: રાગદ્વેષ, મહામોહ વગેરે વિકારોથી અકલંકિત, શાંત, કાંત, મનોહર, સર્વ લક્ષણોયુક્ત, અન્ય તીર્થિકોને ભાન પણ નથી. એવી

---

૧. ઉપદેશ આપતી વખતે ચારે બાજુના જીવો સાંભળી શકે તે માટે દેવો તેવો દેખાવ કરે છે.

૨. તીર્થંકરને અમુક ૨૪ ખાસ વિભૂતિઓ પ્રાપ્ત થાય છે. તે માટે જુઓ આગળ પ્રકરણ ૯, પા. ૧૩૦.

યોગમુદ્રાની શોભાયુક્ત, તથા જેની આંખોમાંથી અદ્ભુત તેમજ વિપુલ આનંદપ્રવાહ વરસી રહ્યો છે વગેરે. [૮-૧૦]

અભ્યાસયોગ વડે પોતાના તે ધ્યેય સાથે તન્મયતા પામેલો યોગી પોતાના આત્માને સર્વજ્ઞરૂપ બનેલો જુએ છે; તથા આ સર્વજ્ઞ ભગવાન હું પોતે જ છું એમ જાણે છે. એવી તન્મયતાને પામેલો યોગી 'સર્વને જાણનાર' કહેવાય છે. કારણ કે, વીતરાગ પ્રભુનું ધ્યાન કરનારો વીતરાગ થઈને મુક્ત થાય છે. તે જ પ્રમાણે રાગવાનનુ ધ્યાન કરનારો તત્ક્ષણ રાગવાન બને છે. વિશ્વરૂપ મણિ જે જે પદાર્થની સાથે યોગ પામે છે, તે તે રૂપ બની જાય છે, તેમ ધ્યાન કરનારો પણ જે જે ભાવનુ ધ્યાન કરે છે, તે તે ભાવ સાથે તન્મય બની જાય છે.* [૧૧-૪]

યોગીએ અસદ્ધ્યાનો કૌતુકથી પણ ન સેવવાં; કારણ કે, તેમને પરિણામે સ્વનાશ જ થાય છે. મોક્ષનુ જ અવલંબન લેનારાને બધી સિદ્ધિઓ સ્વયં સિદ્ધ થાય છે; જ્યારે અન્ય પદાર્થો પ્રાપ્ત કરવા ઇચ્છનારને સિદ્ધિ પ્રાપ્ત થવી પણ

---

* સરખાવો યોગસૂત્ર (૧-૪૧): क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनता समापत्तिः ॥

'જેમ શુદ્ધ થયેલો સ્ફટિકમણિ તે તે ઉપાધિના સાન્નિધ્યથી તે તે ઉપાધિના રૂપને પામે છે, તેમ, ધ્યેયાતિરિક્ત સકલ વૃત્તિ જેની નિરુદ્ધ થઈ ગઈ છે, એવું શુદ્ધ ચિત્ત . . . સકલ આલંબન વિષે પૂર્ણ એકાગ્ર થવાથી, તે તે આલંબનના આકારને પામવારૂપ તદંજનતા પામે છે.'

સંશયગ્રસ્ત છે, અને પુરુષાર્થમાંથી ભ્રષ્ટ થવાપણું તો નિશ્ચિત જ છે. [૧૫-૬]

રૂપાતીત ધ્યેય — અમૂર્ત, ચિદાનંદસ્વરૂપ, નિરંજન, અને સિદ્ધ એવા પરમાત્મારૂપી ધ્યેય તે રૂપાતીત ધ્યેય છે. એવા અરૂપી પરમાત્માનું સતત ધ્યાન કરનાર યોગી ગ્રાહ્ય-ગ્રાહક ભાવથી રહિત એવું તન્મયત્વ પ્રાપ્ત કરે છે. તેનુ અનન્યભાવે શરણ લેનારો તેમાં જ લીન થાય છે; અને ધ્યાતા–ધ્યાન એ બંનેનો અભાવ થતાં ધ્યેય સાથે જ એકરૂપ બની જાય છે. આવો જે સમરસ ભાવ તેનું નામ જ આત્મા અને પરમાત્માનુ એકીકરણ છે, કારણ કે, તે વખતે આત્મા જરા પણ પૃથક્ત્વ વિના પરમાત્મામાં લીન થાય છે. [૧-૪]

આ પ્રમાણે શરીરગત વગેરે સ્થૂલ ધ્યેયો વડે શરૂઆત કરી, અંતે નિરાલંબ ધ્યાન પ્રાપ્ત કરવુ. સ્થૂલ ધ્યેયોમાંથી સૂક્ષ્મ ઉપર આવવું; અને આલંબયુક્ત ધ્યેયો વડે નિરાલંબ તત્ત્વ ઉપર આવવુ. આ પ્રમાણે ચાર પ્રકારના ધ્યાનામૃતમાં મગ્ન થયેલું મુનિનું મન જગતના તત્ત્વનો સાક્ષાત્કાર કરી, શુદ્ધ આત્મસ્વરૂપ પ્રાપ્ત કરે છે. [૫-૬]

ધ્યાનના અન્ય પ્રકાર — ઉપર જણાવેલ ધ્યેયના ચાર પ્રકાર અનુસાર ધ્યાનના જે ચાર પ્રકાર જણાવ્યા, તેને બદલે બીજી રીતે ચાર પ્રકારનાં ધ્યેય સ્વીકારી, ધ્યાનના બીજા પણ ચાર પ્રકાર જણાવાય છે. તેમાં અમુક સ્થૂલ કે સૂક્ષ્મ આલંબન લઈ

તેના ઉપર ચિત્ત એકાગ્ર કરવાને બદલે, અમુક ધાર્મિક વિચાર લઈ, તેનું ચિંતન કરવાનુ હોય[1] છે. તેના ચાર પ્રકારો આ પ્રમાણે છે: આજ્ઞા અપાય, વિપાક અને સંસ્થાન.

આજ્ઞાવિચય "સર્વજ્ઞ પુરુષોએ જે વચન (આજ્ઞા) કહ્યાં છે, તે બહુ સૂક્ષ્મ હોઈ, બીજાં પ્રમાણોથી બાધિત થઈ શકતા નથી. માટે સર્વજ્ઞ પુરુષોએ ઉપદેશેલ જ્ઞાન જ સ્વીકારવુ, અને તે અનુસાર જ પદાર્થોનો વિચાર કરવો," એવી ભાવનાપૂર્વક સર્વજ્ઞકથિત અર્થોનુ ચિંતન, તે આજ્ઞાવિચય[2] કહેવાય છે.

અપાયવિચય રાગ, દ્વેષ, કષાય વગેરે દોષોથી જે વિવિધ બાધાઓ ઉત્પન્ન થાય છે, તેનુ ચિંતન કરવુ, તે અપાયવિચય કહેવાય છે. એ ચિંતન કરવાથી મનુષ્ય રાગદ્વેષાદિથી થતાં ઐહિક અને પારલૌકિક દુઃખોમાંથી બચવા તત્પર થાય છે;.અને અંતે તેમનો ક્ષય કરી, બધાં પાપકર્મોમાંથી નિવૃત્ત થઈ શકે છે. [૧૦-૧]

વિપાકવિચય 'અર્હંત ભગવાનનુ જે ઐશ્વર્ય છે, તે પુણ્યકર્મોનુ ફળ છે અને નારકી જીવોનાં જે દુઃખ છે, તે તેમનાં પાપકર્મોનુ ફળ છે', એ

૧. આવા ધાર્મિક ચિંતનને ધ્યાન કહેવાનું કારણ એ છે કે, એ ચિંતન ચિત્તશુદ્ધિ દ્વારા વાસ્તવિક ધ્યાન કરવાની યોગ્યતા ઉત્પન્ન કરે છે.

૨. 'વિચય' એટલે ચિંતન.

પ્રમાણે કર્મનાં વિવિધ ફળોનું જે ચિંતન કરવું, તે વિપાકવિચય કહેવાય. [૧૨-૩]

સંસ્થાન-વિચય

આખા લોકનું સંસ્થાન–આકૃતિ–સ્વરૂપ વિચારવું, તે સંસ્થાનવિચય કહેવાય. જેમકે, "આ આખો અનાદિ અને અનંત લોક સ્થિતિ, ઉત્પત્તિ અને વિનાશશીલ છે." આ પ્રમાણે લોકમાં આવેલાં વિવિધ દ્રવ્યોની પરિવર્તનશીલતા જાણ્યા બાદ, મન તેમાં આસક્તિરહિત થાય છે, તથા પછી રાગાદિથી વ્યાકુલ બનતું નથી. [૧૪-૫]

ધર્મચિંતનનું ફળ

ઉપર જણાવેલા ધાર્મિક ચિંતનથી ચિત્તનો ભાવ વિશુદ્ધ થાય છે; તથા બધા કર્મજનિત વિકારો કાં તો ઉપશમ પામી જાય છે, યા તો કાંઈક દરજ્જે ક્ષીણ થાય છે, કે તદ્દન નષ્ટ પણ થાય છે. વળી, ચિત્તની મલિનતા અને શુદ્ધિની નિદર્શક જે કૃષ્ણ વગેરે છ લેશ્યાઓ*

* લેશ્યા શબ્દથી બે ભિન્ન બાબતો સમજવામા આવે છે: એક તો, વિવિધ કર્મોના સાન્નિધ્યથી આત્મામા થતો વૃત્તિઓનો ફેરફાર કે વિશિષ્ટ વૃત્તિ; અને બીજું, તે ફેરફાર કે વિશિષ્ટ વૃત્તિ ઉત્પન્ન કરનાર વિશિષ્ટ દ્રવ્ય–પદાર્થ. તે દ્રવ્યની બાબતમા ભિન્ન ભિન્ન મતો છે. કેટલાક તેને કર્મપરમાણુઓ જેવા વિશિષ્ટ પરમાણુરૂપ માને છે; કેટલાક તેને બંધમાન કર્મપ્રવાહરૂપ જ માને છે; ત્રીજા તેને સ્વતંત્ર દ્રવ્ય માને છે. વિશેષ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૩૩ ઇ૦.

ગણાય છે, તેમાથી, આવુ ધર્મચિંતન કરનારને ક્રમે ક્રમે પીત લેશ્યા, તેનાથી પણ વિશુદ્ધ પદ્મ લેશ્યા અને તેનાથી પણ વિશુદ્ધ એવી શુક્લ લેશ્યા પ્રાપ્ત થાય છે અસત વૈરાગ્યથી અભિવૃદ્ધ થયેલા ધર્મચિંતનથી દેહીઓને અતીન્દ્રિય અને સ્વસંવેદ્ય એવુ અનુપમ આત્મસુખ પણ પ્રાપ્ત થાય છે ધર્મચિંતનપૂર્વક શરીર ત્યાગનારા અનાસક્ત યોગીઓ, ગ્રૈવેયક[1] વગેરે ઉત્તમોત્તમ સ્વર્ગલોકોમા શ્રેષ્ઠ દેવોરૂપે જન્મે છે, ત્યા તેમને મહા મહિમા અને સૌભાગ્યવાળુ, શરદઋતુના ચદ્ર જેવી કાંતિવાળુ, અને માળાઓ, આભૂષણો અને વસ્ત્રોથી સુશોભિત એવુ ઉત્તમ શરીર પ્રાપ્ત થાય છે ત્યા તેઓ વિશિષ્ટ વીર્ય અને જ્ઞાનથી યુક્ત, કામાગ્નિ વગેરે જ્વરથી રહિત અતરાય વિનાનુ તથા અનુપમ એવુ દિવ્ય સુખ લાંબો કાળ ભોગવે છે ત્યા પોતાની ઇચ્છિત સર્વ વસ્તુઓ પ્રાપ્ત થાય છે, એવુ મનોહર સુખામૃત નિર્વિઘ્ને ભોગવતા તેઓ પોતાનુ આયુષ્ય ક્યારે પૂરુ થયુ તે પણ જાણતા નથી એ દિવ્ય ભોગો પૂરા થયા બાદ તેઓ સ્વર્ગમાથી ચ્યવીને પૃથ્વી ઉપર ઉત્તમ વંશમા ઉત્તમ શરીર સાથે જન્મે છે ત્યા પણ તેઓ રોજ રોજ નવા ઉત્સવોથી મનોરમ એવા વિવિધ ભોગો મનોરથ પ્રમાણે ભોગવીને, અંતે વિવેકજ્ઞાન પ્રાપ્ત કરી, તમામ ભોગોમાથી વિરક્ત થઈ, ધ્યાન વડે સર્વ કર્મોનો ક્ષય કરી, અ વ્યય પદને પામે છે [૧૬ ૨૪]

---

૧ ગ્રૈવેયક વગેરે સ્વર્ગલોકની વિશેષ વિગત માટે જુઓ આ માળાનુ 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા ૨૪

૯

# મોક્ષપ્રાપ્તિ

શુક્લધ્યાન અત્યાર સુધી સ્વર્ગ તેમજ (પરંપરાથી) મોક્ષ અપાવનારું ધર્મધ્યાન વર્ણવ્યું; હવે મોક્ષનું જ અસાધારણ કારણ એવું શુક્લધ્યાન વર્ણવવામાં આવે છે.

એ ધ્યાન પ્રથમ કોટીના[1] ઉત્તમ શારીરિક બાંધાવાળાથી, તેમજ 'પૂર્વ'[2] નામનાં શાસ્ત્રો જાણનારથી જ થઈ શકે છે. કારણ કે, અલ્પ બળવાળા તેમજ વિવિધ વિષયો વડે વ્યાકુળ બનતા ક્ષુદ્ર માણસોનું ચિત્ત કેમે કર્યું સ્વસ્થ તેમજ નિશ્ચલ થઈ શકતું નથી. માટે અલ્પસાર

૧. શરીરના બાંધા છ પ્રકારના ગણાવાય છે. વિગત માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૨૯.

૨. એ શાસ્ત્રો ઘણા જૂના વખતથી લુપ્ત થઈ ગયાં મનાય છે. જુઓ આ માળાનું 'સંયમધર્મ' પુસ્તક પા. ૭ ઇ૦.

મનુષ્યોનો શુક્લધ્યાનમાં અધિકાર નથી. આ પ્રમાણે આધુનિક યુગના લોકોનો શુક્લધ્યાનમાં અધિકાર ન હોવા છતાં, સંપ્રદાયનો વિચ્છેદ ન થઈ જાય તે માટે શાસ્ત્રાનુસાર તેનું અહીં વિવેચન કરવામાં આવે છે.[1] [૧-૪]

શુક્લ ધ્યાનના ચાર ભેદ

શુક્લ ધ્યાનના ચાર ભેદો છે. તેમાંના પ્રથમ બેનો આશ્રય એક છે. અર્થાત્ એ બંને 'પૂર્વ' ગ્રંથોના જ્ઞાનવાળા આત્મા વડે જ આરંભાય છે.[2] તે બંને ધ્યાનોનાં નામ અનુક્રમે 'નાનાત્વ-શ્રુત-વિચાર,' અને 'ઐક્ય-શ્રુત-અવિચાર' છે. 'શ્રુત' એટલે શાસ્ત્ર. કોઈ યોગી પૂર્વ નામના 'શ્રુત' શાસ્ત્ર અનુસાર કોઈ એક દ્રવ્યનું અવલંબન લઈ, ધ્યાન કરે; તથા તે દરમ્યાન તે દ્રવ્યના કોઈ એક પરિણામ, ઉપર સ્થિર ન રહેતાં, તેનાં વિવિધ પરિણામો ('નાનાત્વ') ચિત્તમાં લાવ્યા કરે; તથા કોઈ વાર દ્રવ્ય ઉપરથી પરિણામ ઉપર કે પરિણામ ઉપરથી દ્રવ્ય ઉપર આવે; કે દ્રવ્ય ઉપરથી તેના વાચક શબ્દ ઉપર, કે શબ્દ ઉપરથી દ્રવ્ય ઉપર આવે; તેમજ મન-વાણી-કાયા એ ત્રણના વ્યાપારોમાં પણ કોઈ એક ઉપર સ્થિર રહેવાને બદલે વારંવાર સંક્રમણ ('વિચાર') કર્યા કરે, તો તે 'નાનાત્વ-શ્રુત-વિચાર' નામનું પ્રથમ શુક્લ ધ્યાન થાય. પરંતુ,

---

૧. જુઓ પા. ૧૦૮ ઉપરની નોંધ.

૨. મરુદેવી વગેરે કેટલાક જીવો પૂર્વધર નથી; પરંતુ તેમને માટે એ બાબતમાં અપવાદ મનાયો છે (શ્લોક ૧૩). બાકીના જીવો જો 'પૂર્વ' ગ્રંથો ન ભણ્યા હોય, તો તેમને શુક્લધ્યાન નહિ, પણ ધર્મધ્યાન જ સંભવી શકે છે.

કોઈ યોગી 'પૂર્વ' નામના 'શ્રુત' અનુસાર કોઈ એક દ્રવ્યનું અવલંબન લઈ, તેના કોઈ એક પરિણામ ઉપર જ ('ઐક્ય') ચિત્તને નિશ્ચલ કરી, શબ્દ અને અર્થના ચિંતનનું કે મન-વાણી-કાયાની પ્રવૃત્તિઓનુ કશુ પરિવર્તન ન કરે ('અવિચાર'), તો તે 'ઐક્ય-શ્રુત-અવિચાર' નામનુ દ્વિતીય શુક્લ ધ્યાન થાય. * [૧૮]

ઉક્ત બેમાથી પહેલા ભેદપ્રધાન ધ્યાનનો અભ્યાસ પ્રથમ દૃઢ થયા પછી જ બીજા અભેદપ્રધાન ધ્યાનની યોગ્યતા પ્રાપ્ત થાય છે. જેમ આખા શરીરમાં વ્યાપેલા સર્પઆદિના ઝેરને મંત્રઆદિ ઉપાયો વડે ફક્ત ડંખની જગાએ લાવી મૂકવામા આવે છે, તેમ આખા જગતના ભિન્ન વિષયોમાં અસ્થિરપણે ભટકતા મનને ઉપર મુજબ કોઈ એક વિષય ઉપર લાવી સ્થિર કરવામાં આવે છે. એ સ્થિરતા દૃઢ થતાં, જેમ ઘણાં ઇંધણો કાઢી લેવાથી અને

---

* શુક્લ ધ્યાનના આ બે પ્રથમ ભેદો મોક્ષના કારણરૂપ નથી; જીવન દરમ્યાન તેટલે સુધી જ પ્રગતિ કરી શકનાર યોગીને 'અનુત્તર' નામનો લોક જ પ્રાપ્ત થાય છે. ટીકામા તો શંકા પણ ઉઠાવી છે કે, પ્રથમ શુક્લ ધ્યાનમા તો ધ્યેયને લગતી પણ બધા પ્રકારની અનિશ્ચલતા જ છે; તો પછી તેને 'ધ્યાન' કેમ કરીને કહેવાય ? પરંતુ તેનુ સમાધાન એ રીતે કર્યું છે કે, એ બધી અનિશ્ચલતા પણ એક જ દ્રવ્યવિષયક હોવાથી, તેને ધ્યાન કહી શકાય.

વાચકને અહીં યોગસૂત્ર (૧-૪૨ ઇ૦)માં જણાવેલી સવિતર્ક-નિર્વિતર્ક, અને સવિચાર-નિર્વિચાર સમાપત્તિની સરખામણી કરી લેવા ભલામણ છે

બચેલાં થોડાં ઈંધણાં સળગાવી દેવાથી, અગર તમામ ઈંધણો લઈ લેવાથી, અગ્નિ ઓલવાઈ જાય છે, તેમ છેવટે મન પણ તદ્દન શાંત થઈ જાય છે. અર્થાત્ તેનું ચંચલપણું દૂર થઈ તે નિષ્પ્રકંપ બની જાય છે. [૧૯-૨૦] એને પરિણામે આત્માના જ્ઞાનને આવરણ કરનારાં, દર્શનને આવરણ કરનારાં, મોહનીય અને અંતરાયક એવા સર્વ ઘાતિકર્મો[૧] વિલય પામી, સર્વજ્ઞપણું પ્રગટે છે, અને તે યોગી લોક તેમજ અલોકને ધ્યાન દરમ્યાન યથાવસ્થિતપણે જોઈ શકે છે.[૨] [૨૧ ૩] પછી જ્યારે તે સર્વજ્ઞ ભગવાન નિર્વાણ પામવાને સમયે મન વાણી-કાયાના બધા સ્થૂલ યોગોનો નિરોધ કરી, માત્ર શ્વાસોચ્છ્વાસ જેવી 'સૂક્ષ્મ ક્રિયા'ઓને જ બાકી રહેવા દે છે, ત્યારે તે તૃતીય શુક્લધ્યાન કહેવાય છે, અને તેમાથી પતન થવાનો સંભવ ન હોવાથી તે 'સૂક્ષ્મક્રિયા–અપ્રતિપાતી' કહેવાય છે. [૮]

પછી જ્યારે શરીરની શ્વાસ–પ્રશ્વાસ જેવી સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જાય, અને તે યોગી શૈલની પેઠે અકંપનીય બને ('શૈલેશીગત'), ત્યારે તે 'ઉત્પન્નક્રિયા–

---

૧. તેઓ આત્માના જ્ઞાનાદિ ગુણોનો સીધો ઘાત કરે છે, માટે ઘાતિકર્મો કહેવાય છે.

૨. સરખાવો યોગસૂત્ર ૧-૪૭, ૧-૪૮ વગેરે સૂત્રો. ત્યાં પણ જણાવ્યું છે કે નિર્વિચાર સમાધિના અભ્યાસથી ચિત્તનો દૃઢ સ્થિતિપ્રવાહ થાય છે, ત્યારે બુદ્ધિસત્ત્વ અત્યંત શુદ્ધ થઈ, પુરુષ — આત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે, તથા પદાર્થોને યથાવસ્થિતપણે જાણનારી 'ઋતંભરાપ્રજ્ઞા' પ્રાપ્ત થાય છે. પરંતુ યશોવિજયજી (યોગસૂત્રવૃત્તિ ૧-૪૯) તે પ્રજ્ઞાને કેવલ-જ્ઞાનરૂપ નથી માનતા

અપ્રતિપાતી ' નામનું ચોથું ધ્યાન કહેવાય છે. તે સ્થિતિમાંથી પણ પાછું જવાપણું હોતું નથી. [૯] આ ચતુર્થ ધ્યાનને પ્રભાવે સર્વ આસ્રવ અને બંધનો નિરોધ થઈ તથા શેષ સર્વ કર્મ ક્ષીણ થઈ, મોક્ષ પ્રાપ્ત થાય છે: ત્રીજા અને ચોથા શુક્લધ્યાનમાં કોઈ પણ પ્રકારનું આલંબન નથી હોતું, તેથી તે બંને અનાલંબન પણ કહેવાય છે. [૧૪]

પહેલા શુક્લધ્યાન વખતે મન–વાણી–કાયાના ત્રણ વ્યાપારોમાંથી મન વગેરેનો એક અથવા ત્રણે પણ સંભવે છે, બીજા શુક્લધ્યાન વખતે તે ત્રણમાંથી ગમે તે એક વ્યાપાર હોય છે. ત્રીજા વખતે સૂક્ષ્મ કાયવ્યાપાર જ હોય છે. અને ચોથા વખતે તો સ્થૂલ કે સૂક્ષ્મ કોઈ વ્યાપાર નથી હોતો. [૧૦]

**તીર્થંકરની વિભૂતિઓ**

બીજા ધ્યાનને પરિણામે કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી તીર્થંકર થનાર જીવને જે વિભૂતિ પ્રાપ્ત થાય છે, તે હવે વર્ણવવામાં આવે છે. તે સર્વજ્ઞ, અને સર્વદર્શી દેવ આખી પૃથ્વીમાં સુર, અસુર, મનુષ્ય અને સર્પાદિક વડે નમસ્કાર કરાતો વિહરે છે. તે પોતાની વાણીરૂપી ચંદ્રિકાવડે મોક્ષનાં અધિકારી પ્રાણીઓરૂપી કુમુદોને વિકસાવે છે; અને બાહ્ય તેમજ આંતર* મિથ્યાત્વને ક્ષણમાત્રમાં દૂર કરે છે. તેનું

* મૂળમા 'દ્રવ્યગત મિથ્યાત્વ', અને 'ભાવગત મિથ્યાત્વ' એમ છે. મિથ્યાત્વરૂપી ભૌતિકકર્મ એ દ્રવ્યગત મિથ્યાત્વ; અને તેનાથી આત્મામા થતો વિપરીત ભાવ એ ભાવગત મિથ્યાત્વ.

નામ લેવા માત્રથી મુમુક્ષુ જીવોનું અનાદિ સંસારનું દુઃખ તત્કાળ નષ્ટ થઈ જાય છે. તેની ઉપાસના કરવા આવેલા શતકોટી સુરો નરો વગેરે તેના પ્રભાવથી એક યોજન જેટલા ક્ષેત્રમાં સમાઈ શકે છે. દેવો, મનુષ્યો, પશુપંખીઓ તેમ જ બીજાં પણ પ્રાણીઓ તેના ધર્મોપદેશને પોતપોતાની ભાષામાં સમજી શકે છે. ચંદ્રના ઉદયથી જેમ પૃથ્વીની ગરમી ચારેબાજુથી શાંત થઈ જાય, તેમ તેની આજુબાજુ સો યોજન સુધીમાં ઉગ્ર રોગો પણ શાંત થઈ જાય છે. સૂર્યના સાન્નિધ્યમાં જેમ અંધારું ન સંભવે, તેમ તે જ્યાં વિહરતો હોય છે ત્યાં મહામારી, દુષ્કાળ, અતિવૃષ્ટિ, અનાવૃષ્ટિ, કલહ અને વેર સંભવતાં નથી. તેના શરીરની આસપાસ સૂર્યમંડળ જેવું તેજોમંડળ બધી દિશાઓને પ્રકાશતુ પ્રગટ થાય છે. તે જ્યાં જ્યાં પગ મૂકે છે, ત્યાં ત્યાં ભક્તિમાન દેવો ખિલેલાં કમળ મરકાવતા જાય છે; પવન અનુકૂળ વાવા લાગે છે; પક્ષીઓ તેની પ્રદક્ષિણા કરે છે; વૃક્ષો નીચાં નમે છે, અને કાંટાઓ અધોમુખ થઈ જાય છે. તે જ્યારે ધર્મોપદેશ આપે છે, ત્યારે તેની ઉપર લાલાશયુક્ત પલ્લવોવાળો, તેમજ ખિલેલાં પુષ્પોની સુગંધીવાળો તથા ભ્રમરાઓના ગુંજન વડે જાણે સ્તુતિ કરતો હોય તેવો અશોકવૃક્ષ છાઈ રહે છે. છયે ઋતુઓ જાણે કામદેવને કરેલી મદદને કારણે પ્રાયશ્ચિત્ત લેવા આવી હોય તેમ તેની એકસાથે સેવા કરે છે. મોક્ષમાર્ગનુ આગમન પોકારતો હોય તેમ દુન્દુભિનાદ તેની આગળ ને આગળ ઊંચે અવાજે આકાશમાં ગડગડયા કરે છે. [૨૪-૩૬]

પાંચેય ઇંદ્રિયોના વિષયો તેના સાન્નિધ્યમાં વધુ મનોહરતા પ્રાપ્ત કરે છે. કારણ કે, મહાપુરુષના સાન્નિધ્યમાં કોણ

ગુણોત્કર્ષ નથી પામતુ ? તેના નખ અને રોમ વધવા ઇચ્છતા હોવા છતા વધતા નથી; જાણે કે એકડો ભવોથી સચિત થયેલા કર્મોનો તેણે કરેલો છેદ જોઈને બીન્યા ન હોય ! દેવો સુગધી જળની વૃષ્ટિ દ્વારા તેની નજીકની ધૂળ બેસાડી દે છે, તેમ જ ખિલેલા પુષ્પોની વૃષ્ટિ દ્વારા પૃથ્વીને સુગધી કરી મૂકે છે દેવરાજો ભક્તિપૂર્વક તેના ઉપર ત્રણ છત્રો ધારણ કરે છે, તે જાણે ગગાના ત્રણ પ્રવાહોને જ મડળાકાર કરી ધારણ કર્યા ન હોય તેમ શોભે છે ! 'આ એક જ અમારો પ્રભુ છે', એવુ જણાવવા આગળી ઊચી કરી હોય તે પ્રમાણે ઇંદ્રે ઊચકેલા ઊચા રત્નધ્વજ તેની આગળ શોભે છે શરદ ઋતુના ચદ્ર જેવા સુદર ચામરો તેને ઢોળવામા આવે છે, તે જાણે તેના મુખારવિંદ તરફ રાજહસો ધસતા ન હોય, તેવા દેખાય છે તે જ્યારે ધર્મોપદેશ કરે છે, ત્યારે તેની આસપાસ ત્રણ ઊચા કિલ્લાઓ વીટાઈ રહે છે, તે જાણે તેના જ્ઞાન દર્શન અને ચારિત્ર મૂર્તિમત ન થયા હોય તેવા દેખાય છે તે જ્યારે ધર્મોપદેશ કરે છે, ત્યારે ચારે દિશાઓના પ્રાણીઓને એકી વખતે અનુગ્રહ કરવાની ઇચ્છાથી ન હોય તેમ તેને ચાર શરીર અને ચાર મુખ પ્રાપ્ત થાય છે જેના ચરણકમળને સુરાસુર વગેરે નમસ્કાર કરે છે એવો તે ભગવાન, ઉપદેશ આપતી વખતે ઉદયાચળના શિખર ઉપર સૂર્યભગવાન આરૂઢ થાય તેમ સિંહાસન ઉપર આરૂઢ થાય છે તેજના પુજથી તમામ દિશાઓને ઉજાળતુ, તેમજ તેના ત્રિલોકના ચક્રવર્તીપણાને જાહેર કરતુ એક ચક્ર તેની આગળ રહે છે તે વખતે તેની સભામા ઓછામા

ઓંશી કરોડ જેટલા ભુવનપતિ, વિમાનપતિ, જ્યોતિ:પતિ અને વાનવ્યંતર એમ ચારે વર્ગના દેવો* હોય છે.

આ બધી વિભૂતિઓ તો જે તીર્થંકર થવાના હોય છે તેવા યોગીઓને જ પ્રાપ્ત થાય છે. પરંતુ, જે યોગીઓએ તીર્થંકર થવાનું કર્મ નથી બાંધ્યુ હોતું, તેવા યોગીઓ તો યોગબળથી કેવળજ્ઞાન પ્રાપ્ત કરી, આયુષ્ય દરમ્યાન સમગ્ર પૃથ્વીને સદુપદેશ આપતા વિહરે છે. [૩૭-૪૮]

કેવલી-સમુદ્ઘાત

આ પ્રમાણે કેવલજ્ઞાન અને કેવલદર્શન પ્રાપ્ત થયા બાદ, જ્યારે આયુષ્ય એક મુહૂર્તથી પણ ઓછુ રહે, ત્યારે યોગીએ તૃતીય શુક્લધ્યાન જલદી આરંભવુ જોઈએ. તેમાં એટલો વિશેષ છે કે, પોતાના આયુષ્યકર્મની જેટલી સ્થિતિ હોય, તેટલી જ વેદનીય વગેરે કર્મની સ્થિતિ હોય, તો જ ત્રીજું ધ્યાન આરંભવું. પરતુ આયુષ્યકર્મની સ્થિતિથી વેદનીય વગેરે કર્મની સ્થિતિ વિશેષ હોય, તો તેને સરખી કરી મૂકવા માટે તે પ્રથમ 'સમુદ્ઘાત' કરે. સમુદ્ઘાત એટલે પ્રબળતાથી જીવપ્રદેશોને શરીરની બહાર કાઢવા તે. તેનો વિધિ આ પ્રમાણે છે: પ્રથમ સમયે જીવપ્રદેશોને બહાર કાઢીને તેમનો પોતાના શરીર જેટલો પહોળો અને ઉપર તથા નીચે લોકના અંત સુધી લાંબો એવો દંડ બનાવે. પછી બીજી ક્ષણે તે જ દંડને પૂર્વ પશ્ચિમ તરફ ફેલાવી

---

* દેવોના એ ચાર વર્ગોના વર્ણન માટે જુઓ, આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૨૬૧.

લોકના છેડા સુધી જતા કમાડ જેવો કરે. ત્રીજી ક્ષણે તે જ કમાડને (વચ્ચેથી) દક્ષિણ તથા ઉત્તર તરફ ફેલાવીને વલોણાનાં પાંખડાં જેવું કરે. ચોથે સમયે બાકીના ખાલી ભાગોને પૂરી, આખા લોકને વ્યાપી લે. આમ ચાર ક્ષણની અંદર આખો લોક પૂરી લઈને બીજાં કર્મોને આયુષ્યકર્મ જેટલાં જ કરી નાખી, ધ્યાની ઉપર જણાવેલ ક્રિલટે ક્રમે પાછો પહેલો હતો તેવો થઈ જાય.* [૪૯-૫૨]

મોક્ષપ્રાપ્તિ ત્યારબાદ, જેનું પરાક્રમ અચિંત્ય છે તેવો એ યોગી સ્થૂલ કાયયોગને આશરે રહી, વાણી અને મનના સ્થૂલ વ્યાપારોનો નિરોધ કરે; પછી સૂક્ષ્મ કાયયોગને આશરે રહી, સ્થૂલ કાયવ્યાપારનો નિરોધ કરે. જ્યાં સુધી સ્થૂલ કાયવ્યાપારનો નિરોધ ન થાય, ત્યાં સુધી સૂક્ષ્મ કાયવ્યાપારનો પણ નિરોધ ન થઈ શકે. પછી સૂક્ષ્મ કાયવ્યાપારને આશરે રહીને, તે વાણી અને મનના સૂક્ષ્મ વ્યાપારોનો પણ નિરોધ કરે. આટલું કર્યા બાદ તે સૂક્ષ્મ ક્રિયાવાળું તૃતીય ધ્યાન આરંભી, સૂક્ષ્મ કાયવ્યાપારનો પણ નિરોધ કરે. ત્યાર બાદ જેમાં સૂક્ષ્મ ક્રિયાનો પણ સદંતર વિચ્છેદ થયો હોય છે, તેવું ચોથું શુક્લધ્યાન આરંભે. તેને અંતે તેનાં બાકીનાં આયુષ

* સરખાવો યોગસૂત્ર (૪-૪) માં જણાવેલ 'નિર્માણચિત્તો' વાળાં અનેક શરીરો પેદા કરી, એક સાથે કર્મો ભોગવી નાખવાનો સિદ્ધાંત.

વગેરે ચાર અઘાતી કર્મો[1] પણ ક્ષય પામે છે. અ, ઇ, ઉ, ઋ અને લૃ એ પાંચ હ્રસ્વ સ્વરો બોલતાં જેટલો વખત લાગે, તેટલો વખત મેરુપર્વત જેવી નિશ્ચલ દશા (શૈલેશી) પામીને તે એ ચારે કર્મોનો એક સાથે ક્ષય કરે છે. ત્યાર બાદ, સંસારના મૂલભૂત સાધનરૂપ ઔદારિક, તૈજસ, અને કાર્મણ એ ત્રણ શરીરોનો[2] ત્યાગ કરી, તે સીધી લીટીમાં એક સમયમાં જ લોકની ટોચે જઈ પહોંચે છે. ત્યાંથી ઉપર ગતિને સહાયક તત્ત્વ[3] ન હોવાથી તે આગળ જઈ શકતો નથી; તેમજ કાંઈ (કર્મોરૂપી) ભાર ન હોવાથી તે નીચે પણ જતો નથી. શરીરાદિ વ્યાપાર ન હોવાથી તેમજ બીજાનો ધક્કો પણ ન હોવાથી તે તિરછો પણ જતો નથી.

---

૧. વેદનીય, આયુષ, નામ અને ગોત્ર એ ચાર કર્મો આત્માના જ્ઞાનાદિ ગુણોનો સીધો ઘાત ન કરતાં હોવાથી અઘાતી કર્મો કહેવાય છે. જુઓ પ્રકરણને અંતે ટિ. ૧૩.

૨. 'ઔદારિક' એટલે બહાર દેખાતું સ્થૂલ શરીર. 'તૈજસ' એટલે આહારાદિને પચાવવામાં અને દીપ્તિમાં કારણભૂત થનારું શરીર. અને જીવે બાંધેલો કર્મસમૂહ તે 'કાર્મણ' શરીર. વધુ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક પા. ૧૯૬, ટિ. ૪.

૩. તે તત્ત્વને જૈન પરિભાષામાં 'ધર્મ' તત્ત્વ કહે છે. તે ગતિમાં સીધી મદદ નથી કરતું; પરંતુ તે ન હોય તો ગતિ સંભવી ન શકે. જેમ પાણી માછલીને ચાલવામાં મદદ નથી કરતું; પરંતુ પાણી ન હોય તો માછલી ચાલી ન શકે તેમ. તે જ પ્રમાણે સ્થિતિમાં સહાયક તત્ત્વને 'અધર્મ' તત્ત્વ કહે છે. વિશેષ માટે જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૧૯૯, ટિ. ૩.

ધુમાડો જેમ હલકો હોવાથી ઊંચે જાય છે, તુંબડા ઉપરના માટીના લેપ ઊખડી જવાથી જેમ તે પાણીની સપાટીએ ઉપર તરી આવે છે, તથા કોશમાં રહેલું એરંડબીજ કોશ તૂટતાં જ ઊડીને બહાર નીકળે છે, તેમ કર્મ-બંધન વિનાનો બનેલો જીવ સ્વાભાવિક રીતે જ ઉપર — ઊંચે ગતિ કરે છે. [૫૩-૬૦]

કેવલજ્ઞાન અને કેવલદર્શન યુક્ત બનેલો તે મુક્ત જીવ આદિવાળું પણ અનંત, અનુપમ, બાધા વિનાનું અને સ્વાભાવિક એવું પરમ સુખ પામે છે [૬૧]

## ૧૦

## સ્વાનુભવકથન

શાસ્ત્રસમુદ્રમાંથી તેમજ ગુરુને મુખેથી જાણેલી બાબતો અત્યાર સુધી વર્ણવી. હવે જે કાંઈ અનુભવનિદ્ધ છે, તે વર્ણવવામાં આવે છે. [૧]

**ચાર પ્રકારના ચિત્ત**

યોગાભ્યાસના ક્રમમાં ચાર પ્રકારનાં ચિત્ત હોય છે : વિક્ષિપ્ત, યાતાયાત, શ્લિષ્ટ અને સુલીન.* તેમાં શરૂઆતના અભ્યાસીને પ્રથમ બે પ્રકારનાં ચિત્ત સંભવે છે : 'વિક્ષિપ્ત' એટલે કે અહીંથી તહીં ભટકતું; તેમજ 'યાતાયાત' એટલે

---

* યોગસૂત્રની પરંપરામાં (૧-૨) ક્ષિપ્ત, વિક્ષિપ્ત, એકાગ્ર અને નિરુદ્ધ એમ ચિત્તના પાંચ પ્રકાર ગણાવ્યા છે. પરંતુ, અહીં યોગાભ્યાસના ક્રમમાં સંભવતાં ચિત્ત જ ગણાવ્યાં હોવાથી, ક્ષિપ્ત અને મૂઢ ચિત્તો ગણતરીમાં નથી લીધાં.

કે ક્યારેક અંદર સ્થિર થતું અને ક્યારેક બહાર દોડતું. તે બીજું ચિત્ત આત્મામાં કાંઈક અંશે સ્થિર થતું હોવાથી તેમાં અમુક આનંદ પણ વિદ્યમાન હોય છે. વિકલ્પપૂર્વક બાહ્ય વિષયોનું ગ્રહણ તો તે બને:ચિત્તોમાં હોય છે. જ્યારે:ચિત્ત તેનાથી પણ વધુ સ્થિર અને પરિણામે વધુ આનંદયુક્ત બને, ત્યારે તે ચિત્ત 'શ્લિષ્ટ કહેવાય છે. અને અતિ નિશ્ચલ હોવાને લીધે પરમાનંદયુક્ત બનેલું ચિત્ત 'સુલીન' કહેવાય છે. તે બંને ચિત્તમાં બાહ્ય વિષયોનુ ગ્રહણ નથી હોતું, તેમનો વિષય ચિત્તગત ધ્યેય જ હોય છે [૪]

એમ ક્રમપૂર્વક અભ્યાસની પ્રબળતા વધતા વધતા અંતે નિરાલંબ ધ્યાન પ્રાપ્ત થાય છે. પછી સમરસભાવ પામેલો ધ્યાતા પરમાનંદ અનુભવે છે. [૫]

**પરમાત્મ-ચિંતન** તેવી તન્મયતા પ્રાપ્ત કરવા સારુ યોગી બાહ્યાત્મભાવ દૂર કરી, એકાગ્ર થયેલા અંતરાત્માવડે પરમાત્માનું સતત ચિંતન કરે. [૬]

આત્મબુદ્ધિથી સ્વીકારેલા કાયાદિ બાહ્ય પદાર્થો એ બહિરાત્મા છે. અને કાયાદિનો જે અધિષ્ઠાતા છે, તે અંતરાત્મા છે. આત્માને શરીરથી પૃથક્ જાણવો અને આત્માથી શરીરને પૃથક્ જાણવું. એ બનેનો ભેદ જે બરાબર જાણે છે, તે યોગી આત્મનિશ્ચયમાં સ્ખલન પામતો નથી. જેનું આંતર તેજ ઢંકાઈ ગયેલું છે, એવો મૂઢ પુરુષ જ આત્માથી અન્ય વસ્તુ વડે સંતુષ્ટ થાય છે; પરંતુ જેનો બાહ્ય ભ્રમ નિવૃત્ત થઈ ગયો છે, એવો જ્ઞાની આત્મામાં

જ સંતુષ્ટ રહે છે. માણસો જો આત્મજ્ઞાન માત્રની જ આકાંક્ષા રાખે, તો પરમાત્મરૂપતારૂપી અવ્યય પદ પ્રાપ્ત કરવું બહુ સહેલું છે. જેમ સિદ્ધરસના સ્પર્શથી લોઢું સુવર્ણપણું પ્રાપ્ત કરે છે, તેમ પરમાત્માના ધ્યાનથી આત્મા પરમાત્માપણું પામે છે. [૫-૧૨]

ગુરુની આવશ્યકતા

જેમ ઊંઘીને ઊઠેલાને પહેલાં જાણેલી બધી વસ્તુઓ કોઈએ કહ્યા વિના આપોઆપ યાદ આવી જાય છે, તેમ કેટલાકને પૂર્વજન્મના સંસ્કારથી કોઈના ઉપદેશ વિના પોતાની મેળે જ આત્મજ્ઞાન પ્રકાશિત થાય છે. પરંતુ, જેને એવો પૂર્વ જન્મનો અભ્યાસ નથી, તે પ્રશાંતભાવે, શુદ્ધ ચિત્તે સદ્ગુરુના ચરણ સેવે, તો તેને પણ ગુરુકૃપાથી આત્મજ્ઞાન પ્રગટ થાય છે. પહેલા દાખલામાં મેળે જાણેલા તત્ત્વજ્ઞાનની બાબતમાં ગુરુ ખાતરી કરાવનાર નીવડે છે; બીજા દાખલામાં તો ગુરુ તત્ત્વજ્ઞાન દેખાડનાર જ હોય છે. માટે ગુરુની જ સેવા હમેશ કરવી. સૂર્ય જેમ ગાઢ અંધારામાં પડેલી વસ્તુનો પ્રકાશક બને છે, તેમ ગુરુ પણ અજ્ઞાનાંધકારમાં પડેલા તત્ત્વનો પ્રકાશક બને છે. માટે યોગીપુરુષ પ્રાણાયામ વગેરે શરીરક્લેશ કરવો છોડી દઈ, ગુરુનો ઉપદેશ મેળવી, આત્માનું રટણ કરવામાં જ પ્રીતિ કરે. [૧૩-૭]

ઉદાસીનતા

તેવો સાધક મન વાણી અને કાયાનો ક્ષોભ પ્રયત્નપૂર્વક તજીને શાંત રહે; તથા રસથી છલોછલ ભરેલું પાત્ર હોય તેમ આત્માને

હમેશાં નિશ્ચલ રીતે ધારણ કરે. બધી વસ્તુઓ પ્રત્યે ઉદાસીનતા ધારણ કરીને તે કશાનું ચિંતન ન કરે; કારણ કે, સંકલ્પોથી આકુલ બનેલું ચિત્ત સ્થિર થઈ શકતું નથી. જ્યાં સુધી પ્રયત્નની ઊણપ છે, તેમજ જરા પણ સંકલ્પ-વિકલ્પ છે, ત્યાં સુધી ચિત્તનો લય જ થઈ શકતો નથી; તો તત્ત્વદર્શનની તો વાત જ શી ? જે તત્ત્વને સાક્ષાત્ ગુરુ પોતે પણ 'આ છે' એમ કહી શકતા નથી, તે તત્ત્વ ઉદાસીનતા ધારણ કરનારને પોતાની મેળે પ્રગટ થાય છે. જેનો ઇંદ્રિયોના વિષયો સબંધી મોહ દૂર થઈ ગયો છે, અને તેથી જે રાગદ્વેષ રહિત ઉદાસીન વૃત્તિવાળો બન્યો છે, તેવો યોગી એકાંત એવા અતિ પવિત્ર તથા રમ્ય સ્થળમાં સદા સુખપૂર્વક બેસે. અને શિખાથી ચરણ સુધીના બધા અવયવો શિથિલ કરી દે પછી સુંદર રૂપ નજરે પડે, કે મનોહર વાણી સાંભળવામાં આવે, સુગંધ સૂંઘવામાં આવે, સ્વાદુ રસો અનુભવમાં આવે, મૃદુ પદાર્થોનો સ્પર્શ થાય, તેમજ ચિત્તની વૃત્તિ ચલાયમાન થાય, તો પણ તેને વાર્યા વિના, અંદર અને બહાર ચિંતા અને ચેષ્ટા વિનાનો

વારો નહિ તો તે શાંત થઈ જાય છે. મત્ત હાથીને યત્નપૂર્વક રોકવા જાઓ, તો તે વધારે જોર કરે છે; પરંતુ તેને રોકો નહિ, તો તે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શાંત થઈ જાય છે. તેવું જ મનનું પણ છે. વળી, અમુક જ રીતે કે અમુક જ સ્થળે ચિત્તને એકાગ્ર કરવાનો આગ્રહ પણ ન રાખવો. પરંતુ, જ્યાં, જેવી રીતે, જેના વડે ચંચળ ચિત્ત સ્થિર થાય, ત્યાં, ત્યારે, ત્યાંથી તેને જરા પણ ચલિત કરવું નહિ.* આ યુક્તિ વડે અભ્યાસ કરનારનું અતિ ચંચળ ચિત્ત પણ આંગળીને ટેરવે રાખેલા દંડની પેઠે સ્થિર થઈ જાય છે. દૃષ્ટિ જો કોઈ ધ્યેય સ્થાનમાં લીન થાય, ત્યાં સ્થિરતા પામીને ધીરે ધીરે વિલય પામે છે. તે પ્રમાણે સર્વત્ર પ્રસરેલી પરંતુ ધીમે ધીમે અંદર વળેલી દૃષ્ટિ પરમતત્ત્વરૂપી નિર્મળ અરીસામાં આત્મા વડે આત્માને જુએ છે. [૨૬-૩૨]

ઉદાસીનતામાં નિમગ્ન, પોતાની ઉપર કશા જોરજુલમ વિનાનો, તેમજ સતત પરમાનંદની ભાવનાવાળો આત્મા સ્વાભાવિક રીતે જ કદી મનને કશામાં યોજતો નથી. આત્મા વડે એ પ્રમાણે ઉપેક્ષા કરાયેલું ચિત્ત પણ ઇંદ્રિયો ઉપર અધિષ્ઠિત થતું નથી; અને તેથી ઇંદ્રિયો પણ પોતાના ગ્રાહ્ય વિષયોમાં પ્રવર્તતી નથી. ન આત્મા મનને પ્રેરે, અને

---

* જુઓ યોગસૂત્ર ૧-૩૯. ત્યાં પણ 'અભિમતધ્યાનાદ્વા' – 'પોતાને ઇષ્ટ એવે સ્થળે પણ' એમ કહીને આ જ વસ્તુ સ્વીકારી છે.

હમેશાં નિશ્ચલ રીતે ધારણ કરે. બધી વસ્તુઓ પ્રત્યે ઉદાસીનતા ધારણ કરીને તે કશાનું ચિંતન ન કરે; કારણ કે, સંકલ્પોથી આકુલ બનેલું ચિત્ત સ્થિર થઈ શકતું નથી. જ્યાં સુધી પ્રયત્નની ઊણપ છે, તેમજ જરા પણ સંકલ્પ-વિકલ્પ છે, ત્યાં સુધી ચિત્તનો લય જ થઈ શકતો નથી; તો તત્ત્વદર્શનની તો વાત જ શી? જે તત્ત્વને સાક્ષાત્ ગુરુ પોતે પણ 'આ છે' એમ કહી શકતા નથી, તે તત્ત્વ ઉદાસીનતા ધારણ કરનારને પોતાની મેળે પ્રગટ થાય છે. જેનો ઇંદ્રિયોના વિષયો સંબંધી મોહ દૂર થઈ ગયો છે, અને તેથી જે રાગદ્વેષ રહિત ઉદાસીન વૃત્તિવાળો બન્યો છે, તેવો યોગી એકાંત એવા અતિ પવિત્ર તથા રમ્ય સ્થળમાં સદા સુખપૂર્વક બેસે, અને શિખાથી ચરણ સુધીના બધા અવયવો શિથિલ કરી દે. પછી સુંદર રૂપ નજરે પડે, કે મનોહર વાણી સાંભળવામાં આવે, સુગંધ સૂંઘવામાં આવે, સ્વાદુ રસો અનુભવમાં આવે, મૃદુ પદાર્થોનો સ્પર્શ થાય, તેમજ ચિત્તની વૃત્તિ ચલાયમાન થાય, તો પણ તેને વાર્યા વિના, અંદર અને બહાર ચિંતા અને ચેષ્ટા વિનાનો બની આત્મામાં તન્મય બને. એ રીતે અન્ય સકલ પદાર્થો પ્રત્યે ઉદાસીન બનેલો અને તન્મયભાવ પામેલો યોગી અત્યંત ઉન્મનીભાવ પામે છે. [૧૮-૨૫]

ઉદાસીનતા પ્રાપ્ત કરેલા યોગીએ ઇંદ્રિયો પોતપોતાના વિષયો ગ્રહણ કરે, તેમાં તેમને રોકવી નહિ; તેમજ તેમને તે તે વિષયોમાં પ્રવૃત્ત પણ કરવી નહિ. ચિત્ત પણ જ્યાં જ્યાં પ્રવૃત્ત થાય, ત્યાં ત્યાંથી તેને વારવું નહિ; કારણ કે જેમ તેને વારવા જાઓ તેમ તે પ્રબળ થાય છે; પરંતુ તેને

વારો નહિ તો તે શાંત થઈ જાય છે. મત્ત હાથીને યત્નપૂર્વક રોકવા જાઓ, તો તે વધારે જોર કરે છે; પરંતુ તેને રોકો નહિ, તો તે ઇચ્છિત વસ્તુ પ્રાપ્ત કરી શાંત થઈ જાય છે. તેવું જ મનનું પણ છે. વળી, અમુક જ રીતે કે અમુક જ સ્થળે ચિત્તને એકાગ્ર કરવાનો આગ્રહ પણ ન રાખવો. પરંતુ, જ્યાં, જેવી રીતે, જેના વડે ચચળ ચિત્ત સ્થિર થાય, ત્યાં, ત્યારે, ત્યાંથી તેને જરા પણ ચલિત કરવુ નહિ.* આ યુક્તિ વડે અભ્યાસ કરનારનું અતિ ચચળ ચિત્ત પણ આંગળીને ટેરવે રાખેલા દંડની પેઠે સ્થિર થઈ જાય છે. દૃષ્ટિ જે કોઈ ધ્યેય સ્થાનમાં લીન થાય, ત્યાં સ્થિરતા પામીને ધીરે ધીરે વિલય પામે છે. તે પ્રમાણે સર્વત્ર પ્રસરેલી પરંતુ ધીમે ધીમે અંદર વળેલી દૃષ્ટિ પરમતત્ત્વરૂપી નિર્મળ અરીસામાં આત્મા વડે આત્માને જુએ છે. [૨૬-૩૨]

ઉદાસીનતામાં નિમગ્ન, પોતાની ઉપર કશા જોરજુલમ વિનાનો, તેમજ સતત પરમાનંદની ભાવનાવાળો આત્મા સ્વાભાવિક રીતે જ કદી મનને કશામાં યોજતો નથી. આત્મા વડે એ પ્રમાણે ઉપેક્ષા કરાયેલું ચિત્ત પણ ઇંદ્રિયો ઉપર અધિષ્ઠિત થતું નથી; અને તેથી ઇંદ્રિયો પણ પોતાના ગ્રાહ્ય વિષયોમાં પ્રવર્તતી નથી. ન આત્મા મનને પ્રેરે, અને

* જુઓ યોગસૂત્ર ૧-૩૯. ત્યાં પણ 'અભિમતધ્યાનાદ્વા' – 'પોતાને ઇષ્ટ એવે સ્થળે પણ' એમ કહીને આ જ વસ્તુ સ્વીકારી છે.

ન મન ઇંદ્રિયોને પ્રેરે; એમ ઉભયભ્રષ્ટ થયેલું ચિત્ત પછી સ્વયં વિનાશ પામે છે. [૩૩-૫]

આત્મજ્ઞાનની પ્રાપ્તિ અને ફળ

એ પ્રમાણે પોતાની વિવિધ કલાઓ સહિત સંપૂર્ણ મન બધી બાજુથી નષ્ટ થઈ સર્વતઃ વિલય પામે, ત્યારે પવન વિનાના સ્થાનમાં દીવાની જેમ શુદ્ધાત્મજ્ઞાનરૂપી પરમ તત્ત્વ ઉદય પામે છે.× આત્મજ્ઞાન જેને પ્રાપ્ત થાય છે, તેનુ અંગ સ્વેદન-મર્દન વિના પણ મૃદુતા પ્રાપ્ત કરે છે, તથા તેલ વિના પણ સ્નિગ્ધતા ધારણ કરે છે. મનરૂપી ખીલો દૂર થઈ અમનસ્કતા પ્રાપ્ત થતાં જ શરીર છત્રની પેઠે સ્તબ્ધતા છોડીને શિથિલ બને છે. સતત ક્લેશ આપતા અંતઃકરણરૂપી ખીલાને દૂર કરવા માટે અમનસ્કતા વિના બીજુ કાંઈ ઔષધ નથી. કદલી જેમ ફલ આપ્યા બાદ સર્વ પ્રકારે નાશ પામી જાય છે, તેમ મનરૂપી કંદવાળી અને ચપળ ઇંદ્રિયોરૂપી પત્રવાળી અવિદ્યા, અમનસ્કતારૂપી ફળ આવતાં નાશ પામી જાય છે. [૩૬-૪૦]

ચિત્ત અતિ ચંચળ છે, અતિ સૂક્ષ્મ છે, અને વેગવાન હોવાથી દુર્લક્ષ્ય છે; તેને પ્રમાદરહિતપણે, થાક્યા વિના, અમનસ્કતારૂપી શસ્ત્ર વડે ભેદી નાખવું. અમનસ્કતા જ્યારે પ્રાપ્ત થાય છે, ત્યારે યોગીને પોતાનું શરીર પોતાથી છૂટું પડી ગયુ હોય તેવું, બળી ગયુ હોય તેવું, ઊડી ગયું હોય

---

× સરખાવો ઉપનિષદનું મંતવ્ય પણ: 'यदा पचावतिष्ठन्ते ज्ञानानि मनसा सह । बुद्धिश्च न विचेष्टेत तामाहुः परमां गतिम् ॥

તેવું, વિલય પામી ગયું હોય તેવું, અને જાણે હોય જ નહિ તેવું લાગે છે. મદોન્મત્ત ઇંદ્રિયોરૂપી સર્પો વિનાના, અમનસ્કતારૂપી નવા સુધાકુંડમાં મગ્ન થયેલો યોગી અનુત્તમ પરામૃતનો આસ્વાદ અનુભવે છે. અમનસ્કતા પ્રાપ્ત થતાં રેચક, પૂરક કે કુંભકના અભ્યાસક્રમ વિના જ વાયુ વિના પ્રયત્ને સ્વયં વિનાશ પામી જાય છે. લાંબો વખત પ્રયત્ન કર્યા છતાં જે વાયુ કાબૂમાં લાવી શકાતો નથી, તે અમનસ્કતા પ્રાપ્ત થતાં તત્ક્ષણ સ્થિર થઈ જાય છે. અભ્યાસથી સ્થિરતા પ્રાપ્ત થતાં, તેમજ નિર્મળ તત્ત્વ પ્રકાશિત થતાં, શ્વાસોચ્છ્વાસ રહિત થયેલો યોગી મુક્ત જેવો દેખાય છે. જાગ્રત અવસ્થામાં પણ જે સ્વસ્થ તેમજ લીન હોવાથી સુપ્ત જેવો દેખાય છે, તેવો શ્વાસોચ્છ્વાસ વિનાનો યોગી મુક્ત જીવ કરતાં જરાય ઊતરતો રહેતો નથી. પૃથ્વીના તળ ઉપર જે લોકો છે, તેઓ હંમેશાં ઊંઘવું અને જાગવું એ બે સ્થિતિઓમાં હોય છે; પરંતુ લયાવસ્થા પામેલા તત્ત્વજ્ઞાનીઓ જાગતા પણ નથી હોતા કે ઊંઘતા પણ નથી હોતા. ઊંઘમાં શૂન્યભાવ હોય છે; અને જાગૃતિમાં બધા વિષયોનું ગ્રહણ હોય છે; પરંતુ આનંદમય તત્ત્વ એ બંને અવસ્થાઓથી પર રહેલું છે. [૪૧-૪૯]

અંતિમ ઉપદેશ આમ, કર્મો જે દુઃખનું જ કારણ હોય, અને શુદ્ધાત્મજ્ઞાન જ સુખનો એકમાત્ર હેતુ હોય, તો પછી એ જાણ્યા બાદ કયો માણસ કર્મરહિત શુદ્ધ આત્મારૂપી સુલભ મોક્ષ પ્રાપ્ત કરવા પ્રયત્ન ન કરે? અરે મોક્ષ તો મળો કે ન મળો;

પરંતુ શુદ્ધ આત્મસ્વરૂપની પ્રાપ્તિ થયે જે પરમાનંદ અનુભવાય છે, તેની આગળ સંસારનાં બધાં સુખો તુચ્છ જેવાં દેખાય છે. એ પરમાનદ આગળ મધુ પણ મધુરું નથી; ચંદ્રનાં કિરણો પણ શીતલ નથી; અને 'અમૃત' તો નામનું જ અમૃત છે. માટે હે મન! સુખપ્રાપ્તિના આ બધા નિષ્ફળ પ્રયત્નો તજીને, તું પોતે જ શાંતિ ધારણ કર; કારણ કે, તું શાંત થતા જ તે અવિકળ સુખ તને પ્રાપ્ત થશે. મન જ્યાં સુધી છે, ત્યાં સુધી પ્રિય–અપ્રિય વસ્તુ દૂર હોય તેમ છતાં ગ્રહણ કરાય છે, પરંતુ મન નષ્ટ થાય છે એટલે તે વસ્તુ નજીક હોવા છતાં ગ્રહણ કરાતી નથી. આવુ જેઓ સમજ્યા છે, તેઓ મનને ઉન્મલ કરવા માટે સદ્ગુરુની ઉપાસનાની ઇચ્છા કેમ ન કરે? માટે હે આત્મભગવાન! પરમેશ્વર સુધીના વિવિધ પર પદાર્થોને અનેક ઉપાયો વડે પ્રસન્ન (એટલે કે ખુશ) કરવાની ખટપટ કરવાનુ છોડી, તુ તારી જાતને જ થોડીક વાર પ્રસન્ન (એટલે કે નિર્મલ — શાંત) કર, એટલે તને આ બધું સ્થૂલ ઐશ્વર્ય તો શું, પરતુ, પરમજ્યોતિરૂપ પ્રકાશનું પ્રચુર સામ્રાજ્ય પ્રાપ્ત થશે! [૫૦-૫૪]

શ્રી ચૌલુક્ય કુમારપાલરાજાના અત્યંત આગ્રહથી, શ્રીહેમાચાર્યે શાસ્ત્ર, ગુરુમુખ, અને સ્વાનુભવથી આ ગૂઢ યોગોપનિષદ પોતાની બુદ્ધિ અનુસાર જેટલે અંશે જાણી હતી, તેટલે અંશે વાણીમાં ઉતારી છે. તે વિવેકીજનોનાં મનને આનંદ આપનારી થાઓ! [૫૫]

१

## ૪૨ ભિક્ષાદોષો

[પા ૧૧ માટે]

નીચેના ૧૬ દોષો 'ઉદ્‌ગમદોષો' એટલે કે ભિક્ષા આપનાર ગૃહસ્થને લગતા દોષો છે

૧ આધાકર્મ એટલે કે સાધુને ધ્યાનમા રાખી આહાર તૈયાર કરવો તે

૨ ઉદ્દેશ પહેલેથી તૈયાર કરેલ આહારને સાધુને ઉદ્દેશી દહીં ગોળ વગેરેથી સ્વાદુ કરવો

૩ પૂતિકર્મ શુદ્ધ હોવા છતા આધાકર્મિક વગેરે અંશોથી મિશ્રિત

૪ મિશ્ર પહેલેથી જ પોતાને તેમજ સાધુને માટે જે ભેગુ રાધવામા આવે તે

૫ સ્થાપના સાધુએ માગેલા દૂધ વગેરેને જુદુ રાખી મૂકવુ તે

૧

# ૪૨ ભિક્ષાદોષો

[પા. ૧૧ માટે]

નીચેના ૧૬ દોષો 'ઉદ્દગમદોષો' એટલે કે ભિક્ષા આપનાર ગૃહસ્થને લગતા દોષો છે :

૧. આધાકર્મ : એટલે કે સાધુને ખ્યાલમાં રાખી આહાર તૈયાર કરવો તે.

૨. ઉદ્દેશ : પહેલેથી તૈયાર કરેલ આહારને સાધુને ઉદ્દેશી દહીં ગોળ વગેરેથી સ્વાદુ કરવો.

૩. સંમિશ્ર : શુદ્ધ હોવા છતાં આધાકર્મિક વગેરે અંશોથી મિશ્રિત.

૪. મિશ્ર : પહેલેથી જ પોતાને તેમજ સાધુને માટે જે ભેગું રાંધવામાં આવે તે.

૫. સ્થાપના : સાધુએ માગેલા દૂધ વગેરેને જુદું રાખી મૂકવું તે.

૬. પ્રાભૃતિકા : પોતાને ત્યાં વિવાહ વગેરે પ્રસંગો થોડા વખત બાદ આવવાના હોય, પરંતુ સાધુઓ હમણાં જ આવી પહોંચ્યા હોય તો તેમને પણ કામ આવે એમ માની, એ પ્રસંગો નજીક આણવા તે; અથવા સાધુઓ મોડા આવવાના હોય તો તે માટે નજીક આવેલા પ્રસંગો દૂર ધકેલવા તે.

૭. પ્રાદુષ્કરણ : અંધારામાં મૂકેલા દ્રવ્યને પ્રકાશ વગેરે કરી કે બહાર લાવી પ્રગટ કરવું તે.

૮. ક્રીત : સાધુને માટે ખરીદેલું.

૯. પ્રામિત્યક : સાધુને અર્થે ઉછીનું આણીને આપેલું.

૧૦. પરિવર્તિત : પોતાનું આપી બદલામાં નવું લાવીને આપેલું.

૧૧. અભ્યાહૃત : ઘર અથવા ગામથી સાધુને માટે આણેલું.

૧૨. ઉદ્‌ભિન્ન : ઘાડવા વગેરેમાં બંધ કરેલું હોય, તેને સાધુને અર્થે દાટો વગેરે ઉખાડીને આપેલું.

૧૩. માલાપહૃત : બીજે માળ કે શીકેથી કે ભોંયરામાંથી કાઢીને આપેલું.

૧૪. આચ્છેદ્ય : બીજાનું ઝૂંટવીને આપેલું.

૧૫. અનિસૃષ્ટ : ઘણાનું સહિયારું હોય તેને તેઓમાંનો એક જ બધાની રજા વિના આપે તે.

૧૬. અધ્યવપૂરક : પોતાને માટે રાંધવા માંડ્યું હોય, તેમાં સાધુને આવ્યો જાણી નવું ઉમેરવું તે.

નીચેના સોળ દોષો ભિક્ષા લેનાર સાધુને લગતા હોઈ, 'ઉત્પાદનદોષો' કહેવાય છે.

૧. ધાત્રીપિંડ : ગૃહસ્થનાં છોકરાં રમાડી કરીને મેળવેલો પિંડ.

૨. દૂતીપિંડ : દૂતકર્મ કરીને મેળવેલો પિંડ.

૩. નિમિત્તપિંડ : ભૂત ભવિષ્ય અને વર્તમાન કાળમાં થનાર લાભહાનિ કહી બતાવીને મેળવેલો પિંડ.

૪. આજીવપિંડ : પોતે દાન આપનારનાં જાતિ, કુલ, ધંધા વગેરેમાં સરખો છે એમ કહી મેળવેલો પિંડ.

૫. વનીપકપિંડ . જે જેનો ભક્ત હોય, તેની આગળ પોતે પણ તેનો ભક્ત છે, એમ કહીને મેળવેલો પિંડ.

૬. ચિકિત્સાપિંડ : વૈદુ કરીને મેળવેલો પિંડ.

૭. ક્રોધપિંડ : પોતાની વિદ્યા તથા તપ વગેરેનો પ્રભાવ બતાવી મેળવેલો પિંડ.

૮. માનપિંડ : પોતે બકેલી હોડ વગેરેનુ અભિમાન ગૃહસ્થમાં ઉપજાવી મેળવેલો પિંડ.

૯. માયાપિંડ : વિવિધ ભાષા વેષ વગેરેનુ પરિવર્તન કરીને મેળવેલો પિંડ

૧૦. લોભપિંડ : અતિ લોભપૂર્વક ભિક્ષા માટે રખડીને મેળવેલો પિંડ.

૧૧. સસ્તવપિંડ : પોતાનુ આગલું પાછલું ઓળખાણ બતાવીને મેળવેલો પિંડ.

૧૨. વિદ્યાપિંડ : કોઈ દેવતાની વિદ્યાનો પ્રયોગ કરીને મેળવેલો પિંડ.

૧૩. મંત્રપિંડ: મંત્રનો પ્રયોગ કરીને મેળવેલો પિંડ.

૧૪. ચૂર્ણપિંડ: આંખોમાં આંજી અંતર્ધાન થઈ શકાય તેવાં ૪૦ ચૂર્ણોનો પ્રયોગ કરીને મેળવેલો પિંડ.

૧૫. યોગપિંડ: પગે ચોપડવા વગેરેથી સૌભાગ્ય, દૌર્ભાગ્ય ઉપજાવી શકે તેવા યોગોનો પ્રયોગ કરીને મેળવેલો પિંડ.

૧૬. મૂલકર્મપિંડ: ગર્ભસ્તંભ, ગર્ભાધાન, પ્રસવ, રક્ષાબંધન વગેરે કરીને મેળવેલો પિંડ.

નીચેના ૧૦ 'એષણાદોષો' છે, તે ગૃહસ્થ તેમ જ સાધુ બંનેને લગતા છે:

૧. શંકિત આધાકર્મિક આદિ દોષોની શંકાવાળું અન્નાદિ.

૨ મ્રક્ષિત પૃથ્વી, પાણી, વનસ્પતિ આદિ સચિત્ત તથા મધ વગેરે અચિત્ત પણ ગર્હિત પદાર્થોથી લિપ્ત.

૩. નિક્ષિપ્ત: અચિત્ત હોવા છતાં સચિત્ત પદાર્થ ઉપર મૂકેલું.

૪. પિહિત: સચિત્ત પદાર્થથી ઢંકાયેલું.

૫. સંહૃત: આપવાના વાસણમાંનુ અયોગ્ય અન્નાદિ સચિત્ત પૃથ્વી આદિ ઉપર નાખી, તે વાસણ વડે આપેલું.

૬. દાયક: બાલ, વૃદ્ધ, બીમાર, ઉન્મત્ત, વગેરે અયોગ્ય દાતાની પાસેથી લીધેલું.

૭. ઉન્મિશ્ર: સચિત્ત પદાર્થથી મિશ્ર.

૮. અપરિણત: બરાબર અચિત્ત ન થયેલું.

૯. લિપ્ત: ચરબી વગેરેથી ખરડાયેલા હાથ યા પાત્રથી આપેલુ.

૧૦. છર્દિત: ઘી વગેરે ઢોળાતું હોય એ રીતે આપેલું.

## ૨

## પરશુરામની કથા

[પાન ૨૨ માટે]

વસંતપુર ગામમાં મા-બાપના પત્તા વિનાનો અગ્નિ નામનો કોઈ અનાથ છોકરો હતો. એક વખતે કોઈ સંઘ સાથે બીજે ગામ જવા નીકળતાં, જંગલમાં ભૂલો પડવાથી જમ નામના તાપસે તેને પોતાના પુત્ર તરીકે રાખી લીધો. પછી તે તપસ્વી થઈ જમદગ્નિ નામથી પ્રસિદ્ધ થયો. તેના સાંભળવામાં એક વાર આવ્યુ કે, 'પુત્ર વિનાના માણસની ગતિ થતી નથી.' તેથી તે નૈમિકકોષ્ટક ગામમાં જિતશત્રુ રાજા પાસે ગયો અને તેની પાસે તેની કન્યાની માગણી કરી. રાજાએ તેને પોતાની રેણુકા નામની કન્યા પરણાવી. તે કન્યા યૌવનમાં આવતાં જમદગ્નિએ તેને કહ્યુ કે, હું એક ચરુ તારે માટે તૈયાર કરું છું, તે તું ખાઈશ તો તને બ્રાહ્મણોમાં શ્રેષ્ઠ એવો પુત્ર થશે. ત્યારે તેણે કહ્યું કે, હસ્તિનાપુરના અનંતવીર્ય નામના રાજાને મારી બહેન પરણાવી છે, તેને માટે પણ તમે ચરુ તૈયાર કરો. જમદગ્નિએ તેને માટે ઉત્તમ ક્ષત્રિય પુત્ર થાય તેવો ચરુ તૈયાર કર્યો. પરંતુ, રેણુકાએ માન્યું કે, મારી પેઠે મારો પુત્ર

પણ જંગલના જાનવર જેવો થાય તે ઠીક નહિ; તેથી તેણે પોતાની બહેનને માટે તૈયાર થયેલો ચરુ ખાધો, અને પોતાને માટે તૈયાર થયેલો ચરુ બહેનને મોકલાવ્યો. રેણુકાને રામ નામનો પુત્ર થયો અને તેની બહેનને કૃતવીર્ય થયો. રામે કોઈ વિદ્યાધરને વાગ્યું હતું ત્યારે મદદ કરી હતી; તેના બદલામાં તેણે તેને પરશુ-વિદ્યા શીખવી હતી. ત્યારથી તે પરશુરામ એ નામથી પ્રસિદ્ધ થયો હતો. એક વખત રેણુકા પોતાની બહેનને મળવા હસ્તિનાપુર ગઈ. ત્યાં તેનો બનેવી અનંતવીર્ય તેના પ્રેમમાં પડી ગયો. તેના સંબંધથી રેણુકા ફરી ગર્ભવતી થઈ; તથા તેને બીજો પુત્ર થયો. જમદગ્નિ તેમ છતાં તેને પોતાને આશ્રમે પાછી લાવ્યા; પરંતુ પરશુરામે ક્રોધથી તેનું માથું કાપી નાખ્યુ. આ વાત રેણુકાની બહેને સાંભળતાં, તેણે પોતાના પતિ અનંતવીર્યને તેનો બદલો લેવાનું કહ્યું. તેથી તેણે આવી આશ્રમમાં ઉપદ્રવ મચાવવા માંડયો, પરંતુ અંતે તે પરશુરામને હાથે માર્યો ગયો. તેના પુત્ર કૃતવીર્યને તેની માએ તેના પિતાના મરણનું કારણ જણાવ્યું, આથી ગુસ્સે ભરાઈ તેણે જમદગ્નિને મારી નાખ્યો. તેથી ગુસ્સે થઈ પરશુરામે કૃતવીર્યને મારી નાખ્યો. કૃતવીર્યની રાણી તે વખતે ગર્ભિણી હતી. તે ત્યાંથી નાઠી અને તાપસોના આશ્રમમાં તેણે સુભૂમ નામના પુત્રને જન્મ આપ્યો. પરશુરામ ક્ષત્રિયો ઉપર ખૂબ ચિડાયલો હતો, તેથી તેણે સાત વાર પૃથ્વીને નિઃક્ષત્રિય કરી નાખી; પરંતુ તાપસોને આશ્રયે સુભૂમ છૂપી રીતે મોટો થવા લાગ્યો. મોટો થતાં તેણે પરશુરામને મારી પિતાનું વેર લીધું, અને બદલામાં ૨૧ વાર પૃથ્વી બ્રાહ્મણ વિનાની કરી.

૩

## બ્રહ્મદત્તની કથા

[પાન ૨૨ માટે]

ચાર ગોવાળિયાઓએ એક વાર જંગલમાં માર્ગ ભૂલેલા કોઈ મુનિની ખાનપાન વગેરેથી સેવા કરી હતી. તેના બદલામાં મુનિએ તેમને ધર્મોપદેશ આપી દીક્ષા આપી હતી, પરંતુ, તેમાંના બે અંતે સાધુજીવનથી કંટાળ્યા. તેથી તેઓ મર્યા બાદ સ્વર્ગે જઈ, ત્યાંથી ચ્યુત થઈ દશપુર નગરમાં દાસીને પેટે જન્મ્યા. તે જન્મમાં સાપ કરડવાથી મરણ પામીને તે બને કાલિંજર પર્વતમા મૃગ તરીકે જન્મ્યા. ત્યાં પણ પારધીથી હણાઈ તેઓ વારાણસીમાં ભૂતદત્ત નામના ચંડાલ-પતિને ત્યા ચિત્ર અને સભૂત નામના બે પુત્રો તરીકે જન્મ્યા ત્યાંના રાજાનો પ્રધાન રાજાના ગુનામાં આવતાં તેણે તેને ભૂતદત્તને મારી નાખવા સોંપી દીધો. પરંતુ ભૂતદત્તે તેને પોતાના પુત્રોને વિદ્યા શીખવવાની શરતે ઘરમાં છુપાવી રાખ્યો તેની પાસે પેલા બે ભાઈઓ સંગીત

કાઢ્યા. પરંતુ તેઓ ચંડાળ હોવાથી સંગીતની મિજલસમાં વારંવાર લોકોને હાથે તિરસ્કાર પામતા; આથી કંટાળી તેમણે આપઘાત કરવાનો વિચાર કર્યો. પણ કોઈ મુનિએ તેમને પોતાનાં પૂર્વકર્મોને તપથી ધોવાની સલાહ આપીને દીક્ષા આપી. પછી તે બંને ઉગ્ર તપસ્વી બન્યા. એક વખત સનત્કુમાર ચક્રવર્તી સંભૂતને દર્શને આવેલો, તે વખતે તે રાજાની રાણી સુનંદાના વાળની લટોનો પગને સ્પર્શ થતાં સંભૂત મોહિત થઈ ગયો અને બીજે જન્મે પોતે તેવા સ્ત્રીરત્નનો પતિ ચક્રવર્તી રાજા થાય એવો તેણે સંકલ્પ કર્યો. બીજે જન્મે તે કાંપિલ્ય નગરમાં બ્રહ્મરાજાની રાણીને પેટે પુત્ર તરીકે જન્મ્યો તેનું નામ બ્રહ્મદત્ત પાડવામાં આવ્યું. તેનો ભાઈ ચિત્ર પુરિમતાલમાં નગરશેઠને ત્યાં જન્મ્યો અને સાધુ થયો. તેના અને બ્રહ્મદત્તના મેળાપનું વર્ણન ઉત્તરાધ્યયન સૂત્રમાં આવે છે. (જુઓ આ માળાનું 'અંતિમ ઉપદેશ' પુસ્તક, પા. ૬૮ ૪૦.) બ્રહ્મદત્તનો પિતા તેના બચપણમાં જ મરણ પામતાં, બ્રહ્મદત્તના પિતાનો મિત્ર દીર્ઘરાજ તેની સંભાળ રાખવા લાગ્યો; પણ પછી બ્રહ્મદત્તની માતા સાથે મોહમાં પડી જાતે રાજા થઈ બેઠો. બ્રહ્મદત્તને મારી નાખવા તેણે ઘણા પ્રયત્નો કર્યા પણ તેના પિતાના વફાદાર પ્રધાનની મદદથી તે નાસી છૂટ્યો અને પછી બળ ભેગું થતાં દીર્ઘને મારીને ચક્રવર્તી રાજા થયો.

એક દિવસ તેના શરૂઆતના દુઃખના દિવસોનો પરિચિત કોઈ બ્રાહ્મણ તેની પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે, તું પોતે રોજ જે ભોજન કરે છે, તે જ પ્રકારનું ભોજન મને પણ રોજ આપ. બ્રહ્મદત્તે તેને સમજાવીને કહ્યું કે,

મારું અન્ન બહુ ઉન્માદક હોય છે; એટલે તારા જેવા માટે તે હિતકર નથી. પરંતુ તેણે ન માન્યું. એટલે આખરે રાજાએ તેનું કહેવું કબૂલ રાખ્યું. પરંતુ ચક્રવર્તીનું અન્ન તે બ્રાહ્મણકુટુંબના પેટમાં જતાં જ, રાત્રે તે કુટુંબને તીવ્ર કામોન્માદ થયો અને આખું કુટુંબ મા-બહેન-દીકરી-પિતા-પુત્ર ઇત્યાદિનો ભેદભાવ ભૂલી કામક્રીડા કરવા લાગ્યું. બીજે દિવસે ઉન્માદ શમતાં તે આખું કુટુંબ શરમનું માર્યું મૃતપ્રાય થઈ ગયું. પેલો બ્રાહ્મણ શરમાઈ જંગલમાં જતો રહ્યો. ત્યાં તેણે એક ભરવાડને કાંકરી વડે ઝાડના પાન તાકતાં જોયો. પછી તે ભરવાડ દ્વારા તે બ્રાહ્મણે ગામમાં સવારીએ નીકળેલા બ્રહ્મદત્તની આંખો કાંકરીઓ મરાવીને ફોડાવી નાંખી. તે ભરવાડને રાજાના માણસોએ પકડતાં તેણે પોતાને પ્રેરનાર બ્રાહ્મણનું નામ દઈ દીધું. એ સાંભળી રાજાને આખી બ્રાહ્મણજાતિ ઉપર અત્યંત રોષ આવ્યો અને તેના આવેશમાં તેણે એક થાળ ભરીને બ્રાહ્મણોની આંખો પોતાની પાસે લાવવાનો હુકમ આપ્યો. તેવા થાળનો સ્પર્શ તે રોજ કરતો ત્યારે જ તેને શાંતિ થતી. આ પ્રમાણે છેવટના દિવસોમાં દુર્ધ્યાન થવાથી તેની દુર્ગતિ થઈ.

## ૪

## વસુરાજાની કથા

[પાન ૨૭ માટે]

વસુરાજાની વાર્તા બ્રાહ્મણ સંપ્રદાયમાં પણ સુપ્રસિદ્ધ છે. ક્ષીરકદંબ મુનિને ત્યાં તેમનો પુત્ર પર્વત, રાજપુત્ર વસુ અને નારદ એ ત્રણ ભણતા હતા. ભણી રહ્યા બાદ ત્રણે છૂટા પડી ગયા. પર્વત પિતાના મૃત્યુ પછી તેમની જગાએ આચાર્ય થયો. એક વખત નારદ તેને ત્યાં આવ્યા. તે વખતે શિષ્યોને ભણાવતાં પર્વતે, 'યજ્ઞમાં અજનો હોમ કરવો જોઈએ,' એ વાક્યમાં 'અજનો' અર્થ બકરો કર્યો. નારદે કહ્યું કે, ગુરુએ તો તેનો અર્થ 'ત્રણ વર્ષ બાદ બીજશક્તિ નાશ પામવાથી ન ઊગે તેવું ધાન્ય' કર્યો છે. પરંતુ પર્વતે તે કબૂલ ન કર્યું. બંનેમાં વિવાદ વધતાં એમ નક્કી થયું કે, આપણે વસુરાજાને પૂછવું અને જે હારે તેની જીભ કાપી નાખવી. ગુરુપત્ની આ બધું સાંભળતાં હતાં. તેમને ખાતરી હતી કે, 'અજ'નો અર્થ ઉપર જણાવેલું 'ધાન્ય' જ કરવો જોઈએ. તેથી તે વસુરાજા પાસે ગયાં અને બંને જણ આવે ત્યારે જૂઠું બોલી પર્વતનો અર્થ ખરો છે એમ કહેવાનું તેના ઉપર દબાણ કર્યું. ન છૂટકે રાજા કબૂલ થયો, પણ તેથી તેની દુર્ગતિ થઈ.

## ૫

# મંડિક અને રૌહિણેયની કથા

[ પાન ૩૦ માટે ]

મંડિકની વાર્તા આ પ્રમાણે છે: મૂલદેવ રાજાના રાજ્યમાં રોજ ચોરી થતી છતાં ચોર પકડાતો નહિ. આથી એક દિવસ મૂલદેવ જાતે જ વેશપલટો કરી નગરમાં રાત્રે ફરવા નીકળ્યો. ચારે બાજુ રખડીને થાકી જવાથી અંતે તે કોઈ મંદિરના ખંડેરમાં સૂઈ ગયો. મોડી રાતે ત્યાં થઈને જતા મંડિક ચોરની લાત વાગતાં તે જાગી ઊઠ્યો. પેલાએ પૂછ્યું 'તું કોણ છે'? રાજાએ કહ્યું, 'ભિખારી.' ચોરે તેને કહ્યું કે, 'ચાલ મારી સાથે, તને આજ શ્રીમંત બનાવી દઉં.' પછી તેને સાથે લઈ તેણે ગામમાં ખાતર પાડ્યું અને બધો ભાર મૂળદેવને માથે મૂકી તે તેને ગામ બહાર પોતાની છૂપી ગુફામાં લઈ ગયો. ત્યાં માલ ઊતરાવી, તેણે પોતાની બહેનને રાજાના પગ કૂવા પાસે લઈ જઈ ધોવાનુ કહ્યુ. રોજના નિયમ પ્રમાણે પગ ધોતી વખતે તેને કૂવામાં ગબડાવી

પાડવાને બદલે તેની બહેન રાજાનું રૂપ જોઈ મોહિત થઈ ગઈ અને તેને છૂપી રીતે બગાડી દીધો. બીજે દિવસે રાજાએ તે ચોરને નગરમાં આવેલો જોઈ પોતાની પાસે બોલાવી મંગાવ્યો, અને તેને શંકા ન આવે તે રીતે તેની બહેન સાથે પરણવાની માગણી કરી. પેલાએ તે કબૂલ કર્યું અને રાજાએ તેને વડો પ્રધાન બનાવ્યો. પછી તે જાણે નહીં તેમ ધીમે ધીમે તેનું બધું ધન મગાવી લીધા બાદ અને રાજાએ તેનો વધ કર્યો.

રૌહિણેયની વાત આ પ્રમાણે છે : તેનો બાપ અઠંગ ચોર હતો. તેણે મરતી વખતે છોકરાને પોતાની વિદ્યાનો વારસો આપતી વખતે મહાવીર ઉપદેશ આપતા હોય ત્યાં કદી ન જવાની પ્રતિજ્ઞા કરાવી રૌહિણેય ચોરવિદ્યામાં તેના બાપ કરતાં પણ કુશળ નીકળ્યો. એક દિવસ પોતાના જવાના રસ્તામાં તેણે મહાવીરને ઉપદેશ આપતા જોયા. તેમનો ઉપદેશ કાનમાં ન પેસી જાય તે માટે તેણે કાનમાં આંગળાઓ ખોસી દીધી. પરંતુ પગમાં કાંટો વાગવાથી, તે કાઢવા હાથ કાન ઉપરથી ઉઠાવતાં તેને આટલા શબ્દો સંભળાઈ ગયા, કે, 'દેવોના પગ જમીનને ન અડકે, તેમની આંખો ન મીંચાય, તેમની માળાઓ ન કરમાય, તેમને પરસેવો ન થાય, અને તેમને દિલે મેલ ન હોય!' ગામમાંથી રોજ ચોર ચોરી કરી નાસી છૂટતો હોવાથી રાજાના પુત્ર અભયકુમારે એક વખત જાતે આખા ગામને છૂપી રીતે ઘેરો ઘાલ્યો, અને અંદર ચોરની પાછળ દોડાદોડ મચાવી. રૌહિણેય બહાર નીકળવા જતાં જ લશ્કરના હાથમાં સપડાયો. પરંતુ તેની પાસે ચોરીનો કાંઈ મુદ્દો ન હોવાથી તેને કાંઈ

શિક્ષા કરી શકાય તેમ નહોતું. તેથી અભયકુમારે તેને મોંએ તેના પાપની કબૂલાત કરાવવા નીચેની યુક્તિ રચી: તે ચોરને તેણે ખૂબ રંગરાગમાં ચડાવી, દારૂ પાઈ, તેનું ભાન ભુલાવી દીધું. ત્યારબાદ તેણે તેની આસપાસ સ્વર્ગનો દેખાવ રચી દીધો. ચોરે ઘેનમાં એમ માન્યું કે પોતે સ્વર્ગમાં છે. ત્યાં તેને દેવદૂતો અપ્સરાઓ પાસે લઈ જવા આવ્યા. તે ઉત્સાહમાં આવી તેમની પાસે જવા લાગ્યો; તેટલામાં એક દેવદૂતે આવી તેને રોક્યો અને કહ્યું કે, અહીંથી આગળ જતા પહેલાં જીવને, પોતાનાં બધાં સારાં માઠાં કર્મ કહી બતાવવાં પડે છે. પેલો ચોર અપ્સરાઓના મોહમાં પોતાનું બધું કહેવા તૈયાર થયો; એટલામાં તેને મહાવીરનો પેલો ઉપદેશ યાદ આવ્યો કે, દેવોના પગ જમીનને ન અડકે ઇ૦. એટલે તે એકદમ થંભી ગયો અને તે દેવદૂતોના પગ વગેરે જોવા લાગ્યો. તેને ખાતરી થઈ ગઈ કે, આ સ્વર્ગ અને દેવદૂતો વગેરે બધું બનાવટી છે. એટલે તેણે પોતાનાં સત્કર્મ જ વખાણી બતાવ્યાં. અંતે થાકીને અભયકુમારે તેને છોડી દીધો. છૂટ્યા પછી તે ચોરને વિચાર આવ્યો કે, કાંટો કાઢતા સુધીમાં જ જેમનાં વચનો સંભળાઈ જવાથી હું રાજાની શિક્ષામાંથી બચી ગયો, તેમનું આચેસાચ શરણ લેવાથી મારું કેવું ભલું થશે? પછી તેણે મહાવીર પાસે જઈ દીક્ષા લીધી, અને આજીવન ધર્મરત રહી સ્વર્ગ પ્રાપ્ત કર્યું.

પાડવાને બદલે તેની બહેન રાજાનું રૂપ જોઈ મોહિત થઈ ગઈ અને તેને છૂપી રીતે બગાડી દીધો. બીજે દિવસે રાજાએ તે ચોરને નગરમાં આવેલો જોઈ પોતાની પાસે બોલાવી મંગાવ્યો, અને તેને શંકા ન આવે તે રીતે તેની બહેન સાથે પરણવાની માગણી કરી. પેલાએ તે કબૂલ કર્યું અને રાજાએ તેને વડો પ્રધાન બનાવ્યો. પછી તે જાણે નહીં તેમ ધીમે ધીમે તેનું બધું ધન મંગાવી લીધા બાદ અંતે રાજાએ તેનો વધ કર્યો.

રૌહિણેયની વાત આ પ્રમાણે છે: તેનો બાપ અઠંગ ચોર હતો. તેણે મરતી વખતે છોકરાને પોતાની વિદ્યાનો વારસો આપતી વખતે મહાવીર ઉપદેશ આપતા હોય ત્યાં કદી ન જવાની પ્રતિજ્ઞા કરાવી. રૌહિણેય ચોરવિદ્યામાં તેના બાપ કરતાં પણ કુશળ નીકળ્યો. એક દિવસ પોતાના જવાના રસ્તામાં તેણે મહાવીરને ઉપદેશ આપતા જોયા. તેમનો ઉપદેશ કાનમાં ન પેસી જાય તે માટે તેણે કાનમાં આંગળીઓ ખોસી દીધી. પરંતુ પગમાં કાંટો વાગવાથી, તે કાઢવા હાથ કાન ઉપરથી ઉઠાવતાં તેને આટલા શબ્દો સંભળાઈ ગયા, કે, 'દેવોના પગ જમીનને ન અડકે, તેમની આંખો ન મીંચાય, તેમની માળાઓ ન કરમાય, તેમને પરસેવો ન થાય, અને તેમને દિલે મેલ ન હોય!' ગામમાંથી રોજ ચોર ચોરી કરી નાસી છૂટતો હોવાથી રાજાના પુત્ર અભયકુમારે એક વખત જાતે આખા ગામને છૂપી રીતે ઘેરો ઘાલ્યો, અને અંદર ચોરની પાછળ દોડાદોડ મચાવી. રૌહિણેય બહાર નીકળવા જતાં જ લશ્કરના હાથમાં સપડાયો. પરંતુ તેની પાસે ચોરીનો કાંઈ મુદ્દો ન હોવાથી તેને કાંઈ

શિક્ષા કરી શકાય તેમ નહોતું. તેથી અભયકુમારે તેને મોંએ તેના પાપની કબૂલાત કરાવવા નીચેની યુક્તિ રચી: તે ચોરને તેણે ખૂબ રંગરાગમાં ચડાવી, દારૂ પાઈ, તેનું ભાન ભુલાવી દીધું. ત્યારબાદ તેણે તેની આસપાસ સ્વર્ગનો દેખાવ રચી દીધો. ચોરે ઘેનમાં એમ માન્યું કે પોતે સ્વર્ગમાં છે. ત્યાં તેને દેવદૂતો અપ્સરાઓ પાસે લઈ જવા આવ્યા. તે ઉત્સાહમાં આવી તેમની પાસે જવા લાગ્યો; તેટલામાં એક દેવદૂતે આવી તેને રોક્યો અને કહ્યું કે, અહીંથી આગળ જતા પહેલાં જીવને, પોતાનાં બધાં સારાં માઠાં કર્મ કહી બતાવવાં પડે છે. પેલો ચોર અપ્સરાઓના મોહમાં પોતાનું બધું કહેવા તૈયાર થયો; એટલામાં તેને મહાવીરનો પેલો ઉપદેશ યાદ આવ્યો કે, દેવોના પગ જમીનને ન અડકે ઇ૦. એટલે તે એકદમ થંભી ગયો અને તે દેવદૂતોના પગ વગેરે જોવા લાગ્યો. તેને ખાતરી થઈ ગઈ કે, આ સ્વર્ગ અને દેવદૂતો વગેરે બધું બનાવટી છે. એટલે તેણે પોતાનાં સત્કર્મ જ વખાણી બતાવ્યાં. અંતે થાકીને અભયકુમારે તેને છોડી દીધો. છૂટ્યા પછી તે ચોરને વિચાર આવ્યો કે, કાંટો કાઢતા સુધીમાં જ જેમનાં વચનો સંભળાઈ જવાથી હું રાજાની શિક્ષામાથી બચી ગયો, તેમનું સાથેસાથ શરણ લેવાથી મારું કેવું ભલું થશે? પછી તેણે મહાવીર પાસે જઈ દીક્ષા લીધી, અને આજીવન ધર્મરત રહી સ્વર્ગ પ્રાપ્ત કર્યું.

६

# રામાયણની કથા

[પાન ૩૩ માટે]

લંકાના રાજા રાવણના ગળામાં વડીલપરંપરાથી પ્રાપ્ત થયેલી દિવ્ય નવરત્નોની એક માળા હતી. તેમાં તેનું મુખ પ્રતિબિંબિત થવાથી તેને દશ મુખ હોય તેમ દેખાતું હતું. તેણે અનેક વિદ્યાઓ સાધેલી હતી, અને તેમના પ્રતાપે તે દુર્ધર્ષ તથા મહા બળવાન બનેલો હતો. તેના પુત્ર મેઘનાદે પણ ઇંદ્ર નામના વિદ્યાધરોના રાજાને રણમાં હરાવી કેદ પકડ્યો હતો. રાવણે પાતાલલંકા જીતીને તેનું રાજ્ય ખરને સોંપ્યું હતું તથા તેને પોતાની બહેન પરણાવી હતી. મરુત્ત નામના રાજાને યજ્ઞ કરતો જોઈ, તેણે તેને અહિંસાનો ઉપદેશ આપી યજ્ઞ બંધ કરાવ્યો હતો.

અયોધ્યાના રાજા દશરથને કૌશલ્યાદિ રાણીઓથી રામાદિ પુત્રો થયા હતા. એક વખત રોષે ભરાયેલી સુમિત્રાને મનાવવા જતાં તે રાજાએ પોતાના અંતઃપુરના

વૃદ્ધ કંચુકીને જોયો. તેને જોઈ રાજાને વિચાર આવ્યો કે, વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થતા પહેલાં મોક્ષ માટે પ્રયત્ન કરવો જોઈએ. તેથી તેમણે રામને રાજગાદી આપવાનો વિચાર કર્યો; પરંતુ પોતે પહેલાં કોઈ વખત કૈકેયીને બે વરદાન આપેલાં, તે અનુસાર કૈકેયીએ રામનો ચૌદ વર્ષનો વનવાસ અને ભરતનો રાજ્યાભિષેક માગ્યાં. પરિણામે સીતા તથા લક્ષ્મણ સાથે રામ દંડકવનમાં પંચવટી આશ્રમમાં જઈને રહ્યા. ત્યાં કોઈ વાર બે મુનિ આવી ચડ્યા. તેમને કારણે દેવોએ કરેલી પુષ્પવૃષ્ટિથી ખેંચાઈ જટાયુ નામનો ગીધ ત્યાં આવ્યો, તથા મુનિઓનો ઉપદેશ સાંભળતાં પૂર્વજન્મનું સ્મરણ થવાથી રામની પાસે રહ્યો. એક વખત લક્ષ્મણ જંગલમાં ફળાદિ માટે બહાર ગયા હતા, ત્યાં તેમણે એક દિવ્ય તલવાર જોઈ. તેની ધારની પરીક્ષા કરવા તેમણે વાંસના એક ઝુંડ ઉપર તેને ચલાવી. તેથી તે જાળાની સાથે અંદર બેઠેલા એક માણસનું માથું પણ કપાઈ ગયું. લક્ષ્મણે આવી રામને તે બધી વાત કહેતાં રામે કહ્યું કે, આ તો સૂર્યહાસ નામની દિવ્ય તરવાર છે; પેલો પુરુષ તેની સાધના કરતો હશે. એટલામાં રાવણની બહેન અને ખરની પત્ની ચંદ્રણખા પોતાના પુત્રને મારનારની શોધમાં ત્યાં આવી; પરંતુ રામનું રૂપ જોતાં પુત્રશોક ભૂલી રામ ઉપર મોહિત થઈ ગઈ. રામે તેને કહ્યું કે, મારી પાસે તો મારી પત્ની છે; માટે તું પત્ની વિનાના લક્ષ્મણ પાસે જા. તે તદનુસાર લક્ષ્મણ પાસે ગઈ; પરંતુ લક્ષ્મણે તેને કહ્યું કે, એક વાર તું મારા વડીલ–મોટાભાઈને મનથી અર્પિત થઈ ચૂકી છે, એટલે હવે તો તું મારી મા સમાન થઈ. આમ નિરાશ થયેલી, તથા

પુત્રશોકથી વ્યાકુળ બનેલી ચંદ્રણખાએ જઈને ખર વગેરેને પુત્રવધની વાત કરી, અને તેનો બદલો લેવા તેમને ઉશ્કેર્યા. લક્ષ્મણ તેમની સાથે લડવા લાગ્યા; તેટલામાં ચંદ્રણખાએ લંકા જઈને રાવણને પણ રામની સુંદર પત્ની સીતાને હરી લાવવા ઉશ્કેર્યો. રાવણ પુષ્પક વિમાનમા ત્યાં આવ્યો. રામને સીતા પાસેથી દૂર ખસેડવા તેણે માયાથી, લક્ષ્મણ રણક્ષેત્રમાં મદદ માટે બોલાવતા હોય તેવો અવાજ કર્યો. રામ જતા રાવણ સીતાને લઈ, જટાયુને ઘાયલ કરીને નાઠો. રામ અને લક્ષ્મણ પણ પાછા આવતા જટાયુ પાસે બધો વૃત્તાંત જાણી, સીતાની શોધમા નીકળ્યા

કિષ્કિંધા નગરીનો રાજા સુગ્રીવ એક વખત રામ બહાર ક્રીડા કરવા ગયો હતો. તે વખતે આકાશમાં ફરતા સાહસગતિ નામના વિદ્યાધરે તેના અંતઃપુરમા તેની પત્ની તારાને જોઈ. તેથી મોહિત થઈ તે સુગ્રીવનુ રૂપ લઈને ત્યાં આવ્યો. પરંતુ તે અંતઃપુરમાં પહોંચે ત્યાર પહેલાં સાચો સુગ્રીવ પાછો આવ્યો અને તે બંને વચ્ચે ભારે યુદ્ધ થયુ. સાચો સુગ્રીવ થાકીને નગર બહાર કોઈ બળિયાની મદદની શોધમા ચાલ્યો ગયો. (તેનો મોટો ભાઈ બળવાન વાલી તો તે અગાઉ રાજ્ય તજી, મોક્ષ પામ્યો હતો.) એ અરસામાં સુગ્રીવે સાંભળ્યુ કે, રામે ખરને મારી તેની જગાએ પાતાલલંકાના સાચા રાજાના પુત્રને ફરી ગાદીએ બેસાડ્યો છે. તેથી તેમની મદદ માગવા તે ગયો. રામે કિષ્કિંધા આવીને ધનુષ્યનો ટંકાર કર્યો, તેથી પેલા બનાવટી સુગ્રીવની માયા દૂર થઈ ગઈ. પછી રામે તેને એક જ બાણથી પૂરો કરી, સુગ્રીવને રાજ્ય પાછુ આપ્યુ.

આણી બાજુ રાવણે સીતાને પોતાને વશ થવા સમજાવવા પોતાની રાણી મંદોદરીને મોકલી હતી. પોતાના પતિનું જ દૂતીકર્મ કરતી તે સ્ત્રીને જોઈ સીતાને ઘણો ગુસ્સો આવ્યો. તે જ અરસામાં સુગ્રીવે મોકલેલા હનુમાને સીતાને રામની વીંટી આપી અને દિલાસો આપ્યો; તથા પછીથી લંકાને પગ વડે છિન્નભિન્ન કરી નાખી, તે પાછા આવ્યા. અહીં, રામે સેતુ બાંધી લંકા ઉપર ચડાઈ કરી. લડાઈમાં રાવણના પુત્ર મેઘનાદે લક્ષ્મણને ઘાયલ કર્યા. કોઈ વિદ્યાધરે તે વખતે ખબર આપી કે, અયોધ્યાથી ૧૨ યોજન દૂર આવેલા કૌતુકમંગલ નગરના રાજા, તથા કૈકેયીના ભાઈ દ્રોણઘનની વિશલ્યા નામની કન્યાના નાહેલા પાણીનો સ્પર્શ કરાવો તો જ લક્ષ્મણ જીવશે. તેથી હનુમાન વિમાનમાં બેસી અયોધ્યા ગયા અને ભરતને સાથે લઈ દ્રોણઘન પાસે વિશલ્યાની માગણી કરી. રાજાએ તે ખુશીથી કબુલ રાખી. પછી પેલી કન્યાએ આવી લક્ષ્મણને નિઃશલ્ય કર્યા, તથા બીજા બધા લડવૈયાઓને પણ પોતાના નાહેલા પાણીથી જીવતા કર્યા. કુંભકર્ણ વગેરેને પણ રામે જીવતા કરાવ્યા, અને તેઓ તરત જ પ્રવ્રજ્યા લઈ ચાલતા થયા. પછી રામે લક્ષ્મણને તે વિશલ્યા સાથે જ પરણાવ્યા. ત્યાર બાદ ફરી યુદ્ધ શરૂ થયું. તેમાં લક્ષ્મણે રાવણનું માથું કાપી નાખ્યું. પછી વિભીષણને લંકાનું રાજ્ય સોંપી, રામ સીતા સાથે અયોધ્યા પાછા આવ્યા.

૭

# સુદર્શન શેઠની કથા

[ પાન ૩૩ માટે ]

અંગદેશમાં ચંપાનગરીમાં દધિવાહન નામનો રાજા હતો. તેને અભયા નામની પરમ સુંદર રાણી હતી. તે નગરમાં ઋષભદાસ નામનો જૈન શેઠ રહેતો હતો. તેને સુદર્શન નામનો પુત્ર હતો. તેને યોગ્ય વયનો થતાં મનોરમા નામની કન્યા સાથે પરણાવવામાં આવ્યો. સુદર્શનને રાજાના પુરોહિત કપિલ સાથે પરમ મૈત્રી હતી. તેની સ્ત્રી કપિલા સુદર્શન ઉપર મોહિત થઈ હતી. એક વખત કપિલ બહારગામ ગયેલો તે અરસામાં કપિલાએ સુદર્શનને કહેવરાવ્યું કે, તમારા મિત્ર રાજપુરોહિત કપિલ બહારગામથી ઘણા બીમાર થઈને પાછા આવ્યા છે, અને તમને બોલાવે છે. સુદર્શન ઘરમાં આવતાં કપિલાએ બારણાં બંધ કરી પોતાનો મનોભાવ તેની આગળ પ્રગટ કર્યો. પરંતુ સુદર્શને કહ્યું કે, હું તો નપુંસક છું.* એટલે કપિલાએ તેને જવા દીધો. એક વખત કપિલા અભયારાણી સાથે બગીચામાં ફરતી હતી. ત્યાં તેણે સુદર્શનની સ્ત્રી મનોરમાને ૭ પુત્રો સાથે

---

* પરસ્ત્રી પ્રત્યે તે નપુંસક જેવો જ હતો; એટલે તે જૂઠું બોલ્યો એમ પણ ન કહેવાય. — કર્તા.

જોઈ. તે જોઈ તેણે રાણીને કહ્યું કે, સુદર્શન 'નો નપુંસક છે, અને આને તો છ પુત્રો છે! રાણીએ પૂછ્યું, 'તેં કેવી રીતે જાણ્યું કે સુદર્શન નપુંસક છે?' ત્યારે કપિલાએ પોતાનો વૃત્તાંત તેને કહી સંભળાવ્યો. ત્યારે રાણી બોલી કે, 'તું મૂર્ખ, એટલે એ રીતે તને સુદર્શન છેતરી ગયો.' ત્યારે કપિલાએ ટાણો માર્યો કે, 'હું ભલે મૂર્ખ રહી; પણ તમે કુશળ છો તો સુદર્શનને ફસાવો તો ખરાં!' રાણીએ સુદર્શનને ફસાવવાનું માથે લીધું. એક વખત રાજા બહાર ગયેલો તે વખતે તેણે ધ્યાનમાં બેઠેલા સુદર્શનને છૂપી રીતે પકડી મંગાવ્યો, અને તેને અનેક રીતે વીનવવા માંડયો. પરંતુ સુદર્શન ધ્યાનથી ચલિત થયો નહીં. ત્યારે રાણીએ પોતાને શરીરે લવરાં ભરીને બૂમ પાડી કે, 'બચાવો, બચાવો, આ દુષ્ટ મારા ઉપર બળાત્કાર કરે છે.' એટલે સુદર્શનને તરત પકડવામાં આવ્યો અને તેને વધની શિક્ષા કરવામા આવી. પરંતુ તેના ઉપર ઉગામેલી તરવાર ફૂલનો હાર બની જતી. રાજાએ જાતે આવીને પણ આ જોયું. આથી નવાઈ પામી તેણે સુદર્શનને બધી વાત પૂછી, તો સુદર્શને તેને બધુ કહી સંભળાવ્યુ. રાજાએ તરત તેને પોતાને હૃદયે ચાંપ્યો, અને હાથી ઉપર બેસાડી માથે લીધો. અભયા આ સાંભળી ફાંસો ખાઈ મરી ગઈ. ત્યારબાદ સુદર્શન સાધુ થયો. એક વખત પાટલિપુત્ર નગરમાં, ફરતાં ફરતાં દેવદત્તા નામની ગણિકાએ તેને જોયો. તેણે પણ મોહિત થઈ જઈ તેને મનાવવા બહુ પ્રયત્નો કર્યા. પરંતુ સુદર્શન જરા પણ ચલિત ન થયો, એટલે દેવદત્તાએ તેને જવા દીધો.

૮

## સગર રાજાની કથા

[પાન ૩૪ માટે]

અયોધ્યાના ચક્રવર્તી રાજા સગરને ૬૦,૦૦૦ પુત્રો હતા. તેમાંનો મોટો જહ્નુકુમાર એક વખત પિતાનો દિવ્ય દંડ લઈ, ભાઈઓ સાથે પૃથ્વીપર્યટન કરવા નીકળ્યો. ફરતાં ફરતાં અષ્ટાપદ પર્વત ઉપર ભરતે કરાવેલું ચૈત્ય જોઈ, તેને વિચાર આવ્યો કે, ભરત જેમ આ ચૈત્યથી અમર થઈ ગયા છે, તેમ આપણે તેની આજુબાજુ અપૂર્વ ખાઈ બનાવીને અમર થઈએ. તેથી તેણે પિતાનો દિવ્ય દંડ છૂટો મૂક્યો. તે દંડે પૃથ્વીને નાગલોક જેટલી ઊંડી ખોદી નાખી. આથી બધા નાગો જ્વલનપ્રભ નામના પોતાના રાજાને શરણે ગયા. તેણે આવી સગરના પુત્રોને ખૂબ ધમકાવ્યા. પેલાઓએ ભૂલથી થયેલા અપરાધની ક્ષમા માગી, તેથી તેણે તેમને જવા દીધા. હવે તેમણે વિચાર કર્યો કે, આટલી ઊંડી ખાઈ ઉઘાડી રહેશે તો કાલક્રમે પુરાઈ જશે. તેથી તેમણે પેલા દંડ વડે ગંગા નદીને ખેંચી આણીને તે ખાઈમાં વાળી દીધી. તેથી નાગલોકોનાં ઘરોમાં પાણી પેસી ગયું. આ જોઈ નાગરાજ જ્વલનપ્રભે ગુસ્સે થઈ તે ૬૦,૦૦૦ પુત્રોને બાળી નાખ્યા. સગરરાજાને તે ખબર મળતાં, દુઃખથી અભિભૂત થઈ, તેણે જહ્નુના પુત્ર ભગીરથને ગાદીએ બેસાડી અજિતનાથ પાસે પ્રવ્રજ્યા લીધી.

૯

# સંગમકની કથા

[પાન ૫૩ માટે]

અનાથ સંગમક પોતાની ધન્યા માતા સાથે મહેનત-મજૂરી કરી જેમ તેમ ગુજારો કરતો હતો. એક દિવસ કોઈ ઉત્સવ નિમિત્તે ઘેર ઘેર ખીર થતી જોઈ, તે પણ ઘેર જઈ મા પાસે ખીર માગવા લાગ્યો. પરંતુ ગરીબ માથી તે ન આપી શકાતાં તે રડવા લાગ્યો. તેનું દુઃખ જોઈ તેની મા પણ વિલાપ કરવા લાગી. પાડોશીઓને તેની ખબર પડતાં તેઓએ દયા લાવી ધન્યાને દૂધ વગેરે સામગ્રી આપી. તેની તેણે ખીર બનાવી અને એક થાળીમાં થોડીક પીરસીને સંગમકને જમવા બેસાડ્યો; તથા પોતે અંદર કશું લેવા ગઈ. તેટલામાં એક મહિનાનો ઉપવાસી કોઈ સાધુ ત્યાં આવી ચડ્યો *અને ભિક્ષા માગવા લાગ્યો. તેને જોઈ સંગમકે પોતાની થાળીમાં પીરસેલી ખીર તેના વાસણમાં ઠાલવી દીધી. તે લઈને સાધુ ચાલ્યા ગયા પછી તેની મા બહાર આવી. તેની થાળી ખાલી થયેલી દેખી તેણે બીજી ખીર તેમાં

પીરસી. તે દિવસે અકરાંતિયાપણે ખીર ખાવાથી અંગમક આફરો ચડતાં મરી ગયો; અને મરતા પહેલાં ભૂખ્યા સાધુને દાન કર્યું હોવાથી રાજગૃહમાં ગોભદ્ર શેઠને ત્યાં ભદ્રા શેઠાણીને પેટે જન્મ્યો. તેનું નામ શાલીભદ્ર પાડવામાં આવ્યુ. ગોભદ્ર શેઠને ત્યાં અતિ વિપુલ વૈભવ હતો; અને શાલીભદ્ર પણ માતાપિતાએ પરણાવેલી ૩૨ પત્નીઓ સાથે વિહાર કરતો હવેલીને સાતમે માળે જ પડી રહેવા લાગ્યો. તેના પિતાના મૃત્યુ પછી તેની માતાએ બધો આર્થિક તેમજ કૌટુંબિક વ્યવહાર ચલાવવા માંડ્યો અને શાલીભદ્રને તેના સુખોપભોગમાં જરા પણ મણા ન આવવા દીધી. એક વખત કોઈ વેપારી રાજગૃહમાં શ્રેણિકરાજા પાસે 'રત્નકંબલ' લઈને આવ્યા; પરંતુ તેમની કિંમત વધારે હોવાથી રાજાએ તે ન લીધા. પછી ભદ્રા શેઠાણીને તે બતાવતાં તેણે તે બધા રત્નકંબલો ખરીદી લીધા. ત્યાર બાદ ચેલ્લણા રાણીએ પોતાને માટે ગમે તે મૂલ્યે પણ એક રત્નકંબલ ખરીદવાનો રાજાને આગ્રહ કર્યો. રાજાએ તે વેપારીઓને પાછા બોલાવતાં તેમણે કહ્યું કે, તે બધા કંબલો તો ભદ્રાશેઠાણીએ ખરીદી લીધા છે. એટલે રાજાએ કિંમત આપી એક કંબલ ખરીદવા માટે પોતાના માણસને ભદ્રા પાસે મોકલ્યો. ત્યારે ભદ્રાએ કહ્યું કે, મારા પુત્રની સ્ત્રીઓનાં પગલુછણિયાં કરવા માટે તે કંબલોનાં તો મેં નાના ટુકડા કરાવી દીધા છે! આવાં ધનાઢ્ય માણસો પોતાના રાજ્યમાં છે એ જાણી, શ્રેણિકરાજાને અતિ આનંદ થયો; અને ભદ્રાના ઘરનો વૈભવ જાતે જોવા તે એક દિવસ તેને મહેલે ગયો. ભદ્રાએ ચોથા માળ ઉપર તેને બેસાડી તેની બહુ બરદાસ કરી. પછી,

રાજા ઘેર મળવા આવ્યો છે, એમ કહી ભદ્રાએ શાલીભદ્રને નીચે તેડાવ્યો. ત્યારે તેને વિચાર આવ્યો કે, મારે આ પરાધીનતા શી? મારે તો એવું સુખ જોઈએ, કે જેમાં કોઈની તાબેદારી ઉઠાવવાની ન હોય. તે નામને રાજા પાસે આવ્યો અને આવીને તરત જ ઉપર પાછો ચાલ્યો ગયો. પણ તેના મનમાં એ વાતનો ડંખ રહી ગયો. એક દિવસ ધર્મઘોષ નામના મુનિ રાજગૃહમાં આવી પહોંચ્યા. તેમની વાત સાંભળી શાલીભદ્ર, તેમને મળવા ગયો; અને તેમને પૂછ્યું કે, એવું શું કરીએ તો પોતાનો કોઈ ઉપરી ન રહે? ત્યારે તેમણે તેને કહ્યું કે, દીક્ષા લઈને સાધુ થનારનો કોઈ ઉપરી નથી રહેતો. એટલે શાલીભદ્રે પોતાની માને આવીને તે વાત કરી. ત્યારે તેની માએ તેને સમજાવીને કહ્યું કે, તારો વિચાર સારો છે; પરંતુ બધી વસ્તુનો ત્યાગ એકદમ કરવા જઈશ તો તું દુઃખી થઈશ; માટે રોજ થોડી થોડી વસ્તુઓનો ત્યાગ કરી તું ટેવાતો જા. એટલે શાલીભદ્રે રોજ એક એક પથારી અને એક એક સ્ત્રી તજવાનો નિશ્ચય કર્યો. શાલીભદ્રની નાની બહેન તે જ ગામમાં પરણાવેલી હતી. તે આ ખબરથી દુઃખી થઈ પોતાના પતિ ધન્ય આગળ પોતાના ભાઈએ કરેલો કઠોર નિર્ણય કહેવા લાગી. ત્યારે તેના પતિએ તેની મશ્કરી કરીને કહ્યું કે, એમ રોજ એક એક સ્ત્રી અને પથારી છોડનારાથી સાધુ ન થવાય! ત્યારે તેની સ્ત્રી ગુસ્સામાં આવીને બોલી કે, જો સાધુ થવું સહેલું હોય, તો તમે જ કેમ થતા નથી? આ સાંભળતાં તે તરત જ ઘર છોડી ચાલી નીકળ્યો. આ વાત સાંભળી શાલીભદ્ર પણ તરત જ બધું છોડી ચાલી નીકળ્યો.

## ૧૦

## સ્થૂલભદ્રની કથા

[ પા. ૭૪ માટે ]

પાટલિપુત્ર નગરમા નંદ નામનો રાજા હતો. તેને શકટાલ નામનો વડો પ્રધાન હતો. તે શકટાલને સ્થૂલભદ્ર અને શ્રીયક નામના બે પુત્રો હતા. તેમાંનો નાનો શ્રીયક રાજાના અંગરક્ષકનું કામ કરતો હતો અને રાજાનો વિશ્વાસ-પાત્ર હતો; પરંતુ સ્થૂલભદ્ર અતિશય બુદ્ધિશાળી હોવા છતાં કોશા નામની ગણિકામાં આસક્ત થઈ, તેને ત્યાં જ પડી રહેતો હતો. તેના પિતાના મૃત્યુ પછી રાજાએ તેને બોલાવીને પ્રધાનપદ લેવાનું કહ્યું. સ્થૂલભદ્રે વિચાર્યું કે, રાજાનું પ્રધાનપદું સ્વીકારીશ તો પ્રિયા સાથે નિરાંતે રહી શકાશે નહીં; ઉપરાંત, ગમે તેટલું કામ કરીશ, તો પણ તે પદ પામવાની ઇચ્છા રાખનારા અન્ય લોકોની ખટપટ હમેશાં ચાલ્યા જ કરવાની; અને પ્રધાનપદું નહિ સ્વીકારું, તો રાજા ગુસ્સે થશે. એટલે તેણે જઈને સંભૂતિવિજય

પાસે દીક્ષા લીધી અને સંસારનો ત્યાગ કર્યો. એક વખત વર્ષાકાળ આવતાં મુનિઓ સંભૂતિ પાસે ચાતુર્માસના નિયમો લેવા લાગ્યા. એકે કહ્યું કે, હું ચારે મહિના સિંહની ગુફાના મોં આગળ ઉપવાસ કરી સ્થિર બેસી રહીશ. બીજાએ મહા ઝેરી[1] નાગના દરના મોં આગળ તેવી રીતે ચાર માસ રહેવાનો નિયમ લીધો, એમ બધા શિષ્યોએ બહુ આકરા નિયમો લીધા. ત્યારે સ્થૂલભદ્રે એવો નિયમ લીધો કે, કોશા ગણિકાની જે ચિત્રશાળા છે, કે જેમાં કામશાસ્ત્ર નિરૂપક ઉદ્દીપક ચિત્રો ચારે તરફ ચીતરેલાં છે, તેમાં છ રસવાળાં ભોજન ખાઈને ચારે માસ રહીશ. એ પ્રમાણે નિયમો લઈ બધા શિષ્યો ચાલ્યા ગયા. કોશાને સ્થૂલભદ્ર ઉપર હાર્દિક અનુરાગ હતો; અને તેના ચાલ્યા જવાથી તે દુઃખપૂર્ણ થઈ ગઈ હતી. તે સ્થૂલભદ્રને આ વેશે આવેલો જોઈ દુ:ખી થઈ, પરંતુ તેને પોતાને ત્યાં થોડા વખત માટેય આવેલો જોઈ હર્ષિત પણ થઈ. તેણે તેના કહ્યા મુજબ પોતાની ચિત્રશાળામાં તેનો ઉતારો કરી આપ્યો. તે હમેશાં તેને ષડ્રસવાળાં ઉત્તમ ભોજનો કરાવતી, અને પોતાનાં ઉત્તમોત્તમ વસ્ત્રાભૂષણોથી અલંકૃત થઈને તેની પાસે બેસતી. પરંતુ સ્થૂલભદ્ર જરા પણ ક્ષોભ પામ્યા વિના પોતાના ધ્યાનમાં લીન રહેતા. કોશાને ધીમે ધીમે તેના ઇંદ્રિયજયની

---

૧. મૂળ, 'દગવિષાહિ'. તેની નજર પડવા માત્રથી ઝેર ચડી જાય છે; અથવા તે સાપ સામા માણસની આંખમાં ઝેર થૂંકે છે; જેથી અસહ્ય દાહ ઉત્પન્ન થઈ તે ભાગને વલૂરવાથી તે ઝેર તે માણસના શરીરમાં દાખલ થઈ તેનો પ્રાણ લે છે.

ખાતરી થતાં તેના તરફ ભક્તિભાવ ઉત્પન્ન થયો, અને પોતાના દુરાચારી જીવનનો અનુતાપ પણ થયો. રાજાના હુકમથી કોઈ પુરુષને પરણવું પડે, તો તે સિવાય બીજા કોઈ પુરુષ સાથે શરીરસંબંધ ત્યાગવાનો તેણે તે વખતે જ નિયમ લીધો. ત્યારબાદ અતિ ભક્તિપૂર્વક ચારે માસ તેણે સ્થૂલભદ્રની શુશ્રૂષા કરી. ચાતુર્માસ પૂરા થતાં બધા શિષ્યો ગુરુ પાસે પાછા આવ્યા. ગુરુએ તે દરેકનું યોગ્ય શબ્દોમાં અભિવાદન કર્યું; પરંતુ સ્થૂલભદ્રને દેખીને તો ઊભા થઈ તેને 'દુષ્કરથી પણ દુષ્કરનો કરનાર,' તથા 'મહાત્મન્' કહીને તેનો સત્કાર કર્યો તેથી બધા શિષ્યોને અદેખાઈ આવી, અને 'અમે આવું ઉપવાસ જેવું કઠણ વ્રત અને તે પણ સિંહની ગુફા જેવા ભયાનક સ્થાને આચર્યું, જ્યારે સ્થૂલભદ્ર તો ગણિકાના મહેલમાં પડ્રસ ખાઈને રહ્યો, છતાં તેનો આવા શબ્દોમાં ગુરુએ સત્કાર કર્યો', તેનું તેઓ દુઃખ માનવા લાગ્યા. બીજે વર્ષે ફરી ચાતુર્માસનો વખત આવતાં પેલા સિંહ-ગુફાવાસીએ કોશાની ચિત્રશાળામાં જઈને રહેવાની માગણી કરી. ગુરુએ તેને કહ્યું કે, એ વસ્તુ તારાથી નહીં થાય, માટે અશક્ય વસ્તુ કરવાની ઇચ્છા છોડી દે. પરંતુ તેથી તો પોતાના નિશ્ચયમાં વધુ મક્કમ બની, તે ત્યાં જ ગયો. પરંતુ ત્યાં તો પહેલી જ રાત્રે તે વિહ્વલ થઈ ગયો અને કોશા પાસે કામભોગની માગણી કરવા લાગ્યો. તેને વ્રત ભંગમાંથી બચાવવા માટે કોશાએ તેને કહ્યું કે, નેપાલના રાજા પાસેથી રત્નકંબલ તું લાવી આપે, તો હું તારી ઇચ્છા પૂર્ણ કરું. તે સાંભળી, સાધુએ ચોમાસામાં મુસાફરી ન કરવી જોઈએ છતાં તે નેપાલ સુધી જઈને ત્યાંથી તે

રત્નકંબલ લઈ આવ્યો. રસ્તામાં લૂંટારુઓએ તેને પકડયો; ત્યારે તેમને પણ કરગરીને તે સાજોસમો તે કંબલ લઈને કોશા પાસે આવ્યો. કોશાએ તે રત્નકંબલ લઈને તરત જ દુર્ગંધી ખાળમાં નાખી દીધો. તે જોઈ પેલો કહેવા લાગ્યો કે, મેં આટલી મહેનતે આણેલી આવી કીમતી વસ્તુ તુ આવી ગંદકીમાં કેમ નાખી દે છે? ત્યારે કોશાએ કહ્યુ કે, આટલાં વર્ષોથી કઠોર તપ વગેરે આચરીને મેળવેલું ચારિત્ર તમે ગદકીભર્યાં મારા શરીરમાં રગદોળવા તૈયાર થયા છો, તના કરતાં તો મેં કાંઈ જ વધારે નથી કર્યું. આ સાંભળી પેલાને ભાન આવ્યુ અને ત્યાંથી ગુરુ પાસે પાછો આવી તે પસ્તાવો કરવા લાગ્યો અને પોતે કરેલા અતિચારો માટે પ્રાયશ્ચિત્ત આચરવા લાગ્યો. પછી વખત જતાં કોશાને રાજાએ પોતાના રથિક સાથે પરણાવી. પરતુ, કોશાની કુશળતાથી પ્રસન્ન થઈ, તથા તેને મોંએ સ્થૂલભદ્રના ઇંદ્રિય-જયની વાતથી મુગ્ધ થઈ, તેણે ગુરુ પાસે જઈ દીક્ષા લીધી.

એક વખત મગધમાં ૧૨ વર્ષનો દુકાળ પડ્યો. તે દરમ્યાન સાધુઓ શાસ્ત્રજ્ઞાન ભૂલી જવા લાગ્યા. તેથી પાટલિપુત્રમાં તેમનો સંઘ ભેગો થયો અને ત્યા તેમણે અગિયાર અંગો તો એકઠાં કર્યાં; પરતુ બારમું દૃષ્ટિવાદ અંગ કોઈ જાણતું ન હોવાથી બાકી રહ્યું. ભદ્રબાહુ જ તે બારમું અંગ જાણતા હતા. પરંતુ તે તો નેપાળમાં મહાપ્રાણવ્રત ધારીને બેઠા હતા; એટલે પાટલિપુત્ર આવી શકે તેમ નહોતું. તેથી સંઘે તેમની પાસે સ્થૂલભદ્ર વગેરે પાંચસો સાધુઓને દૃષ્ટિવાદ શીખી લાવવા મોકલ્યા. ભદ્રબાહુને વખત બહુ થોડો રહેતો, તેથી તે ઘણુ ભણાવી શકતા નહીં. તેથી બીજા સાધુઓ તો

કંટાળીને પાછા ચાલ્યા ગયા; પરંતુ સ્થૂલભદ્ર કાયમ રહ્યા. પોતાનું વ્રત પૂરું થયા બાદ ભદ્રબાહુએ સ્થૂલભદ્રને ૧૪ પૂર્વોમાંથી ૧૦ તો શીખવી દીધાં. પરંતુ તે અરસામાં તે ફરતાં ફરતા પાટલિપુત્ર આવી પહોંચ્યા. સ્થૂલભદ્રને આવ્યો જાણી તેની બહેન તેને મળવા આવી અને સ્થૂલભદ્ર ક્યાં છે એમ ભદ્રબાહુને પૂછવા લાગી. સ્થૂલભદ્ર પાસેના ઓરડામાં હતા, ત્યાં તેને જવાનુ ભદ્રબાહુએ કહ્યું. સ્થૂલભદ્રે પોતે નવી શીખેલી વિદ્યાથી બહેનને આશ્ચર્ય પમાડવા તે વખતે સિંહનુ રૂપ ધારણ કર્યું. ઓરડામાં સ્થૂલભદ્રને બદલે સિંહ જોઈ, પેલી બહેન ભદ્રબાહુ પાસે પાછી આવી. ત્યારે ભદ્રબાહુએ સાચી વાત જાણી લઈ તેને કહ્યું કે, તે તારો ભાઈ જ છે. એટલે તે પાછી આવી અને પાછુ મનુષ્યરૂપ ધારણ કરેલા સ્થૂલભદ્ર સાથે વાતો કરવા લાગી. બહેન પાછી ગયા પછી સ્થૂલભદ્ર ભદ્રબાહુ પાસે આગળ શીખવા માટે ગયા. ત્યારે ભદ્રબાહુએ કહ્યું કે, તેં તારી વિદ્યાનો આ રીતે ઉપયોગ કર્યો, માટે હવે હું તને ભણાવીશ નહીં. કારણકે, પછીના સમયમાં સાધુઓ બહુ જ હીનસત્ત્વ થશે; તે વખતે તેમના હાથમાં આ બધી વિદ્યાઓ જાય તે ઠીક નહીં. પછીથી, પોતાના હાથે પૂર્વજ્ઞાન લુપ્ત ન થાય તે ઇરાદાથી, બાકીનાં ચાર પૂર્વ તેમણે સ્થૂલભદ્રને શીખવ્યાં તો ખરાં, પરંતુ તે બીજા કોઈને શીખવવાની મના કરી.

## ૧૧

# ગૃહસ્થની અગિયાર પ્રતિમાઓ

[પાન ૭૬ માટે]

૧ દર્શનપ્રતિમા એટલે કે સમ્યક્ત્વવ્રતનું એક માસ સુધી સંપૂર્ણ પાલન કરવું ૨ વ્રતપ્રતિમા એટલે કે બે માસ સુધી અણુવ્રતોનું બરાબર પાલન કરવું ૩ સામાયિક પ્રતિમા એટલે કે ત્રણ માસ સુધી સામાયિક બરાબર કરવું ૪ પૌષધપ્રતિમા એટલે કે આઠમ, ચૌદશ, અમાસ અને પૂર્ણિમાને દિવસે સંપૂર્ણ પૌષધવ્રત લેવું અને તેમ ચાર માસ સુધી કરવું ૫ કાયોત્સર્ગ પ્રતિમા એટલે કે પાંચ મહિના સુધી સ્થિરપણે જિનનું ધ્યાન કરવું, સ્નાન ન કરવું, રાત્રે ભોજન ન કરવું, દિવસે સર્વથા બ્રહ્મચર્ય પાળવું, રાત્રે મર્યાદિત બ્રહ્મચર્ય પાળવું, પોતાના દોષનું નિરીક્ષણ કરવું અને કાછડી ન ખોસવી ૬ અબ્રહ્મવર્જન પ્રતિમા એટલે કે ૭ મહિના સુધી શૃંગારનો ત્યાગ કરવો, સ્ત્રી સંબંધનો ત્યાગ કરવો, તથા સ્ત્રી સાથે અતિપ્રસંગ ન કરવો

૭ સચિત્ત-આહાર-વર્જન-પ્રતિમા : એટલે કે, સજીવ વસ્તુ સાત મહિના સુધી ન ખાવી ૮. સ્વયં-આરંભ-વર્જન-પ્રતિમા : એટલે કે આઠ મહિના સુધી કશી સપાપ પ્રવૃત્તિ જાતે ન કરવી. ૯. ભૃત્ય-પ્રેષ્ય-આરંભ વર્જન-પ્રતિમા એટલે કે નવ મહિના સુધી નોકર-ચાકર દ્વારા પણ કોઈ જાતની સપાપ પ્રવૃત્તિ ન કરાવવી. ૧૦. ઉદ્દિષ્ટ-ભક્ત-વર્જન-પ્રતિમા એટલે કે પોતાને ઉદ્દેશીને કરેલા ખાનપાન વગેરે પદાર્થનો દશ મહિના સુધી ઉપયોગ ન કરવો તથા મુંડ રહેવું અથવા ચોટલી રાખવી. ૧૧. શ્રમણભૂત પ્રતિમા એટલે કે અગિયાર મહિના સુધી શ્રમણ–સાધુ જેવી પ્રવૃત્તિ રાખવી પછીની દરેક પ્રતિમા વખતે આગળની દરેક પ્રતિમા ચાલુ રહેલી જ ગણવી.

## ૧૨
# ધ્યાનાદિ માટે યોગ્ય સ્થાનો

[પાન ૧૧૦ માટે]

મૂળમાં ધ્યાનાદિના અભ્યાસ માટે તીર્થંકરનાં જન્માદિ સ્થાનો પસંદ કરવા એમ કહ્યું છે. તે સ્થાનોની વિગત નીચે પ્રમાણે છે:

| જિન | જન્મસ્થાન | દીક્ષાસ્થાન | જ્ઞાનપ્રાપ્તિસ્થાન | મોક્ષસ્થાન |
|---|---|---|---|---|
| ૧ ઋષભદેવ | અયોધ્યા | અયોધ્યા | પુરિમતાલ | અષ્ટાપદ |
| (આદિનાથ) | (વિનીતા) | સિદ્ધાર્થવન | | (કૈલાસ) |
| ૨ અજિતનાથ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | સમેતપર્વત |
| ૩ સંભવનાથ | શ્રાવસ્તી | શ્રાવસ્તી | શ્રાવસ્તી | ,, |
| ૪ અભિનંદન | વિનીતા | વિનીતા | વિનીતા | ,, |
| | (અયોધ્યા) | (અયોધ્યા) | (અયોધ્યા) | ,, |
| ૫ સુમતિનાથ | કૌશલપુર | કૌશલપુર | કૌશલપુર | ,, |
| | (અયોધ્યા) | (અયોધ્યા) | (અયોધ્યા) | ,, |
| ૬ પદ્મપ્રભ | કૌશામ્બી | કૌશામ્બી | કૌશામ્બી | ,, |

| | | | | |
|---|---|---|---|---|
| ૭ સુપાર્શ્વનાથ | વારાણસી | વારાણસી | વારાણસી | સંમેતપર્વત |
| ૮ ચંદ્રપ્રભ | ચંદ્રપુર | ચંદ્રપુર | ચંદ્રપુર | ,, |
| ૯ સુવિધિનાથ | કાકંદી | કાકંદી | કાકંદી | ,, |
| ૧૦ શીતલનાથ | ભદ્દિલપુર | ભદ્દિલપુર | ભદ્દિલપુર | ,, |
| ૧૧ શ્રેયાંસનાથ | સિંહપુર | સિંહપુર | સિંહપુર | ,, |
| ૧૨ વાસુપૂજ્ય | ચંપા | ચંપા (વિહારગૃહ) | ચંપા | ચંપા |
| ૧૩ વિમલનાથ | કંપિલપુર | કંપિલપુર | કંપિલપુર | સંમેતપર્વત |
| ૧૪ અનંતનાથ | અયોધ્યા | અયોધ્યા | અયોધ્યા | ,, |
| ૧૫ ધર્મનાથ | રત્નપુર | રત્નપુર | રત્નપુર | ,, |
| ૧૬ શાંતિનાથ | હસ્તિનાપુર | હસ્તિનાપુર | હસ્તિનાપુર | ,, |
| ૧૭ કુન્થુનાથ | ,, | ,, | ,, | ,, |
| ૧૮ અરનાથ | ,, | ,, | ,, | ,, |
| ૧૯ મલ્લિનાથ | મિથિલા | મિથિલા | મિથિલા | ,, |
| ૨૦ મુનિસુવ્રત | રાજગૃહ | રાજગૃહ (નીલગુહા) | રાજગૃહ | ,, |
| ૨૧ નમિનાથ | મિથિલા | મિથિલા | મિથિલા | ,, |
| ૨૨ નેમિનાથ (અરિષ્ટનેમિ) | શૌર્યપુર | દ્વારિકા | દ્વારિકા | ઉજ્જયંત (ગિરનાર) |
| ૨૩ પાર્શ્વનાથ | વારાણસી | વારાણસી (આશ્રમપદ) | વારાણસી | સંમેતપર્વત |
| ૨૪ વર્ધમાન (મહાવીર) | કુંડપુર | કુંડપુર (જ્ઞાતખંડ) | ઋજુવાલુકા નદીને કિનારે | પાપાપુરી |

દીક્ષાસ્થાન અને જ્ઞાનપ્રાપ્તિસ્થાનમાં જ્યાં ખાસ જુદું ન જણાવ્યું હોય ત્યાં સહસ્રામ્રવણ સમજી લેવું.

આ બધાં સ્થળોની ભૌગોલિક માહિતી આ પ્રમાણે છે :

શ્રાવસ્તી : એ કોશલ દેશની રાજધાની હતી. અયોધ્યાથી ઉત્તરમાં આવેલ અત્યારનું સહેત-મહેત, એ તેનું અવશેષ ગણાય છે.

કૌશાંબી : એ વત્સ દેશની રાજધાની હતી. અલ્હાબાદથી ૩૦ માઈલ ઉપર આવેલું અત્યારનું કોસમ, એ તેનું અવશેષ મનાય છે.

કંપિલપુર : એ દક્ષિણ પંચાલની રાજધાની હતી. બદાઓન અને ફરૂખાબાદ વચ્ચે આવેલું અત્યારનું કંપિલ, એ તેનું અવશેષ મનાય છે.

ચંપા : એ અંગ દેશની રાજધાની હતી. ભાગલપુર નજીક ગંગા નદી ઉપર આવેલું અત્યારનું ચંપાપુર, એ તેનું અવશેષ ગણાય છે.

કાકંદી : ગોરખપુર પાસે, નોનવાર સ્ટેશનથી દોઢ માઈલ દૂર આવેલું અત્યારનું ખુખંદા, એ તેનુ અવશેષ ગણાય છે.

રાજગૃહ : એ મગધ દેશની રાજધાની હતી. બિહારથી લગભગ ૧૩ માઈલ દક્ષિણે આવેલું અત્યારનુ રાજગિર, એ તેનું અવશેષ ગણાય છે.

મિથિલા : પટણાથી ઉત્તરે ૫૦ ગાઉ ઉપર આવેલા અત્યારના સીતામઢીને કેટલાક મિથિલા કહે છે; અને કેટલાક જનકપુરરોડ સ્ટેશનની પૂર્વોત્તર ૨૪ માઈલ ઉપર આવેલા જનકપુરને મિથિલા કહે છે.

કુંડપુર : એ જૂના વૈશાલી શહેરના જ એક જિલ્લાનું નામ હતું. પટણાથી ૨૭ માઈલ ઉત્તરે આવેલ અત્યારના બસારને જૂના વૈશાલીનો અવશેષ માનવામાં આવે છે.

સિંહપુર : કાશીથી ત્રણ કોશ દૂર સિંહપુરી છે. હમણાં તે નગરી નથી, પણ તદ્દન નાનું ગામડું છે. સારનાથ અને સિંહપુરી બંને પાસે પાસે આવેલાં છે.

ચંદ્રપુર : સિંહપુરીથી ચંદ્રપુરી ચાર ગાઉ દૂર છે. એ પણ અત્યારે નાનુ ગામ છે.

ભદ્દિલપુર : પટણાથી દક્ષિણમાં પચાસ ગાઉ ઉપર આ તીર્થ છે. હાલમાં તેને દંતારા ( દુતારા ) કહે છે.

શૌર્યપુર : આ સ્થાન શિકોહાબાદથી ૭ કોશ ઉપર જમના નદીના કાંઠે આવેલું છે. 'શૌરિ' એ કૃષ્ણનું નામ છે. મથુરા છોડ્યા બાદ કૃષ્ણે દ્વારિકા વસાવ્યુ હતું. નેમિનાથનાં પણ બીજાં કલ્યાણક દ્વારિકામાં છે એ ધ્યાનમાં રાખવા જેવું છે.

સંમેતશિખર : હજારીબાગ જિલ્લામાં આવેલી અત્યારની પાર્શ્વનાથ-હીલ.

પાવાપુરી : બિહારથી દક્ષિણમાં ત્રણ ગાઉ ઉપર આવેલું છે.

ઋજુવાલુકા : ઉપર જણાવેલી પાર્શ્વનાથ-હીલથી દક્ષિણપૂર્વમાં આજી નામની નદીને કેટલાક આ નદી માને છે. શાસ્ત્રગ્રંથોમાં ઋજુવાલુકા નદી સાથે જાંભીયગ્રામનો ઉલ્લેખ છે; તથા તેને પાવાપુરીથી

૧૨ યોજન દૂર બતાવેલું છે. અત્યારે પણ આજી નદી પાસે જ્ભગામ નામનુ ગામ છે, તે પાવાપુરીથી લગભગ તેટલું જ દૂર છે.

યોગના અન્ય ગ્રંથોમાં ધ્યાનાદિ માટે પસંદ કરવાનાં સ્થળો નીચે પ્રમાણે વર્ણવ્યાં છે :

શ્વેતાશ્વતરોપનિષદ્ : समे शुचौ शर्करावह्निवालुकाविवर्जिते शब्दजलाशयादिभिः। मनोनुकूले न तु चक्षुःपीडने गुहानिवाताश्रयणे प्रयोजयेत्।

'ઊંચું તથા નીચું નહિ એવું ગોમય મૃત્તિકાદિથી શુદ્ધ કરેલું, કાંકરા, વહ્નિ, રેતી, કલહાદિધ્વનિ અને જલાશયથી રહિત, મનને આનંદ આપે તેવું, નેત્રને પીડન ન કરનારું; એકાંત, તથા બહુ પવનવાળું નહિ એવું ગુફા વગેરે સ્થાન પસંદ કરી, તેમાં યોગ કરવો.'

હઠયોગપ્રદીપિકા (૧-૧૨)માં પણ :

सुराज्ये धार्मिकदेशे सुभिक्षे निरुपद्रवे।
धनुःप्रमाणपर्यन्तं शिलाग्निजलवर्जिते।
एकान्ते मठिकामध्ये स्थातव्यं हठयोगिना ॥

'સારા રાજાવાળા, ધાર્મિક પુરુષોવાળા, સારી ભિક્ષા મળી શકે તેવા, ઉપદ્રવરહિત, એકાંત, તથા ધનુષ્યમાંથી બાણ જાય તેટલે સુધી શિલા, અગ્નિ અને જલ ન હોય તેવા દેશમાં મઠ બાંધીને હઠયોગીએ રહેવું,' — એમ જણાવ્યું છે.

## ૧૩

# જુદાં જુદાં કર્મોના આસ્રવો

[ પાન ૯૬ માટે ]

જીવન દરમ્યાન વિવિધ પ્રવૃત્તિઓથી જીવાત્મા જે કર્મો બાંધે છે, તે આઠ પ્રકારનાં છે: ૧. જ્ઞાનાવરણીય, એટલે કે જીવના સ્વાભાવિક જ્ઞાનને આવરણ કરનારાં, ૨. દર્શનાવરણીય, એટલે જીવની દર્શનશક્તિને આવરણ કરનારાં; ૩. વેદનીય, એટલે કે જીવને સુખદુઃખ અનુભવાવનારાં; ૪. મોહનીય, એટલે કે જીવને મોહ પમાડનારાં — મૂઢ બનાવનારાં, ૫ આયુષ, એટલે જીવને ભવ ધારણ કરાવનારાં; ૬. નામ, એટલે કે જીવને વિશિષ્ટ ગતિ, જાતિ આદિ પ્રાપ્ત કરાવનારાં, ૭. ગોત્ર, એટલે કે જીવને ઉચ્ચપણું કે નીચપણું પમાડનારાં, અને ૮. અંતરાય, એટલે કે દેવા-લેવા-ભોગવવા આદિમાં વિઘ્ન કરનારાં એ જુદાં જુદાં કર્મ જુદી જુદી પાપપ્રવૃત્તિને લીધે બંધાય છે. તેની વિગત નીચે પ્રમાણે છે.

१. ज्ञानावरणीय : ज्ञान, ज्ञानी अने ज्ञाननां साधनो प्रत्ये द्वेष धारण करवो; पोतानी पासे ज्ञान के ज्ञाननुं साधन होवा छतां, बीजो मागे त्यारे तेने छुपाववुं; योग्य अधिकारी मळे तोपण तेने मात्सर्यबुद्धिथी न आपवुं; कोईने ज्ञान मेळववामां अंतराय नाखवो; बीजो कोई ज्ञान आपतो होय त्यारे तेनो शरीर के वाणीथी निषेध करवो; तथा कोईए वाजबी कह्युं होय, छतां तेमां दोष बताववो —ए बधां कारणोथी ज्ञानावरणीय कर्म बंधाय छे.

२. दर्शनावरणीय : [ज्ञानावरणीय मुजब, दर्शन गणीने.]

३. वेदनीय : बीजामां के पोतामां दुःख, शोक, ताप, आक्रंद, वध, अने परिदेवन वगेरेनां निमित्तो उत्पन्न करवाथी असातावेदनीय एटले के दुःख भोगवावनार कर्म बंधाय छे; अने बीजा उपर अनुकंपा, दान, तप संयमादिनो अधूरो के बुद्धिरहित स्वीकार, क्षांति अने (लोभादि विकारोथी रहितपणारूपी) शौचथी सातावेदनीय कर्म बंधाय छे.

४. मोहनीय : ज्ञानी पुरुषोनी निंदा, शास्त्रनी निंदा, साधु वगेरेनी निंदा, धर्मनी निंदा, अने देवोनी निंदा वगेरेथी दर्शनमोहनीय कर्म बंधाय छे. अने क्रोध–लोभादि जाते आचरवां के बीजामां उत्पन्न करवा; सत्य, धर्म, के दीन मनुष्य वगेरेनो उपहास करवानी वृत्ति के टेव राखवी; विविध क्रीडाओमां परायण रही, व्रत–नियमादि प्रत्ये अणगमो राखवो; बीजाओने बेचेनी उपजाववी, हलकाओनी सोबत करवी; कोईना आराममां खलेल करवी; पोते शोकातुर रहेवुं अने बीजाने शोकमग्न करवा;

પોતે ડરવું અને બીજાને ડરાવવા; હિતકર ક્રિયા કે આચારની ઘૃણા કરી, સ્ત્રીજાતિને યોગ્ય, પુરુષજાતિને યોગ્ય અને નપુંસકજાતિને યોગ્ય સંસ્કાર કેળવવા — એ બધાં ચારિત્રમોહનીય કર્મ બંધાવાનાં કારણ છે.

૫. આયુષ : પ્રાણીઓને દુઃખ થાય તેવા આરંભ, પરિગ્રહ, ચૌર્ય અને અતિ કામભોગ — એ નરકઆયુષ-કર્મ બંધાવાનાં કારણ છે. છળ, પ્રપંચ, માયા, વગેરે તિર્યંચ( પશુપક્ષી )આયુષના કારણ છે. આરંભપરિગ્રહ ઓછાં રાખવાં, મૃદુતા અને સરળતા એ બધા મનુષ્ય-આયુષના કારણો છે. આ ત્રણેના સામાન્ય કારણ નિર્વ્રતપણુ અને નિઃશીલપણુ પણ છે. કાઈક અંશે અધૂરા, તેમજ પરાધીનપણે કે અનુકરણબુદ્ધિથી બુદ્ધિરહિત તપ-સંયમાદિનુ આચરણ તે દેવઆયુષ્યનુ કારણ છે.

૬. નામ · મન વચન અને કાયાની કુટિલતા ( એટલે કે બોલવુ કંઈક, કરવુ કંઈક, અને ચિંતવવુ કંઈક ), બીજાને આડે રસ્તે દોરવો, વગેરે અશુભ નામકર્મનાં કારણ છે; અને તેથી ઊલટુ એ શુભ નામકર્મનુ કારણ છે. વીતરાગ પુરુષોએ કહેલાં તત્ત્વો ઉપર નિર્મળ અને દૃઢ રુચિ, મોક્ષમાર્ગ અને તેનાં સાધન પ્રત્યે બહુમાન રાખવું, વ્રતો અને તેમના પાલનમાં ઉપયોગી શીલોમાં જરા પણ પ્રમાદ ન કરવો, તત્ત્વ વિષે સદા જાગૃતપણુ, સાંસારિક ભોગોની લાલચમાં કદી ન પડવું, જરા પણ શક્તિ ચોર્યા વિના દાનાદિ કરવાં, તેમજ તપાદિ સહન કરવાં, સાધુસંઘને સ્વસ્થતા પહોંચાડવી, કોઈને મુસ્કેલીમાં મદદ કરવી, અર્હંત–આચાર્ય–બહુશ્રુત–શાસ્ત્ર એ ચારમાં શુદ્ધ નિષ્ઠાથી અનુરાગ, સામાયિકાદિ છ

આવશ્યક ક્રિયાઓને * કદી ન છોડવી, મોક્ષમાર્ગનું પાલન તથા ઉપદેશ કરી તેનો પ્રભાવ વધારવો, તેમજ સમાનધર્મી ઉપર વાત્સલ્ય — એ તીર્થંકર નામકર્મનાં કારણો છે.

૭. ગોત્ર : પરનિંદા અને આત્મપ્રશંસા એ નીચ ગોત્રકર્મનાં કારણ છે; અને તેથી ઊલટું કરવું તે ઉચ્ચગોત્ર-કર્મનું કારણ છે.

૮. અંતરાય : કોઈને દાન, ભોગ, ઉપભોગ આદિમાં અડચણ નાખવી કે તેવી વૃત્તિ રાખવી તે અંતરાયકર્મનું કારણ છે.

આમ દરેક કર્મ બંધાવાનાં જુદાં જુદાં કારણ બતાવ્યાં છે; પણ તેમાં યાદ રાખવું કે, તે તે પાપપ્રવૃત્તિને પ્રસંગે મુખ્યત્વે તે કર્મ બંધાય છે એટલું જ, બાકી તે જ પાપપ્રવૃત્તિથી બીજાં પણ કર્મ ઓછેવત્તે અંશે બંધાય છે જ.

---

* જુઓ પાનું ૭૧

## ૧૪

# આભ્યંતર તપની વિગતો

[પાન ૬૯ માટે]

૭ પ્રકારના આભ્યંતર તપની વિશેષ વિગતો આ પ્રમાણે છે:

(૧) પ્રાયશ્ચિત્તના નીચે પ્રમાણે દશ પ્રકાર છે:

૧. કરેલા અપરાધનુ ગુરુ આગળ પ્રકટીકરણ તે આલોચન ૨. થયેલ ભૂલનો અનુતાપ કરી, તેથી નિવૃત્ત થવુ અને નવી ભૂલ ન કરવા સાવધાન થવુ તે પ્રતિક્રમણ. ૩. ઉક્ત બંને સાથે કરવાં તે મિશ્ર. ૪. ખાનપાન આદિમાં કોઈ વસ્તુ અકલ્પનીય આવી જાય અને પછી માલૂમ પડે તો તેનો ત્યાગ કરવો તે વિવેક. ૫. એકાગ્રતાપૂર્વક શરીર અને વચનના વ્યાપારો છોડી દેવા તે વ્યુત્સર્ગ. ૬. અનશન આદિ બાહ્ય તપ કરવું તે તપ. ૭. દોષ પ્રમાણે દિવસ, પક્ષ, માસ કે વર્ષની પ્રવ્રજ્યા ઘટાડવી તે છેદ. ૮. અહિંસાદિ મહાવ્રતોનો ભંગ થવાને લીધે ફરી પ્રથમથી જ જે આરોપણ કરવું તે મૂલ. ૯. બહુ ભારે અપરાધ હોવાને લીધે અમુક ખાસ તપ (કે જેને ઊભા થવા કે બેસવાને માટે પણ અશક્ત થઈ જાય ત્યાં સુધી કરવાનુ હોય છે, તે) ન કરે ત્યાં સુધી ફરી તેને વ્રતાદિ ન આપવામાં આવે,

તે અનવસ્થાપ્ય. ૧૦., પારાંચિક : એટલે ગણ, સંઘ વગેરેમાંથી તેનો છેક જ બહિષ્કાર કરવો તે.

(૨) વૈયાવૃત્ત્ય, એ સેવારૂપ હોવાથી, સેવાયોગ્ય પાત્રોના દશ પ્રકાર પ્રમાણે તેના દશ ભેદ થાય છે. ૧. મુખ્યપણે જેનું કાર્ય વ્રત અને આચાર ગ્રહણ કરાવવાનું હોય તે આચાર્ય. ૨. મુખ્યપણે જેનું કાર્ય શ્રુતાભ્યાસ કરાવવાનું હોય તે ઉપાધ્યાય. ૩. વય, દીક્ષા, શાસ્ત્રાધ્યયન વગેરેમાં વડીલ હોય તે સ્થવિર. ૪. મોટાં અને ઉગ્ર તપ કરનાર હોય તે તપસ્વી. ૫. જે નવો જ દીક્ષિત થયો હોય અને શિક્ષણ મેળવવાનો ઉમેદવાર હોય તે શૈક્ષ. ૬. રોગ વગેરેથી ક્ષીણ થઈ ગયો હોય તે ગ્લાન. ૭. સમાનધર્મી હોય તે સાધર્મિક. ૮. એક જ દીક્ષાચાર્યનો શિષ્યપરિવાર તે કુલ. ૯. જુદા જુદા આચાર્યોના શિષ્યરૂપ સાધુઓ, જે પરસ્પર સહાધ્યાયી હોવાથી સમાન વાચનાવાળા હોય, તે ગણ. ૧૦. સાધુ, સાધ્વી, શ્રાવક અને શ્રાવિકા એ ચારે પ્રકાર મળીને થતો સમુદાય તે સંઘ.

(૩) સ્વાધ્યાયના પાંચ ભેદ છે : ૧. શબ્દ કે અર્થનો પ્રથમ પાઠ લેવો તે વાચના. ૨. શંકા દૂર કરવા કે વિશેષ ખાતરી કરવા પડપૂછ કરવી તે પ્રચ્છના. ૩. શબ્દ, પાઠ કે તેના અર્થનું મનથી ચિંતન કરવું તે અનુપ્રેક્ષા. ૪. શિખેલ વસ્તુના ઉચ્ચારનું શુદ્ધિપૂર્વક પુનરાવર્તન કરવું તે, આમ્નાય— પરાવર્તન. ૫. જાણેલ વસ્તુનું રહસ્ય સમજાવવું તે ધર્મોપદેશ.

(૪) વિનયના જ્ઞાન, દર્શન, ચારિત્ર અને ઉપચાર એવા ચાર ભેદ છે. ૧. જ્ઞાન મેળવવું, તેનો અભ્યાસ ચાલુ રાખવો અને તેને ભૂલવું નહીં, તે જ્ઞાનવિનય. ૨. તત્ત્વની

યથાર્થ પ્રતીતિરૂપ સમ્યગ્દર્શનથી ચલિત ન થવું, અને તેમાં આવતી શંકાઓનું સંશોધન કરી નિઃશંકપણું કેળવવું, તે દર્શનવિનય. ૩. ચારિત્રમાં ચિત્તનું સમાધાન રાખવું, તે ચારિત્રવિનય. ૪. પોતાનાથી શ્રેષ્ઠ પુરુષની સામે જવું, તે આવે ત્યારે ઊઠીને ઊભા થવું, વગેરે ઉપચારવિનય.

(૫) વ્યુત્સર્ગના બાહ્ય અને આભ્યંતર એમ બે પ્રકાર છે. ધન ધાન્યાદિ બાહ્ય વસ્તુઓમાંથી મમતા ઉઠાવી લેવી, તે બાહ્યોપધિવ્યુત્સર્ગ; અને શરીર ઉપરથી મમતા ઉઠાવવી તેમજ કાષાયિક વિકારોમાંથી તન્મયપણાનો ત્યાગ કરવો, તે આભ્યંતરોપધિવ્યુત્સર્ગ.

(૬) ધ્યાનના આર્ત, રૌદ્ર, ધર્મ અને શુક્લ એવા ચાર ભેદો છે. અહીં પછીના બે જ વિવક્ષિત છે. વીતરાગ અને સર્વજ્ઞ પુરુષની આજ્ઞા શી છે, કેવી હોવી જોઈએ, દોષનું સ્વરૂપ શું છે, તેમાંથી કેમ છુટાય, કયું દુઃખ કયા કર્મને આભારી છે, વગેરે બાબતોના વિચાર ઉપર એકાગ્ર થવું, તે ધર્મધ્યાન કહેવાય. શુક્લધ્યાનમાં આખા જગતના ભિન્ન ભિન્ન વિષયોમાં અસ્થિરપણે ભટકતા મનને કોઈ એક વિષય ઉપર લાવી સ્થિર કરવાથી શરૂઆત કરવાની હોય છે. પછી એ સ્થિરતા દૃઢ થતાં ધીમે ધીમે મન તદ્દન શાંત થઈ નિષ્પ્રકંપ બની જાય છે, અને જ્ઞાનનાં બધાં આવરણો વિલય પામી સર્વજ્ઞપણું પ્રગટે છે. પછી શ્વાસપ્રશ્વાસ આદિ સૂક્ષ્મ ક્રિયાઓ પણ અટકી જઈ, આત્મપ્રદેશનું સર્વથા અકંપપણું પ્રગટે છે, ત્યારે આસ્રવો અને બંધનો નિરોધ થઈ, તેમજ શેષ સર્વ કર્મ ક્ષીણ થઈ, મોક્ષ પ્રાપ્ત થાય છે. એના વિશેષ વર્ણન માટે જુઓ પાન ૧૨૬ ૭૦.

## ૧૫

# મધ્યલોક

[ પાન ૧૦૩ માટે ]

મધ્યલોકમાં દ્વીપ અને સમુદ્ર અસંખ્યાત છે. તેઓ દ્વીપની પછી સમુદ્ર અને સમુદ્રની પછી દ્વીપ એ રીતે ગોઠવાયેલા છે. જંબુદ્વીપનો પૂર્વ-પશ્ચિમ તથા ઉત્તર-દક્ષિણ વિસ્તાર લાખ લાખ યોજનનો છે. તેની આજુબાજુ લવણસમુદ્ર આવેલો છે. તેનો વિસ્તાર એનાથી બમણો છે. તેની આજુબાજુ ધાતકીખંડ છે. તેનો વિસ્તાર લવણસમુદ્રથી બમણો છે. તેની આજુબાજુ કાલોદધિ છે; તેનો વિસ્તાર ધાતકી ખંડથી બમણો છે. તેની આજુબાજુ પુષ્કરવરદ્વીપ છે, તેનો વિસ્તાર કાલોદધિથી બમણો છે; એમ છેવટના દ્વીપ સ્વયંભૂરમણથી છેવટના સમુદ્ર સ્વયંભૂરમણનો વિસ્તાર બમણો છે. આ દ્વીપ–સમુદ્રોની રચના ઘંટીના પડ અને થાળાની સમાન છે.

જંબુદ્વીપ સૌની વચમાં છે. એની વચમાં મેરુપર્વત છે. મેરુની ઊંચાઈ લાખ યોજન જેટલી છે. તેમાં હજાર

યોજન જેટલો ભાગ જમીનમા છે જંબુદ્વીપમાં મુખ્ય સાત ક્ષેત્રો છે. તેમને 'વંશ' કે 'વર્ષ' પણ કહે છે તેમાં પહેલુ ભરત છે. તે દક્ષિણ તરફ છે. તેની ઉત્તરે હૈમવત, તેની ઉત્તરે હરિ, તેની ઉત્તરે વિદેહ, વિદેહની ઉત્તરે રમ્યક, રમ્યકની ઉત્તરે હિરણ્યવત અને હિરણ્યવતની ઉત્તરે ઐરવત છે. સાતે ક્ષેત્રોને એકબીજાથી જુદા પાડનાર છ પર્વતો છે, તે વર્ષધર કહેવાય છે. તે બધા પૂર્વથી પશ્ચિમ લાંબા છે ભરત અને હૈમવતની વચ્ચે હિમવાન છે બાકીનાના નામ મહાહિમવાન, નિષધ, નીલ, રૂકમી અને શિખરી છે

જંબુદ્વીપની અપેક્ષાએ ધાતકી ખંડમા મેરુ, વર્ષ અને વર્ષધરની સંખ્યા બમણી છે, પરંતુ તેમના નામ એક સરખા જ છે ધાતકીખંડનો આકાર ચૂડી જેવો છે તેના પૂર્વાર્ધ અને પશ્ચિમાર્ધ એમ બે ભાગ છે. પ્રત્યેક ભાગમાં એક એક મેરુ, સાત સાત 'વર્ષ' અને છ છ વર્ષધર છે. પુષ્કરદ્વીપના અર્ધા ભાગમા પણ ધાતકીખંડ જેટલા જ — બે મેરુ, ચૌદ વર્ષ અને બાર વર્ષધર છે. આ રીતે કુલ અઢી દ્વીપમા કુલ પાંચ મેરુ, ત્રીસ વર્ષધર અને ૩૫ ક્ષેત્રો છે પુષ્કરદ્વીપમા એક માનુષોત્તર નામનો પર્વત છે. તે તેની બરાબર મધ્યમા શહેરના કિલ્લાની જેમ ફરતો ગોળાકાર આવેલો છે.

જંબુદ્વીપ, ધાતકીખંડ અને અર્ધો પુષ્કરદ્વીપ, તથા લવણ અને કાલોદધિ એ બે સમુદ્ર એટલો જ ભાગ મનુષ્યલોક કહેવાય છે એની બહાર કોઈ મનુષ્ય જન્મતો નથી કે મરતો નથી. માત્ર લવણસમુદ્રમાં ૫૬ અંતરદ્વીપ છે.

મનુષ્ય જાતિના મુખ્ય બે ભાગ છે : આર્ય અને અનાર્ય. નીચેના સાડાપચીશ જનપદો–દેશો–માં ઉત્પન્ન થતા લોકો આર્ય છે. તે દેશોનાં નામ રાજધાની સાથે નીચે પ્રમાણે છે: મગધ–રાજગૃહ, અંગ–ચંપા, વંગ–તામ્રલિપ્તિ; કલિંગ–કંચનપુર, કાશી–વારાણસી, કોશલ–સાકેત, કુરુ–હસ્તિનાપુર, કુશાર્ત–શૌર્યપુર, પંચાલ–કાંપિલ્ય, જાંગલ–અહિચ્છત્રા, સુરાષ્ટ્ર–દ્વારવતી, વિદેહ–મિથિલા, વત્સ–કૌશામ્બી, શાંડિલ્ય–નંદીપુર, મલય–ભદ્દિલપુર, મત્સ્ય–વિરાટ, અચ્છ–વરણા, દશાર્ણ–મૃત્તિકાવતી, ચેદિ–શુક્તિમતી, સિંધુસૌવીર–વીતભય, શૂરસેન–મથુરા, ભંગ–પાપા, વર્ત–માષપુરી, કુણાલ–શ્રાવસ્તિ, લાઢ–કોટિવર્ષ, કેકય દેશ અર્ધો–શ્વેતમ્બિકા. આ દેશોમાં જિનો, ચક્રવર્તીઓ, અને રામકૃષ્ણ વગેરે શલાકાપુરુષો[1] થાય છે.

શક, યવન, શબર, બર્બર, હૂણ, રોમશ, પારસ, પુલિંદ્ર, કૌચ, ચીન, દ્રવિડ, કૈકય, કિરાત, હયમુખ, ખરમુખ, હયકર્ણ, ગજકર્ણ વગેરે મ્લેચ્છો છે. "તે બધા પાપી, ક્રૂરકર્મી, નિર્ઘૃણ, અને નિરનુતાપ એવા અનાર્યો છે. તેઓમા 'ધર્મ' નામનો શબ્દ સ્વપ્ને પણ જાણીતો હોતો નથી"

૧ શલાકા એટલે માપવાની સળી-ગજ-જેવા પુરુષો.

## ૧૬

# સાત નરકભૂમિઓ

[પાન ૧૦૩ માટે]

આ સાતે ભૂમિઓ એકબીજાની નીચે છે, પણ એક-બીજાને અડીને આવેલી નથી. અર્થાત્ એકબીજાની વચમાં મોટુ અંતર છે. આ અંતરમા ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશ આવેલાં છે. અર્થાત્ પહેલી નરકભૂમિની નીચે ઘનોદધિ છે, ઘનોદધિની નીચે ઘનવાત છે ઘનવાતની નીચે તનુવાત છે અને તનુવાતની નીચે આકાશ છે. એ આકાશની નીચે પછી બીજી નરકભૂમિ છે. આ ભૂમિ અને ત્રીજી ભૂમિની વચમાં પણ ઘનોદધિ આદિનો એ જ ક્રમ છે.

પહેલી ભૂમિ રત્નપ્રધાન હોવાથી રત્નપ્રભા કહેવાય છે. બીજી કાંકરાની બહુલતાને લીધે શર્કરાપ્રભા, ત્રીજી રેતીની મુખ્યતાને લીધે વાલુકાપ્રભા, તથા પછીની ભૂમિઓ પણ તે પ્રમાણે પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને મહાતમઃપ્રભા કહેવાય છે. તે સાતેનાં ક્રમપૂર્વક ઘર્મા, વંશા, શૈલા,

અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી એવાં નામ છે. રત્નપ્રભા ભૂમિના ત્રણ કાંડ છે. પહેલો ખરકાંડ રત્નપ્રચુર છે. તેની જાડાઈ ૧૬,૦૦૦ યોજન જેટલી છે. એની નીચેનો બીજો કાંડ કાદવથી ભરેલો છે. તેની જાડાઈ ૮૪,૦૦૦ યોજન છે. એની નીચેનો ત્રીજો ભાગ જલબહુલ છે. તેની જાડાઈ ૮૦,૦૦૦ યોજન છે. આમ ત્રણે કાંડોની મળીને જાડાઈ ૧ લાખ ૮૦ હજાર યોજન છે. રત્નપ્રભા સિવાયની ભૂમિઓમાં એવા ત્રણ વિભાગ નથી. બીજી ભૂમિની જાડાઈ ૧ લાખ ૩૨ હજાર યોજન; ત્રીજીની ૧ લાખ ૨૮ હજાર યોજન, ચોથીની ૧ લાખ ૨૦ હજાર યોજન; પાંચમીની ૧ લાખ ૧૮ હજાર યોજન; છઠ્ઠીની ૧ લાખ ૧૬ હજાર યોજન અને સાતમીની ૧ લાખ ૮ હજાર યોજન છે. એ સાતે ભૂમિની નીચે જે સાત ઘનોદધિ છે, તેમની જાડાઈ દરેકની વીશ-વીશ હજાર યોજન છે. પરંતુ જે ઘનવાત અને તનુવાત છે, તેમની જાડાઈ દરેકની અસંખ્ય યોજન જેટલી છે, પણ સમાન ન હોઈ, એક એકથી વધતી જતી છે. આ સાતે ભૂમિની જેટલી જાડાઈ ઉપર કહી, તેમાંથી ઉપર તથા નીચેના એક એક હજાર યોજન છોડી દઈને બાકીના મધ્ય ભાગમાં નરકાવાસ છે. એ બધા નરકાવાસો નીચે નીચેની ભૂમિમાં અશુભ, અશુભતર, અશુભતમ એમ ઉત્તરોત્તર અધિક અશુભ છે. રત્નપ્રભા સિવાયની બાકીની છ ભૂમિઓમાં દ્વીપ, સમુદ્ર, પર્વત, સરોવર, ગામ, શહેર, વનસ્પતિ, જીવજંતુ, મનુષ્ય કે દેવ કાંઈ નથી. રત્નપ્રભાનો ઉપરનો થોડો ભાગ મધ્યલોકમાં સંમિલિત છે, તેથી એ ભાગમાં દ્વીપ, સમુદ્ર, વનસ્પતિ,

## ૧૬

# સાત નરકભૂમિઓ

[પાન ૧૦૩ માટે]

આ સાતે ભૂમિઓ એકબીજાની નીચે છે, પણ એક-બીજાને અડીને આવેલી નથી. અર્થાત્ એકબીજાની વચમાં મોટું અંતર છે. આ અંતરમાં ઘનોદધિ, ઘનવાત, તનુવાત અને આકાશ આવેલાં છે. અર્થાત્ પહેલી નરકભૂમિની નીચે ઘનોદધિ છે, ઘનોદધિની નીચે ઘનવાત છે ઘનવાતની નીચે તનુવાત છે અને તનુવાતની નીચે આકાશ છે. એ આકાશની નીચે પછી બીજી નરકભૂમિ છે. આ ભૂમિ અને ત્રીજી ભૂમિની વચમાં પણ ઘનોદધિ આદિનો એ જ ક્રમ છે.

પહેલી ભૂમિ રત્નપ્રધાન હોવાથી રત્નપ્રભા કહેવાય છે. બીજી કાંકરાની બહુલતાને લીધે શર્કરાપ્રભા, ત્રીજી રેતીની મુખ્યતાને લીધે વાલુકાપ્રભા, તથા પછીની ભૂમિઓ પણ તે પ્રમાણે પંકપ્રભા, ધૂમપ્રભા, તમઃપ્રભા અને મહાતમઃપ્રભા કહેવાય છે. તે સાતેનાં ક્રમપૂર્વક ધર્મા, વંશા, શૈલા,

અંજના, રિષ્ટા, માઘવ્યા અને માઘવી એવાં નામ છે. રત્નપ્રભા ભૂમિના ત્રણ કાંડ છે. પહેલો ખરકાંડ રત્નપ્રચુર છે. તેની જાડાઈ ૧૬,૦૦૦ યોજન જેટલી છે. એની નીચેનો બીજો કાંડ કાદવથી ભરેલો છે. તેની જાડાઈ ૮૪,૦૦૦ યોજન છે. એની નીચેનો ત્રીજો ભાગ જલબહુલ છે. તેની જાડાઈ ૮૦,૦૦૦ યોજન છે. આમ ત્રણે કાંડોની મળીને જાડાઈ ૧ લાખ ૮૦ હજાર યોજન છે. રત્નપ્રભા સિવાયની ભૂમિઓમાં એવા ત્રણ વિભાગ નથી. બીજી ભૂમિની જાડાઈ ૧ લાખ ૩૨ હજાર યોજન; ત્રીજીની ૧ લાખ ૨૮ હજાર યોજન, ચોથીના ૧ લાખ ૨૦ હજાર યોજન; પાંચમીની ૧ લાખ ૧૮ હજાર યોજન; છઠ્ઠીની ૧ લાખ ૧૬ હજાર યોજન અને સાતમીની ૧ લાખ ૮ હજાર યોજન છે. એ સાતે ભૂમિની નીચે જે સાત ઘનોદધિ છે, તેમની જાડાઈ દરેકની વીશ-વીશ હજાર યોજન છે. પરંતુ જે ઘનવાત અને તનુવાત છે, તેમની જાડાઈ દરેકની અસંખ્ય યોજન જેટલી છે, પણ સમાન ન હોઈ, એક એકથી વધતી જતી છે. આ સાતે ભૂમિની જેટલી જાડાઈ ઉપર કહી, તેમાથી ઉપર તથા નીચેના એક એક હજાર યોજન છોડી દઈને બાકીના મધ્ય ભાગમાં નરકાવાસ છે, એ બધા નરકાવાસો નીચે નીચેની ભૂમિમાં અશુભ, અશુભતર, અશુભતમ એમ ઉત્તરોત્તર અધિક અશુભ છે. રત્નપ્રભા સિવાયની બાકીની છ ભૂમિઓમાં દ્વીપ, સમુદ્ર, પર્વત, સરોવર, ગામ, શહેર, વનસ્પતિ, જીવજંતુ, મનુષ્ય કે દેવ કાંઈ નથી. રત્નપ્રભાનો ઉપરનો થોડો ભાગ મધ્યલોકમાં સંમિલિત છે, તેથી એ ભાગમાં દ્વીપ, સમુદ્ર, વનસ્પતિ,

મનુષ્ય, દેવ આદિ મળી આવે છે. બાકીની છમાં તો માત્ર નારક જીવો અને કેટલાક એકેંદ્રિય જીવો જ છે. આ સામાન્ય નિયમનો અપવાદ પણ છે કેટલાક દેવો પોતાના પૂર્વજન્મના મિત્ર નારકોની પાસે એમને દુઃખમુક્ત કરવાના ઉદ્દેશથી જાય છે. એ રીતે જનારા દેવો પણ ફક્ત ત્રણ ભૂમિઓ સુધી જઈ શકે છે પરમ અધાર્મિક વર્ગના દેવો કે જેઓ નરકપાલ કહેવાય છે, તે તો જન્મથી જ પહેલી ત્રણ ભૂમિઓમા હોય છે.

## ૧૭

# પ્રાણાયામની વિશેષ વિગતો

[ પાન ૧૧૨ માટે ]

**નોંધ :** મૂળમાં [ પા. ૧૧૧ ઉપર ] પ્રાણાયામની જે વ્યાખ્યા આપી છે, તે બરાબર યોગસૂત્ર [ ૨-૪૯ ] જેવી છે. ત્યાં પણ પ્રાણાયામ એટલે 'श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणायामः' એમ જણાવ્યું છે. પરંતુ ત્યાં પ્રાણાયામના ચાર પ્રકાર જણાવ્યા છે : બાહ્યવૃત્તિ (રેચક), આભ્યંતરવૃત્તિ (પૂરક), સ્તંભવૃત્તિ (એટલે કે રેચકપૂરક સાથેનો મધ્યમાં કુંભકવાળો), અને કેવલકુંભક (એટલે કે રેચકપૂરક વિનાનો, અધિક અભ્યાસના બળથી કરાતો માત્ર કુંભક). હેમચંદ્રાચાર્યજીએ રેચક, પૂરક અને કુંભક એ ત્રણ જ મુખ્ય પ્રકારો જણાવ્યા છે; અને ઉપરાંતમાં 'બીજા આચાર્યના મત પ્રમાણે' એમ કહીને પ્રત્યાહાર, શાંત, ઉત્તર અને અધર એવા બીજા ચાર ભેદો ઉમેર્યા છે. ને ચારેનું વર્ણન જોતાં તે કુંભકના જ અમુક પ્રકારો લાગે છે; કારણ કે, તેમાં અમુક સ્થાનોમાંથી પવનને ખેંચીને અમુક સ્થાને લઈ જવાનો કે ત્યાં સ્થિર કરવાનો કહ્યો છે. હઠયોગપ્રદીપિકા [૨-૪૪],

ઘેરંડસંહિતા [૫-૪૭] વગેરે ગ્રંથોમાં કુંભકનો, સૂર્યભેદન, ઉજ્જાયી વગેરે જે પ્રકારો જણાવ્યા છે, તેમની સાથે આ ચારનું કાંઈ જ સામ્ય નથી. ત્રિશિખબ્રાહ્મણોપનિષદ (૧૨૯), દર્શનોપનિષદ (૭-૫) તથા શાંડિલ્યોપનિષદ (અ૦ ૧, ખં૦ ૭)માં 'પ્રત્યાહાર'ની વ્યાખ્યા બરાબર મૂળમાં વર્ણવેલા 'પ્રત્યાહાર-પ્રાણાયામ' જેવી આપી છે. તથા "પગનો અંગૂઠો, ઘૂંટી, સાથળનું મધ્ય; જાઘનું મધ્ય તેમજ મૂળ, માથું, હૃદય, નાભિ, કંઠપ્રદેશ, તાલુપ્રદેશ, નાક, આંખ, ભમર વગેરે મર્મસ્થાનોમાં એક સ્થાનથી બીજા સ્થાનમાં વાયુને ખેંચીને ધારણ કરવો તેનું નામ 'પ્રત્યાહાર' છે," એમ જણાવ્યું છે પરંતુ, એટલું યાદ રાખવું જોઈએ કે, ત્યાં પ્રાણાયામનો પ્રકાર નથી વર્ણવ્યો, પણ 'પ્રત્યાહાર'નો પ્રકાર વર્ણવ્યો છે.

તે ગ્રંથોએ તો પ્રત્યાહારની 'ઇંદ્રિયોને વિષયોમાંથી પાછી ખેંચવી' એવી વ્યાખ્યા ઉપરાંત, ઉપર જણાવેલી, તેમજ બ્રહ્મારાધનબુદ્ધિથી નિત્ય અને કામ્ય કર્મ કરવા વગેરે વ્યાખ્યાઓ પણ વિકલ્પ તરીકે આપી છે.

મૂળમાં પ્રાણાયામ વિષે પાંચમા પ્રકાશમાં આપેલી વિશેષ વિગતો નીચે પ્રમાણે છે :

પ્રાણાયામથી માત્ર પ્રાણનો જય નથી થતો, પરંતુ પ્રાણ, અપાન, સમાન, ઉદાન અને વ્યાન એ પાંચે વાયુનો જય થઈ શકે છે. પરંતુ તે માટે તે પાંચેનાં સ્થાન, વર્ણ, ક્રિયા, અર્થ અને બીજ જાણવા જોઈએ. નાસાગ્ર, હૃદય, નાભિ તથા પગના અંગૂઠાના છેડા, એ 'પ્રાણ'ના સ્થાન છે. પ્રાણનો વર્ણ લીલો છે. નાસાદિ સ્થાનો વિષે રેચક અને પૂરક વારંવાર કરવાથી ('ગમાગમપ્રયોગ') કે કુંભક ('ધારણ') કરવાથી તેનો જય થઈ શકે છે. 'અપાન' વાયુનો વર્ણ

કાળો છે. ગ્રીવાની પાછળની બે નાડીઓ, પીઠ, પીઠનો છેડો, અને બે પાનીઓ એ તેનાં સ્થાન છે, તથા તે સ્થાનો વિષે રેચક અને પૂરક વારંવાર કરવાથી તેનો જય થઈ શકે છે. 'સમાન' વાયુનો વર્ણ શ્વેત છે. હૃદય, નાભિ અને સર્વ સંધિઓ એ તેનાં સ્થાન છે, તે સ્થાનો વિષે વારવાર રેચક — પૂરક કરવાથી તેનો જય થાય છે. 'ઉદાન' વાયુનો વર્ણ લાલ છે. હૃદય, કંઠ, તાલુ, ભમરોની વચ્ચેનો ભાગ અને માથું (મૂર્ધા) એ તેનાં સ્થાન છે. નાક વડે બહારથી પવન ખેંચી, હૃદયાદિ સ્થાનમા તેને સ્થાપી, તેને ઊંચો આવતો બળપૂર્વક રોકવાથી ('ગત્યાગતિનિયોગ') તેનો જય થઈ શકે છે. 'વ્યાન'નો વર્ણ મેઘધનુષ્ય જેવો છે.[1] તેનુ સ્થાન સર્વ ત્વચા છે, તથા રેચક અને પૂરકના ક્રમથી કુંભકનો અભ્યાસ કરવાથી તેનો જય થઈ શકે છે.[2] પ્રાણનુ ધ્યાનબીજ યૈં છે, અપાનનું પૈં છે, સમાનનુ વૈં છે; ઉદાનનુ

---

૧. અમૃતનાદોપનિષદ (૩૫ ૭)મા પ્રાણાદિના વર્ણ નીચે પ્રમાણે જણાવ્યા છે: પ્રાણ–લાલ, અપાન–ઇંદ્રગોપ જેવો; સમાન–ગાયના દૂધ જેવો; ઉદાન–પાંડુર; અને વ્યાન–અર્ચિ(જ્વાલા) જેવો

૨. શિવસંહિતા (૩ ૭), ઘેરંડસંહિતા (૫,૬૧-૨) વગેરેમા પ્રાણાદિના સ્થાનો નીચે પ્રમાણે એક એક વર્ણવ્યા છે: પ્રાણ હૃદયમા, અપાન ગુદામા, સમાન નાભિમંડળમા, ઉદાન કંઠદેશમા અને વ્યાન સર્વશરીરવ્યાપી પરંતુ ત્રિશિખબ્રાહ્મણોપનિષદ (૭૬-૮૦), દર્શનોપનિષદ (૨૩-૯), શાંડિલ્યોપનિષદ (અ૦ ૧, ખંડ ૪) વગેરેમાં પ્રાણાદિના સ્થાન ઉપર જણાવ્યા પ્રમાણે અથવા કાંઈક ફેરફાર સાથે અનેક પાનુ ગણાવ્યા છે.

રો' છે, અને વ્યાનનું લીં' છે. પ્રાણનો જય કરવાથી જઠરાગ્નિની પ્રબળતા, દીર્ઘ શ્વાસ, સર્વે વાયુનો જય, અને શરીરની લઘુતા પ્રાપ્ત થાય છે.[1] સમાન અને અપાનનો જય કરવાથી ઘા જલદી રુઝાય છે, હાડકાં વગેરે ભાગ્યાં હોય તો જલદી સંધાય છે, ઉદરાગ્નિ પ્રબળ થાય છે, મળમૂત્ર ઓછાં થાય છે, અને વ્યાધિઓ દૂર થાય છે. ઉદાનનો જય કરવાથી મૃત્યુકાળે પોતાની મરજી મુજબ ઉત્ક્રાંતિ કરી શકાય છે; તથા પાણી, કાદવ, કાંટા વગેરેથી બાધા થતી નથી.[2] વ્યાનનો જય કરવાથી ટાઢતડકાની પીડા થતી નથી, કાંતિ વધે છે અને અરોગિતા પ્રાપ્ત થાય છે. જે જે સ્થાને રોગ પીડા કરતો હોય, તે તે સ્થાને

---

૧. શ્વેતાશ્વતરોપનિષદમાં લઘુત્વ, આરોગ્ય, અલોલુપત્વ, પ્રસન્ન વર્ણ, મધુર સ્વર, શુભ ગંધ, મલમૂત્રની અલ્પતા — એટલાં જણાવ્યાં છે. શિવસંહિતા ૩-૪૩ માં અલ્પ નિદ્રા, અલ્પ મળમૂત્ર, અરોગિત્વ, અદીનત્વ તથા પરસેવો, લાળ અને કૃમિનો અભાવ — એટલાં જણાવ્યાં છે. યોગસૂત્ર ૨-૫૨ વગેરેમાં જ્ઞાન અને યોગના પ્રતિબંધક પાપરૂપી મળનો નાશ, અને ધારણા કરવાની મનની યોગ્યતા — એટલાં જણાવ્યાં છે. યોગશિખોપનિષદમાં (૬૦ ૯૦) તો હાથની થપાટથી વાઘ, હાથી ઇત્યાદિને મારી નાખે, કામદેવ જેવું રૂપ પ્રાપ્ત કરે, સ્ત્રીઓને અતિ પ્રિય થાય, અને સુગંધી શરીરવાળો થાય, એટલાં વધારે છે.

૨. જુઓ યોગસૂત્ર ૩-૩૮. ત્યાં પણ ઉદાનજયનું એ જ ફળ એ જ શબ્દોમાં બતાવ્યું છે. ત્યાં (૩-૩૯માં) સમાન વાયુના જયનું ફળ 'જ્વલન' 'એટલે કે શરીર બળતું દેખાવું' એવું જુદું જણાવ્યું છે.

પ્રાણાદિ વાયુ ધારણ કરવાથી, તે રોગ દૂર થાય છે.[1] [૧૩-૭૫]

આ પ્રમાણે પ્રાણાદિના વિજય માટે અભ્યાસ કર્યા બાદ, મનની સ્થિરતા માટે ધારણા, ધ્યાન અને સમાધિનો અભ્યાસ કરવો. પ્રથમ, કોઈ આસને સ્થિર બેસી, ધીમે ધીમે વાયુને બહાર કાઢી નાખવો. ત્યાર બાદ ડાબી બાજુએથી તેને ખેંચી પગના અંગૂઠા સુધી લઈ જવો. પછી મનને પણ પગને અંગૂઠે સ્થિર કરવું. ત્યાર બાદ પવન અને મન બંનેને પગને તળિયે સ્થિર કરવાં; ત્યાર બાદ પાનીએ, ત્યાર બાદ ઘૂંટીએ, ત્યાર બાદ જાંઘે, ત્યાર બાદ ઢીંચણે, ત્યાર બાદ સાથળે, ત્યાર બાદ ગુદાએ, ત્યાર બાદ લિંગે, ત્યાર બાદ નાભિએ, ત્યાર બાદ પેટે, ત્યાર બાદ હૃદયે, ત્યાર બાદ કંઠે, ત્યાર બાદ જીભે, ત્યાર બાદ તાલુએ, ત્યાર બાદ નાસાગ્રે, ત્યાર બાદ નેત્રે, ત્યાર બાદ ભ્રમરે, ત્યાર બાદ કપાળે, ત્યાર બાદ માથે અને ત્યાર બાદ બ્રહ્મપુરમાં સ્થિર કરવાં. પછીથી એવા જ ઊલટા ક્રમથી પગના અંગૂઠા સુધી તેમને પાછાં લઈ જવાં. પછી નાભિપદ્મમાં તેમને લઈ જઈ, વાયુને બહાર કાઢી નાખવો. આમ, પગના અંગૂઠાથી માંડી લિંગ સુધી ક્રમપૂર્વક વાયુને ધારણ કરવાથી શીઘ્ર ગતિ અને બળ પ્રાપ્ત થાય છે, નાભિમાં ધારણ કરવાથી જ્વરાદિ દૂર થાય છે, જઠરમાં ધારણ કરવાથી કાયશુદ્ધિ થાય છે, હૃદયમાં ધારણ કરવાથી જ્ઞાન

૧. આ જ હકીકત એ જ શબ્દોમાં ત્રિશિખિબ્રાહ્મણો-પનિષદમાં (૧૧૩), તથા દર્શનોપનિષદ ૬-૨૧ ઇ૦માં પણ જણાવી છે

પ્રાપ્ત થાય છે, કૂર્મનાડીમાં* ધારણ કરવાથી રોગ અને જરા દૂર થાય છે; કંઠમાં ધારણ કરવાથી ભૂખતરસ દૂર થાય છે, જીભને ટેરવે ધારણ કરવાથી રસજ્ઞાન પ્રાપ્ત થાય છે; નાસાગ્રે ધારણ કરવાથી ગંધજ્ઞાન, આંખમાં ધારણ કરવાથી રૂપજ્ઞાન, કપાળમાં ધારણ કરવાથી રોગનાશ અને ક્રોધોપશમ, તથા બ્રહ્મરંધ્રમાં ધારણ કરવાથી સિદ્ધોનું સાક્ષાત્ દર્શન પ્રાપ્ત થાય છે. [૨૬-૩૫]

નોંધ અહીં અમુક અમુક સ્થળોએ વાયુ અને મન સ્થિર કરવાથી જે ફલપ્રાપ્તિ જણાવી છે, તે યોગસૂત્ર વગેરે ગ્રંથોમાં અમુક અમુક સ્થળે ધારણા-ધ્યાન-સમાધિ કરવાથી થતી ફલપ્રાપ્તિના જેવી જ છે જેમકે, (૩-૨૯) 'કંઠકૂપમાં ધારણાદિ કરવાથી ક્ષુધાપિપાસાની નિવૃત્તિ થાય છે, (૩-૩૦) 'કૂર્મનાડીમાં કરવાથી સ્થૈર્ય પ્રાપ્ત થાય છે,' (૩-૩૧) 'મૂર્ધ (એટલે કે બ્રહ્મરંધ્ર)'માં રહેલા જ્યોતિમાં કરવાથી સિદ્ધોનું દર્શન થાય છે, (૩-૩૩) 'હૃદયમાં કરવાથી ચિત્તનું અપરોક્ષ જ્ઞાન થાય છે,' ઇત્યાદિ. ૧-૩૫માં પણ 'વિષયવતી પ્રવૃત્તિ'ના ઉલ્લેખ વખતે, નાસાગ્રે ધારણા કરવાથી દિવ્યગંધની, જિહ્વાગ્રમાં કરવાથી દિવ્યરસની વગેરેની પ્રાપ્તિ જણાવી છે. પરંતુ, ત્યાં માત્ર વાયુ કે મનને ધારણ કરવાની વાત નથી, પરંતુ ધારણા, ધ્યાન અને સમાધિ

---

* કંઠકૂપ કે જેમાં થઈને નાસિકા કે મુખમાંથી લીધેલો વાયુ અંદર જાય છે, તેની નીચેના ભાગમાં આવેલી કુંડલિત સર્પના આકારની નાડી કે નાડીચક્ર.

કરવાની વાત છે. અહીયાં આચાર્યશ્રીએ જુદે જુદે સ્થળે ધારણાદિ કરવાનું જણાવ્યું છે, તે જુદા પ્રસંગમાં છે, અને જુદા હેતુસર — એટલે કે તેમ કરવાથી જે કાલજ્ઞાન પ્રાપ્ત કરવાની યોગ્યતા પ્રાપ્ત થાય છે તેટલા પૂરતુ — જણાવ્યુ છે તે ધ્યાનમાં રાખવું. અલબત્ત, હૃદયાદિ યોગ્ય સ્થળે નિષ્કામબુદ્ધિથી ધારણાદિ કરવાથી અવિદ્યાનો ક્ષય, વિષયેચ્છાનો નાશ વગેરે અભિપ્રેત ફલોની પ્રાપ્તિ થાય છે, તેનો ઉલ્લેખ તે સાથે સાથે કરતા જાય છે; પરંતુ તેમનો મુખ્ય ઉદ્દેશ, તે બધી ધારણાઓથી જે અવાંતર ફલો પ્રાપ્ત થાય છે — કે જે મેળવવાં તેમને મતે ઉપયોગી નથી — તેનું વર્ણન કરવાનો છે. યોગસૂત્રમાં પણ એ રીતે અભિપ્રેત તેમજ અવાંતર ફલોની પ્રાપ્તિ પ્રકરણવશાત્ એક સાથે જ વર્ણવ્યા કરવી પડી છે; અને સાથે સાથે જણાવવુ પડ્યું છે કે, "ते समाधौ उपसर्गा व्युत्थाने सिद्धय.।" 'એ બધી સિધિઓ, જેનાથી આત્મસાક્ષાત્કાર થાય છે તે સમાધિની પ્રતિબંધક છે' (૩-૩૬), તેથી તેવી બધી ધારણાઓ આદિ ન કરતાં, જેનાથી 'તારનારું વિવેકજ્ઞાન' થાય એવાં ધારણાદિક જ કરવાં: "तारकं सर्वविषयं सर्वथाविषयम् अक्रमं चेति विवेकजं ज्ञानम्" ॥ (૩-૫૩)

ત્રિશિખબ્રાહ્મણોપનિષદ (૧૦૯ ઇ૦) માં જણાવ્યા પ્રમાણે, નાભિકંદ, નાસાગ્ર, અને પાદાંગુષ્ઠ એ ત્રણ સ્થાનોએ મનને પ્રાણો સાથે સર્વ સંધ્યાઓ વખતે ધારણ કરવાથી યોગી સર્વ રોગોથી મુક્ત થઈ,

થા ની લાગણી અનુભવ્યા વિના દીર્ઘાયુ પ્રાપ્ત કરે છે આ વધારામાં જણાવ્યું છે કે નાભિકંદમાં ધારણ કરવાથી કુક્ષિરોગનો નાશ થાય છે અને નાસાગ્રમાં ધારણ કરવાથી દીર્ઘાયુ અને દેહનાવર પ્રાપ્ત થાય છે

શાંડિલ્યોપનિષત્માં (અ૦ ૧ ખ૦ ૭)માં જણાવ્યા પ્રમાણે નાસાગ્રે વાયુ ધારણ કરવાથી વાયુવિજય પ્રાપ્ત થાય છે નાભિ મધ્યે ધારણ કરવાથી સર્વ રોગનો વિનાશ થાય છે અને પાદાંગુષ્ઠે ધારણ કરવાથી શરીરની લઘુતા પ્રાપ્ત થાય છે

શિવસંહિતા ૫૪૦ ૬૦ મા જણાવ્યા પ્રમાણે, કંઠકૂપમાં વાયુ ધારણ કરવાથી ક્ષુત્પિપાસા નિવૃત્ત થાય છે કૂર્મનાડીમાં કરવાથી ચિત્તસ્થૈર્ય પ્રાપ્ત થાય છે, કપાળની મધ્યમાં દેખાતા જ્યોતિ ઉપર કરવાથી પાપક્ષય પરમપદની પ્રાપ્તિ અને સિદ્ધોનું દર્શન તથા તેમની સાથે સંભાષણ પ્રાપ્ત થાય છે અને નાસાગ્ર ઉપર કરવાથી મનોનાશ તથા ખેચરત્વ પ્રાપ્ત થાય છે

આ પ્રમાણે સિદ્ધિના પરમ કારણરૂપ ધારણાનો અભ્યાસ કરવાથી નિઃસંશયપણે પવનની ક્રિયાઓનું જ્ઞાન પ્રાપ્ત થાય છે નાભિમાંથી નીકળતા પવનની ક્રિયા 'ચાર' કહેવાય છે હૃદયમાં જતા પવનની ક્રિયા 'ગતિ' કહેવાય છે અને બ્રહ્મરંધ્રમાં સ્થિત થતા પવનની ક્રિયા 'સ્થાન' કહેવાય છે અભ્યાસયોગથી એ 'ચાર', ગતિ અને 'સ્થાન'નું જ્ઞાન પ્રાપ્ત થવાથી માણસ મૃત્યુ, આયુષ્ય અને શુભાશુભ ફળોદય એટલી બાબતો જાણી શકે છે [૩૬ ૮]

પછી ધીમે ધીમે પવનની સાથે મનને બ્રહ્મરંધ્રમાંથી ખસેડી, હૃદયપદ્મની અંદર નિશ્ચળતાથી ધારણ કરવું. તેમ કરવાથી અવિદ્યાનો લય થઈ જાય છે, વિષયેચ્છા નાશ પામી જાય છે, વિકલ્પો નિવૃત્ત થઈ જાય છે, અને અંતરમાં જ્ઞાન વિસ્તાર પામે છે. હૃદયમાં મન સ્થિર થવાથી વાયુની ગતિ કયા મંડળમાં છે, તેનો સંક્રમ — પ્રવેશ ક્યાં છે, તેનો વિશ્રામ ક્યાં છે તથા કઈ નાડી ચાલે છે, તે જાણી શકાય છે. નાસિકાના આકાશમાં ચાર મંડળ છે: પ્રથમ પૃથ્વીનું મંડળ છે, પછી વરુણનું મંડળ છે, પછી વાયુનું મંડળ છે, અને પછી અગ્નિનું મંડળ છે. પૃથ્વીમંડળ મધ્યમાં પૃથિવી-બીજ 'ક્ષ'વાળું છે. તેનો આકાર ચોરસ છે, ખૂણાઓમાં તેને વજ્રનાં ચિહ્ન છે, તથા તપાવેલા સુવર્ણ જેવો તેનો વર્ણ છે. વરુણમંડળ આઠમના અર્ધચંદ્ર જેવા આકારનું છે. તેમાં વકારનું ચિહ્ન છે, તેનો વર્ણ ચંદ્ર જેવો શ્વેત છે, અને તે અમૃતનાં ઝરણાંથી વ્યાપ્ત થયેલું છે. વાયુમંડળ કાળી મેશ કે કાળાં વાદળ જેવું છે. તે બરાબર ગોળ આકૃતિનું છે, મધ્યમાં બિંદુવાળું છે, દુર્લક્ષ્ય છે, પવનથી વીંટાયેલું છે અને ચંચળ છે. અગ્નિમંડળ ઊંચે નીકળતી જ્વાળાઓવાળું, ભયંકર, ત્રિકોણ, ખૂણાઓમાં સ્વસ્તિકોનાં ચિહ્નવાળું, તણખાના રંગનું, તથા રકાર બીજવાળું છે. આ ચારે મંડળો અભ્યાસથી સ્વાનુભવમાં આવે છે. [૩૯-૪૭]

નોંધ: પૃથ્વી વગેરેનાં મંડળ ધ્યાનાદિ માટે સ્વીકારવામાં આવે છે. અહીં તો તે બધાં નાસિકાના વિવરમાં જ ગણાવ્યાં છે, પરંતુ અન્ય યોગગ્રંથોમાં પાર્થિવી વગેરે

ધારણાઓ માટે શરીરમાં જુદે જુદે ઠેકાણે પૃથ્વી વગેરેનાં સ્થાનો કે મંડળ જણાવ્યાં છે. તે માટે જુઓ ટિ૦ નં. ૧૮. પરંતુ ત્યાં તે તત્ત્વના ધ્યાન માટે જે રંગ આકૃતિ વગેરે જણાવ્યાં છે, તેમાં થોડોઘણો ભેદ છે. યોગતત્ત્વોપનિષદ ૮૪ ઇ૦ મા પૃથ્વીનું મંડળ ચોરસ આકારનું, પીતવર્ણ અને લ અક્ષરવાળું જણાવ્યું છે, વરુણમંડળ અર્ધચંદ્ર આકારનું શુક્લ રંગનું અને વ બીજમંત્રવાળું જણાવ્યું છે. વહ્નિનું મંડળ ત્રિકોણ, લાલરંગનું અને ર બીજવાળું જણાવ્યું છે. વાયુનું મંડળ છખૂણી આકારનું, કૃષ્ણ રંગનું અને ય બીજવાળું જણાવ્યું છે તથા આકાશનું મંડળ ગોળ આકારનું, ધૂમ્ર રંગનું, અને હકાર બીજવાળું જણાવ્યું છે ત્રિશિખબ્રાહ્મણોપનિષદમાં પણ (૧૩૫ ઇ૦) બધું એવું જ છે.

તે ચારે મંડળોમાં ક્રમથી સંચરતો વાયુ પણ ચાર પ્રકારનો છે. નાસિકાનું રંધ્ર ભરીને ધીમે ધીમે વહેતો, પીત રંગનો, કાંઈક ઊનો, આઠ આંગળ જેટલા પ્રમાણવાળો, અને સ્વચ્છ (પાર્થિવ) વાયુ 'પુરંદર' કહેવાય છે. ધોળા રંગનો, શીતળ, જલદી જલદી નીચેની બાજુએ વહેતો, તથા બાર આંગળ જેટલા પ્રમાણવાળો વાયુ 'વરુણ' કહેવાય છે. કદીક ઉષ્ણ તો કદીક શીત એવો, કૃષ્ણ રંગનો, તીરછી બાજુએ સતત વહેતો, તથા છ આંગળ જેટલા પ્રમાણવાળો વાયુ 'પવન' કહેવાય છે. ઊગતા સૂર્ય જેવા વર્ણવાળો, અતિશય ઉષ્ણ, ઘૂમરીઓ ખાતો, ઉપરની બાજુએ વહેતો, તથા ચાર

આંગળ જેટલા પ્રમાણવાળો વાયુ 'દહન' કહેવાય[1] છે. [૪૮-૫૧]

'પુરંદર' વાયુ વહેતો હોય, ત્યારે સ્તંભનાદિ કાર્ય કરવાં; 'વરુણ'વાયુ વખતે પ્રશસ્ત કાર્યો કરવાં; 'વાયુ' વખતે મલિન અને ચંચળ કાર્યો કરવાં; અને 'દહન' વખતે વશીકરણાદિ કાર્ય કરવાં. 'પુરંદર' વાયુ[2] છત્ર, ચામર, હસ્તી, અશ્વ, સ્ત્રી, રાજ્ય વગેરે સંપત્તિરૂપી મનગમતાં ફળ આપે છે. 'વરુણ' વાયુ ક્ષણમાત્રમાં સ્ત્રી, રાજ્યાદિ, પુત્ર, સ્વજન, બંધુ તેમજ બીજી સારવાન વસ્તુઓનો મેળાપ કરાવી આપે છે; 'પવન' વાયુ ખેતી, નોકરી વગેરે મળેલાં હોય તેનો નાશ કરે છે; તથા મૃત્યુભય, કલહ, વેર અને ત્રાસ પ્રવર્તાવે છે. 'દહન' વાયુ ભય, શોક, રોગ, દુઃખ, અને વિઘ્ન વગેરેની પરંપરા લાવે છે, તથા વિનાશ સૂચવે છે. [૫૨-૬]

ચંદ્રમાર્ગ (ડાબો) અને સૂર્યમાર્ગ (જમણો) બંને માર્ગથી વાયુઓ મંડલમાં દાખલ થાય, ત્યારે હંમેશાં શુભકારક હોય છે; પરંતુ બહાર નીકળતા હોય ત્યારે અશુભકારક હોય છે. કારણકે, પ્રવેશ સમયે વાયુ જીવનરૂપ

---

૧. ઘેરંડસંહિતા ૫-૮૬ ઇ૦મા જણાવ્યા પ્રમાણે સામાન્ય રીતે બહાર કઢાતા વાયુની લંબાઈ ૧૨ આગળ હોય છે. ખાતી વખતે તેનું પ્રમાણ ૨૦ આગળ, ચાલતી વખતે ૨૪ આગળ, ઊંઘમા ૩૦ આગળ અને મૈથુન વખતે ૩૬ આંગળ હોય છે. વ્યાયામ વખતે તો તે તેથી પણ વધારે હોય છે.

૨. 'પ્રશ્ન વખતે કે કાર્યનો આરંભ કરતી વખતે હોય તો' એટલું બધે અધ્યાહૃત કરી લેવું.

ગણાય છે; અને બહાર નીકળે એટલે મૃત્યુરૂપ ગણાય છે, માટે જ્ઞાનીઓએ તેમના પ્રવેશ અને નિર્ગમનનું ફળ પણ તેવું કહ્યું છે. 'ઇંદ્ર' અને 'વરુણ' એ બંને વાયુ ચંદ્રમાર્ગે પ્રવેશ કરતા હોય[1] ત્યારે સર્વ સિદ્ધિને આપનારા થાય છે, પરંતુ સૂર્યમાર્ગે બહાર નીકળે કે પ્રવેશ કરે, ત્યારે મધ્યમ કહેવાય છે. 'વાયુ' અને 'અગ્નિ' એ બે વાયુ જમણા માર્ગે બહાર નીકળતા હોય તો વિનાશ સૂચવે છે; પરંતુ ડાબે માર્ગે નીકળે કે પેસે, તો મધ્યમ ગણાય છે. [૫૭-૬૦]

નાડી ત્રણ છે: ઈડા, પિંગલા અને સુષુમ્ણા ડાબી બાજુની ઈડા નાડી ચંદ્રનું સ્થાન છે, જમણી બાજુની પિંગલા સૂર્યનું સ્થાન છે, અને મધ્યમાં આવેલી સુષુમ્ણા નાડી શિવનું સ્થાન છે.[2] ઈડા નાડી સર્વ ગાત્રોમાં જાણે અમૃત વરસતી હોય તેવી અમૃતમયી છે, તેમાં વાયુ સંચાર કરતો હોય ત્યારે તે ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત થવાનું સૂચન કરે છે, જમણી પિંગલા નાડી અનિષ્ટ સૂચન કરે છે અને સંહારક છે; તથા સુષુમ્ણા નાડી સિદ્ધિ અને નિર્વાણરૂપી ફળ આપનારી છે. ડાબી નાડી અભ્યુદય વગેરે ઇષ્ટ તેમજ પ્રશસ્ત કાર્યોમાં

---

૧. અહીં પણ, 'પ્રશ્ન વખતે કે કાર્યારંભ વખતે' એમ સમજવું.

૨. શિવસંહિતા ૨-૧૮માં સુષુમ્ણાના મધ્યમાં આવેલી ચિત્રાને 'શિવને પ્રિય' કહી છે; બાકી, તે ત્રણેને ચંદ્ર, સૂર્ય અને અગ્નિરૂપિણી કહી છે. હઠયોગપ્રદીપિકા ૩-૪માં સુષુમ્ણાનું બીજું નામ 'શાંભવી' આપ્યું છે. દર્શનોપનિષદમાં (૪-૩૫) સુષુમ્ણાનો દેવ શિવ કહ્યો છે, ઈડાનો હરિ કહ્યો છે, અને પિંગલાનો બ્રહ્મા કહ્યો છે. ઉપરાંત જણાવ્યું છે કે (૩૯), ઈડામાં ચંદ્ર સંચાર કરે છે, અને પિંગલામાં રવિ

સ્વીકારાઈ છે; અને જમણી નાડી મૈથુન, ભોજન, યુદ્ધ વગેરે દીપ્ત કાર્યો માટે સંમત ગણાઈ છે. શુક્લપક્ષમાં સૂર્યોદય વખતે ડાબી નાડીનો ઉદય હોય, તો તે શુભ છે. કૃષ્ણપક્ષમાં સૂર્યોદય વખતે જમણી નાડીનો ઉદય શુભ છે. તે બંનેનો ઉદય ત્રણ ત્રણ દિવસ શુભ ફલદાયી હોય છે. ચંદ્રનાડીથી વાયુનો ઉદય હોય, તે દિવસે સૂર્યનાડીથી અસ્ત શુભાવહ છે; અને જ્યારે સૂર્યનાડી વડે ઉદય હોય, ત્યારે ચંદ્રનાડીથી અસ્ત શુભાવહ છે. [૬૧-૬]

શુક્લપક્ષમાં પડવાને દિવસે દિવસની શરૂઆતમાં જ પવનનો સંચાર શુભ છે કે અશુભ છે તે નક્કી કરવું. પહેલાં પવન ચંદ્રનાડીમાં ત્રણ દિવસ ઉદય પામે; પછી ત્રણ દિવસ સૂર્યનાડીમાં જાય; પછી પાછો ત્રણ દિવસ ચંદ્રનાડીમાં આવે, એ પ્રમાણે એ ક્રમથી બૃહત્પર્વ (પૂનમ) સુધી ચાલ્યા કરે. ત્યારબાદ કૃષ્ણપક્ષમાં સૂર્યનાડીમાં ઉદય પામે અને ત્રણ દિવસ તેમાં રહે; પછી પાછો ત્રણ દિવસ ચંદ્રનાડીમાં, એમ બધુ ઉપર પ્રમાણે જ સમજવું. જો ત્રણ પખવાડિયાં સુધી ઉપર જણાવેલા ક્રમનો ભંગ થયા કરે, તો છ મહિનામાં મરણ થવાનું છે એમ માનવું, બે પખવાડિયાં સુધી થાય, તો ઇષ્ટ બન્ધુને વિપત્તિ આવે, એક પખવાડિયા સુધી થાય તો દારુણ વ્યાધિ થાય; અને બે-ત્રણ દિવસ વિપર્યાસ થાય, તો કલહાદિ થાય. એક રાતદિવસ સૂર્યનાડીમાં જ પવન રહે, તો ત્રણ વર્ષે મૃત્યુ થાય; બે રાતદિવસ રહે, તો બે વર્ષે થાય; અને ત્રણ રાતદિવસ રહે, તો એક વર્ષે મૃત્યુ થાય. તે જ પ્રમાણે ચંદ્રનાડીમાં રહે, તો રોગ થાય. ત્રણે માર્ગે સાથે વાયુ ચાલતો હોય, તો મધ્યાહ્ન પછી મૃત્યુ થાય. દશ

દિવસ સંક્રાંત થયા વિના એ માર્ગે જ વાયુ ચાલ્યા કરે, અને પછી સંક્રાત થાય, તો મરણ સૂચવે. ચદ્રનાડીમાં જ દશ દિવસ વાયુ વહે, તો ઉદ્વેગ અને રોગ થાય; દોઢ કલાક સુધી ડાબામાંથી જમણીમા કે જમણામાંથી ડાબામાં એમ બદલાયા કરે, તો લાભ, પૂજા આદિ મળે. જ્યારે દિવસ અને રાત સરખાં હોય તે કાળે જેની આંખો ફરકે, તેનું એક દિવસ અને રાતમાં મૃત્યુ થવાનું છે એમ જાણવું. એક નાડીમાથી બીજી નાડીમા પવન જાય તેને 'સંક્રાતિ' કહે છે. તેવી પાચ સક્રાતિઓ બાદ છઠ્ઠી સંક્રાતિ વખતે મો વાટે વાયુ ચાલતો હોય, તો મિત્રહાનિ, અર્થહાનિ, નિસ્તેજતા, વગેરે મરણ સિવાયના બધા અનર્થો થાય તેર સક્રાતિઓ બાદ ચૌદમી સક્રાતિએ ડાબી નાસિકામા વાયુ વહેતો હોય, તો રોગ, ઉદ્વેગાદિ પ્રાપ્ત થાય. માગશર મહિનાના પ્રથમ દિવસથી માડીને પાચ રાત્રીઓ સુધી એક જ નાડીમાં પવન વહ્યા કરે, તો ૧૮ વર્ષે મૃત્યુ થાય. આમો મહિનાના પહેલા દિવસથી માડીને પાચ દિવસ એક નાડીમાં જ પવન રહે, તો પદર વર્ષ બાદ મરણ આવે. તે પ્રમાણે શ્રાવણ મહિનાની શરૂઆતથી પાંચ દિવસ એક નાડીમાં પવન રહે, તો બાર વર્ષે મરણ થાય, જેઠ મહિનાની શરૂઆતથી પાંચ દિવસ રહે તો નવ વર્ષે; ચૈત્ર મહિનાની શરૂઆતથી પાંચ દિવસ રહે તો છ વર્ષે; અને માઘ મહિનાની શરૂઆતથી પાંચ દિવસ રહે તો ત્રણ વર્ષે મરણ થાય. એ બધામાં એ સમજવાનુ કે, પાંચને બદલે બે, ત્રણ કે ચાર દિવસ વાયુ રહે, તો તે પ્રમાણે વર્ષની સંખ્યા ઘટાડવી–વધારવી. [૬૭-૮૫]

હવે સૂર્યનાડીને આશરીને કાંઈક કાલનિર્ણય કહું. જ્યારે જન્મનક્ષત્રે ચંદ્ર હોય અને આપણી રાશિથી સાતમી રાશિએ સૂર્ય હોય, અને જેટલી જન્મરાશિ ચંદ્રમાએ ભોગવી હોય, તેટલી જ સૂર્યે સાતમી રાશિ ભોગવી હોય, ત્યારે તે કાળને 'પૌષ્ણ' કહે છે.* તે કાળ દરમ્યાન અર્ધો દિવસ સૂર્યનાડીમાં પવન રહે તો ૧૪ વર્ષે, અને આખો દિવસ રહે તો બાર વર્ષે મૃત્યુ થાય. તે જ પ્રમાણે એક રાતદિવસ, બે દિવસ અને ત્રણ દિવસ રહે, તો અનુક્રમે દશ, આઠ અને ૭ વર્ષે મૃત્યુ થાય. ચાર દિવસ રહે તો ચોથે વર્ષે; પાંચ દિવસ રહે તો ત્રણ વર્ષે; અને ૭ દિવસ રહે તો ૧૦૫૬ દિવસે મૃત્યુ થાય. સાત દિવસ રહે તો ૧૦૦૮ દિવસે; આઠ દિવસ રહે તો ૯૩૬ દિવસે; નવ દિવસ રહે તો ૮૪૦ દિવસે; દશ દિવસ રહે તો ૭૨૦ દિવસે; ૧૧ દિવસ રહે તો ૬૯૬ દિવસે; ૧૨ દિવસ રહે તો ૬૪૮ દિવસે; ૧૩ દિવસ રહે તો ૫૭૬ દિવસે; ૧૪ દિવસ રહે તો ૪૮૦ દિવસે; પંદર દિવસ રહે તો ૩૬૦ દિવસે; ૧૬ દિવસ રહે તો ૩૪૮ દિવસે; ૧૭ દિવસ રહે તો ૩૨૪ દિવસે; ૧૮ દિવસ રહે તો ૨૮૮ દિવસે, ૧૯ દિવસ રહે તો ૨૪૦ દિવસે; ૨૦ દિવસ રહે તો ૧૮૦ દિવસે; ૨૧ દિવસ રહે તો ૧૭૪ દિવસે; ૨૨ દિવસ રહે તો ૧૬૨ દિવસે; ૨૩ દિવસ રહે તો ૧૪૪ દિવસે; ૨૪ દિવસ રહે તો ૧૨૦ દિવસે; ૨૫ દિવસ રહે તો ત્રણ મહિને; ૨૬ દિવસ રહે તો બે મહિને; ૨૭ દિવસ રહે તો એક મહિને; ૨૮ દિવસ રહે તો અર્ધે

* સામાન્ય રીતે રેવતી નક્ષત્રના સમયને પૌષ્ણ કહે છે.

મહિને; ૨૯ દિવસ રહે તો દશમે દિવસે; ૩૦ દિવસ રહે તો પાંચમે દિવસે; ૩૧ દિવસ રહે તો ત્રણ દિવસે; ૩૨ દિવસ રહે તો બીજે દિવસે; અને ૩૩ દિવસ રહે તો એક દિવસમાં જ મૃત્યુ થાય. એ પ્રમાણે ચંદ્રનાડીમાં થાય તો તે જ ક્રમે વ્યાધિ આદિ થાય. આમ શરીરગત વાયુને આશરીને ચંદ્રનાડી અને સૂર્યનાડીના અભ્યાસયોગ વડે કાલનિર્ણય કરી શકાય છે. [૮૬-૧૧૭]

પરંતુ શરીરગત વાયુનો તો વ્યાધિ વડે પણ ફેરફાર થઈ શકે છે. તેથી તેના વડે કાલજ્ઞાન સ્પષ્ટ થઈ શકતું નથી. તેથી તેને માટે હું કેટલાક બાહ્ય લક્ષણ જણાવું છું. ડાબી આંખમાં ૧૬ પાંખડીનું ચંદ્રકમળ ચિંતવવું, અને જમણી આંખમાં બાર પાંખડીનું સૂર્યકમળ ચિંતવવું પછી, ગુરુના ઉપદેશ અનુસાર બંને આંખ ઉપર આંગળી દબાવવાથી પ્રત્યેક કમળની ચાર પાંખડીઓ આગિયાના પ્રકાશ જેવા વર્ણની દેખાશે. હવે ચંદ્રકમળની જો નીચેની પાંખડી ન દેખાય, તો છ મહિને મૃત્યુ જાણવું, ભમર પાસેની ઉપલી પાંખડી ન દેખાય તો ત્રણ મહિને મૃત્યુ જાણવું; આંખના સામા ખૂણા પાસેની પાંખડી ન દેખાય તો બે મહિને મૃત્યુ જાણવું, અને નાક નજીકની પાંખડી ન દેખાય તો એક મહિને મૃત્યુ જાણવું. આ જ ક્રમે સૂર્યકમળની પાંખડીઓ ન દેખાય, તો દશ, પાંચ, ત્રણ, બે અને એક દિવસે મૃત્યુ જાણવું. બંને કમળની એ પાંખડીઓ આંખ દાબ્યા વિના જ દેખે તો ૧૦૦ દિવસે મૃત્યુ થાય. [૧૧૮-૨૪]

હૃદયમાં આઠ પાંખડીનું કમળ ચિંતવવું; પછી કાનને આંગળી વડે બંધ કરવા. જો પાંચ દિવસ સુધી લાગલાગટ અંદરનો અવાજ[1] ન સંભળાય, તો પાંચ વર્ષે; ૧૦ દિવસ ન સંભળાય, તો ચાર વર્ષે; પંદર દિવસ ન સંભળાય, તો ત્રણ વર્ષે; ૨૦ દિવસ ન સંભળાય, તો બે વર્ષે; અને ૨૫ દિવસ ન સંભળાય, તો એક વર્ષે મૃત્યુ થાય. આમાં એ સમજવાનું કે, ઉપર પાંચ દિવસ ન સંભળાય તો પાંચ વર્ષે મૃત્યુ થાય એમ કહ્યું છે; હવે છ દિવસથી લઈ સોળ દિવસ સુધી જો શબ્દ ન સંભળાય, તો પાંચ વર્ષમાંથી દિવસોની એક, બે, ત્રણ એમ ચોવીશીઓ અનુક્રમે ઓછી કરીને કાળગણના કરવી. [૧૨૫-૭]

ગુરુના કહ્યાથી[2] બ્રહ્મરંધ્ર આગળ દેખાતી ધૂમરેખા પાંચ દિવસ સુધી ન દેખે, તો ત્રણ વર્ષે મૃત્યુ થાય. [૧૨૮]

પડવાને દિવસે પવિત્ર થઈ પોતાના જમણા હાથને શુક્લપક્ષ કલ્પવો; અને કનિષ્ટ આંગળીના નીચલા વેઢાને પડવો, વચલા વેઢાને છઠ, અને ઉપલા વેઢાને અગિયારસ કલ્પવી. અનામિકામાં એ પ્રમાણે બીજ, ત્રીજ અને ચોથ કલ્પવાં; મધ્યમામાં સાતમ, આઠમ અને નોમ કલ્પવાં, તર્જનીમાં બારશ, તેરશ અને ચૌદશ કલ્પવાં; અને અંગૂઠામાં પાંચમ, દશમ અને પૂનમ કલ્પવાં. તે પ્રમાણે ડાબા હાથને કૃષ્ણપક્ષ

---

૧. મૂળ 'અગ્નિનિર્ઘોષ:'

૨. આ બધું દેખાય-સમજાય તે પહેલાં ગુરુના કહ્યા મુજબ એકાગ્રતા-ચિંતનાદિ સાધવાનાં હોય છે; પછી અધિકાર જોઈ ગુરુ કહે તો જ એ બધું દેખાય છે, એમ સમજવાનું છે.

કલ્પવો અને તેની તિથિઓ પણ તે પ્રમાણે કલ્પવી. પછી નિર્જન દેશમાં પદ્માસન વાળીને, પ્રસન્ન થઈને, સફેદ કપડાં પહેરીને અને હાથ કમળના દોડાની પેઠે જોડીને એનવું તથા તેની અંદર કૃષ્ણ વર્ણનું બીંદુ ચિંતવવું. પછી હાથ ખુલ્લા કરતાં જે આગળીની તિથિ ઉપર પેલું બિંદુ દેખવામાં આવે, તે તિથિએ મૃત્યુ છે એમ જાણવું [૧૦૯-૪]

છીંક, મળત્યાગ, વીર્યપાત, અને મૂત્રત્યાગ એ જો દિવસ એકી સાથે થઈ જાય, તે દિવસ પછી બરાબર એક વર્ષે એ મહિને એ જ દિવસે મૃત્યુ થશે એમ જાણવું. નમજ રોહિણી નક્ષત્ર, ચંદ્રનું કલંક, છાયામાર્ગ (આકાશગંગા), અરુંધતીના તારો અને ધ્રુવ એ પાંચ કે તેમાંનું એકાદ ન દેખાય, ત્યારે વર્ષ બાદ મૃત્યુ થશે એમ જાણવું.* સ્વપ્નમાં પોતાને કૂતરા, ગીધ, કાગડા કે નિશાચરો ખાઈ જાય છે એમ જુએ, કે ગધેડા અને ઊંટો વડે ખેંચાતો જતો જુએ, ત્યારે વર્ષ બાદ મૃત્યુ થાય. સૂર્યને કિરણો (મંડળ) વિનાનો જુએ અને અગ્નિને કિરણો (મંડળ) વાળો જુએ, ત્યારે અગિયાર મહિને મૃત્યુ થાય. ઝાડની ટોચ ઉપર ગાંધર્વ નગર દેખે, કે પ્રેત અને પિશાચને પ્રત્યક્ષ

---

* અરુંધતી, ધ્રુવનો તારો વગેરેના જુદા અર્થો પણ કરવામાં આવે છે તે માટે ટીકામાં નીચેના બે શ્લોક ટાંક્યા છે:

"અરુંધતી એટલે કે જીભ, ધ્રુવ એટલે નાકનો અગ્રભાગ, વિષ્ણુપદ એટલે કે (બીજાની કીકીમાં દેખાતી પોતાની) કીકી, અને માતૃમંડળ એટલે કે ભમર — એ ચાર વસ્તુઓ આયુષ્યનો ક્ષય થવા આવેલો મનુષ્ય ન દેખી શકે."

જુએ[1] ત્યારે દશમે મહિને મૃત્યુ થાય સ્વપ્નમા ઊંટ, ભૂત, પિશાચ કે આદી જુએ, તો નવ મહિના જ જીવે કોઈ માણસ અકસ્માત જાડો થઈ જાય, અકસ્માત કૃશ થઈ જાય, અકસ્માત અતિ ક્રોધી થઈ જાય, કે અકસ્માત અતિ ક્ષીણ થઈ જાય, તો તે આઠ મહિના જ જીવે ધૂળ કે કાદવમા આખુ પગલુ મૂક્યુ હોય છતા અધૂરુ જ પડે, તો તે માણસ સાત માસમાં મરી જાય આંખની કીકી મેશ જેવી શ્યામ દેખાય, હોઠ અને તાળવુ અકસ્માત સુકાઈ જાય ઉપર નીચેના જે બે બે રાજદંત તેમની વચ્ચે પોતાની ત્રણ આંગળીઓ ન માય તથા ગીધ કાગડા કબૂતર કે બીજુ કોઈ તેવુ માંસાહારી પક્ષી માથા ઉપર આવીને બેસે, તો છ મહિને મૃત્યુ થાય વાદળા વિનાના દિવસે મોમા પાણી ભરી સહેજ ઊંચે ફરફર ઉડાડે, તો ત્યા ઇંદ્રધનુષ દેખાય છે જ્યારે તે ન દેખાય, ત્યારે છ મહિના બાદ મૃત્યુ જાણવુ બીજાની કીકીમા પોતાનુ શરીર દેખાતુ બંધ થાય, ત્યારે પણ તેમજ સમજવુ વાદળા વિનાના દિવસોએ બે કોણીઓ બે ઢીંચણ પર ટેકવીને અને હાથ માથા ઉપર એમના કરવા પછી તેની અંદર દેખાતી કેળના ડોડા જેવા આકારની છાયા રોજ જોવી તે ડોડાની એક પાંખડી જે દિવસે ખરેલી દેખાય, ત્યારે ૭ મહિના બાદ તે તિથિએ જ મૃત્યુ થશે એમ જાણવુ ઇંદ્રનીલમણિ જેવા રંગના, વાંકા સૂક્ષ્મ આકારના

---

૧ વરાહમિહિરની બૃહત્સંહિતામા તો જણાવ્યુ છે કે,
'दृष्टु यातुधानषु निर्दिशेन्मरणमाशु सम्प्राप्तम्'—
* ભૂત વગેરેનુ પ્રત્યક્ષ દર્શન થાય, તો મોત નજીક આવ્યુ છે એમ જાણવુ

તથા મોતીના આભૂષણવાળા હજારો સર્પો દિવસે તડકામાં ઊભા રહીએ તો બધાને આકાશમાં સન્મુખ આવતા દેખાય છે. તે જ્યારે ન દેખાય, ત્યારે છ મહિને મૃત્યુ થવાનું છે એમ જાણવું. સ્વપ્નમાં પોતાને મૂંડાયેલા માથાવાળો, તેલ ચોળેલો, લાલ સુગંધી માળાવાળો, લાલ વસ્ત્રવાળો તથા ગધેડા ઉપર બેસીને જતો જુએ, તો અર્ધું વર્ષ જીવે. મૈથુનને અંતે અકસ્માત ઘંટનો અવાજ સંભળાય, તો પાંચમે મહિને મૃત્યુ થાય. કાચિંડો વેગથી માથા ઉપર ચડીને ત્રણ રંગ ધારણ કરતો ચાલ્યો જાય, તો પાંચમે મહિને મરણ થાય. નાક વાંકું થાય, આંખ ગોળ થઈ જાય, અને કાન સ્વસ્થાનથી ખસે, તો ચાર મહિનાને અંતે મૃત્યુ થાય. સ્વપ્નમાં કૃષ્ણ રંગનો, કૃષ્ણ વસ્ત્રવાળો અને લોઢાનો દંડ ધારણ કરનારો પુરુષ દેખાય, તો ત્રણ મહિને મૃત્યુ થાય. ચંદ્રને ગરમ જાણે, સૂર્યને ઠંડો જાણે, ભૂમિ અને સૂર્યમાં છિદ્ર જુએ, જીભને કાળી જુએ, મોંને લાલ કમળ જેવું જુએ, તાળવું કંપતું હોય એમ લાગે, હૃદય રડતું હોય એમ લાગે, શરીરનો રંગ એકસરખો ન રહે, તથા નાભિ આગળ અકસ્માત હેડકી થાય, તો બે મહિને મરણ થાય. જીભે સ્વાદ ન લાગે, બોલતાં વારંવાર સ્ખલન પામે, કાન અવાજ સાંભળે નહિ, નાક ગંધ ન પારખે, હંમેશાં આંખો ફરકયા કરે, જોયેલી વસ્તુમાં પણ ભ્રમ થાય, રાત્રે ઇંદ્રધનુષ્ય જુએ, દિવસે (ઉલ્કા) તારા ખરતા જુએ, દર્પણમાં કે પાણીમાં પોતાનો પડછાયો ન દેખે, વાદળ વિના વીજળી જુએ, અકસ્માત માથું બળવા લાગે, ક્યાંક હંસ, કાગડા અને મોરનો સમૂહ જુએ, ઠંડો–ઊનો–કોમળ–કર્કશ એવો

કાંઈ સ્પર્શ ન અનુભવે, — આ બધામાંથી એક પણ ચિહ્ન હોય, તો અગિયારમે દિવસે મૃત્યુ થાય તેમાં સંશય નથી ઉઘાડે મોંએ વાયુ સાથે હકાર બોલે ત્યારે ટાઢી લાગે, અને થોડા ઉઘાડેલા હોઠથી કરેલો ફુત્કાર ઊનો લાગે, સ્મૃતિ અને ગતિનો ક્ષય થાય, તથા શરીરના પાંચ અંગ ટાઢાં થાય, ત્યારે દશ દિવસે મૃત્યુ થાય શરીર અડધું ટાઢું અને અડધું ગરમ લાગે, કે શરીરે અકસ્માત આગ જેવું લાગે, તો સાત દિવસે મૃત્યુ થાય નાહ્યા બાદ તરત જ હૃદય અને પગ આગળનો ભાગ સુકાઈ જાય, તો છટ્ઠે દિવસે નિસ્સંશય મરણ થાય દાંત એકબીજા સાથે ઘસાયા કરે, શરીરમાંનો ગંધ મડદા જેવો દુર્ગંધ થઈ જાય, કે શરીરનો વર્ણ વિકૃત થઈ જાય તો ત્રણ દિવસે મરી જાય પોતાની નાસિકા, પોતાની જીભ, ગ્રહો, નિર્મળ દિશા, તેમજ આકાશમાં સપ્તર્ષિ જ્યારે ન દેખી શકે, ત્યારે (બે દિવસે?) મરણ પામે સવારમાં કે સાંજના કે ચાંદની રાતમાં પોતાના હાથ ફેલાવીને પોતાની છાયા જોવી ત્યારબાદ ધીમે ધીમે આંખો ઊંચી કરી આકાશ તરફ નજર કરવી તો પોતાની ધોળી છાયા ત્યાં દેખાશે તેનું જ્યારે માથું ન દેખાય ત્યારે, તે દિવસે જ મરણ થવાનું છે એમ સમજવું, ડાબો હાથ ન દેખાય, તો પુત્ર અને સ્ત્રીનું મૃત્યુ થાય, જમણો હાથ ન દેખાય, ત્યારે ભાઈનું મરણ થાય હૃદય ન દેખાય, તો પોતાનું મૃત્યુ થાય, ઉદર ન દેખાય તો ધનનો ક્ષય થાય ગુહ્ય ભાગ ન દેખાય, તો બાપનું મરણ થાય, બે સાથળ ન દેખાય તો વ્યાધિ થાય, પગ ન દેખાય, તો પરદેશગમન થાય, અને આખું શરીર ન દેખાય તો તરત જ મરણ થાય [૧૩૫ ૧૭૨]

વિધિપૂર્વક વિલાઓ વડે દર્પણ, અંગૂઠો, ભીંત, કે તરવારમાં ઉતારેલી દેવતાને પણ પૂછીએ તો મૃત્યુનો સમય કહી બતાવે છે. સૂર્યગ્રહણ કે ચંદ્રગ્રહણ વખતે 'ૐનરવીરઠઠ' એ મંત્રને દશ હજાર ને આઠ વાર જપ કરીને સાધવો. પછી કામ પ્રસંગે એક હજાર ને આઠ જાપ થતાં તરવાર વગેરેમાં દેવતા આવીને ભરાય છે. પછી તેમાં કુંવારી કન્યા પાસે જોવરાવીને પૂછવાથી તે કન્યા બધા નિર્ણયો કહે છે; અથવા મત્નાધકના ગુણથી આકૃષ્ટ થયેલી દેવતા પોતે જ ત્રિકાલ વિષયક નિર્ણયો નિઃસંશય કહે છે. [૧૭૩-૫]

માણસ નીરોગી હોય કે માંદો હોય, ઘરમાં હોય કે ઘરની બહાર હોય. તેમજ પોતાની જાતે કે બીજા દ્વારા શુકનથી પણ ઘણી બાબતો જાણી શકે છે. જેમકે: સાપ, વીંછી, કરમિયા, ઉંદર, ધિલોડી, કીડીઓ, જૂ, માંકણ, કરોળિયા, ઊધઈના રાફડા, ઊધઈ, ધિમેલો તથા ભમરીઓ જ્યારે એકદમ વધારે નીકળે, ત્યારે ઉદ્વેગ, કલહ, વ્યાધિ કે મરણ નજીક છે એમ જાણવું[1]. જોડા, વાહન, છત્ર, શસ્ત્ર, છાયા, શરીર કે કેશને કાગડો આવી ચાંચ મારે, ત્યારે મરણ નજીક છે એમ જાણવું.[2] ગાયો અશ્રુપૂર્ણ નેત્રે ધરણીને

૧. વરાહમિહિરની બૃહત્સંહિતા (૪૫-૬૮) મા જણાવ્યુ છે કે, ઘરમાં મધમાખો, રાફડા, કે કમળ અચાનક નીકળે, તો મૃત્યુ થવાનું છે એમ જાણવું.

૨. બૃહત્સંહિતામા પણ (૯૪-૧૪) જણાવ્યુ છે કે, વાહન, શસ્ત્ર, જોડા, છત્ર, છાયા અને અંગને કાગડો ચાંચ વડે કૂટી જાય, તો મરણ થાય.

જોરથી પગ વડે ખણે, ત્યારે તેમના માલિકને રોગ તેમજ મૃત્યુ થાય એમ જાણવું. [૧૭૬-૮૧]

આ બધા શુકન સાજા માણસ માટે કહ્યા; હવે માંદા માણસને લગતા શુકન કહીએ. શુકન વખતે જમણી બાજુ વળીને કૂતરું પોતાની ગુદા, ઉરઃસ્થળ, કે પૂંછડી ચાટે, તો અનુક્રમે એક બે અને ત્રણ દિવસે મરણ થાય. શુકન વખતે, કૂતરું પોતાનું આખું શરીર સંકોચીને સૂએ કે કાન ચડાવી, વાંકું વળી અંગ હલાવે, તો મૃત્યુ થાય. શુકન વખતે કૂતરું ઉઘાડે મોંએ, લાળ કાઢતું, આંખો મીંચી તથા અંગ સંકોચીને સૂએ તો નિઃસંશય મૃત્યુ થાય. માંદા માણસના ઘર ઉપર કાગડાઓનો સમુદાય ત્રણે સંધ્યાઓ વખતે ભેગો થાય, તો મૃત્યુ નજીક આવેલું જાણવું.[1] રસોડામાં કે સૂવાના ઓરડામાં કાગડા ચામડું, હાડકાં, દોરી, કે કેશ લાવીને નાખે, તો મરણ નજીક આવેલું જાણવું.[2] [૧૮૨-૭]

અથવા ઉપશ્રુતિ વડે પણ કાલજ્ઞાન થઈ શકે છે. શુભ દિવસે, રાતને વખતે, શુભ દિશામાં[3], કાનને પંચનમસ્કારમંત્ર[4]

---

૧. બૃહત્સંહિતામાં (૯૫-૬૯) જણાવ્યા પ્રમાણે ઘર અને ચૈત્યના તોરણ (કમાનો) ઉપર પક્ષીઓનો સમુદાય આવીને બેસે, તો મરણ થાય.

૨. બૃહત્સંહિતામાં (૯૫-૭૦) જણાવ્યું છે કે, કૂતરા હાડકાં કે બીજા મૃત અવયવો લાવીને ઘરમાં નાખે, તો મૃત્યુ થાય તેમજ ૬૪-૧૨ માં જણાવ્યું છે કે, ભસ્મ, હાડકાં, કેશ અને પાંદડાં પથારીમાં નાખી જાય, તો તે શય્યાનો માલિક મરી જાય.

૩. પૂર્વ, ઉત્તર અને પશ્ચિમ?

૪. તે મંત્રની વિગત માટે જુઓ પાન ૨૩૮.

કે આચાર્યમંત્ર વડે પવિત્ર કરી, ઘેરથી કાનને ઢાંકી દઈ કારીગર લોકોના ચકલામાં જવું. ત્યાં જમીનને ચંદનથી અર્ચીને તથા તેના ઉપર ગંધ અક્ષત વગેરે વેરીને સાવધાન થઈ અવાજ સાંભળવો. તે અવાજ બે પ્રકારનો હોય છે: એક આડકતરી રીતે કહેલો — વિચાર કરીને સમજવો પડે તેવો, અને બીજો સ્પષ્ટ અર્થવાળો — સીધા શબ્દમાં કહેલો. પહેલાનો દાખલો આ પ્રમાણે છે જેમકે, 'આ ઘરનો થાંભલો પાંચ કે ૭ દિવસ, પક્ષ, મહિના કે વર્ષે ભાગી જશે, વા નહિ ભાગી જાય', 'તે સહુ સુંદર હતા પણ હવે ભાગી જશે,' ઇત્યાદિ. બીજાના દાખલો આ પ્રમાણે છે 'આ સ્ત્રી કે આ પુરુષ આ સ્થાનમાંથી નહિ જાય,' 'અમે એને નહિ જવા દઈએ,' તેમજ 'એને જવાનો વિચાર નથી,' અથવા 'એને હવે જવાનું મન છે,' 'મારે પણ તેને મોકલી દેવો છે', માટે 'તે હવે જલદી અહીંથી જશે' વગેરે. આ પ્રમાણે ઉપશ્રુતિ સાંભળીને કુશળ પુરુષો મૃત્યુ નજીક આવ્યું હોય કે ન આવ્યું હોય તે જાણી શકે છે. [૧૮૮-૧૯૬]

શનિપુરુષની આકૃતિ ચીતરી, જે નક્ષત્રમાં શનિ હોય તે નક્ષત્ર મુખે મૂકવું, પછીના ચાર નક્ષત્ર જમણે હાથે મૂકવાં, પછીનાં ત્રણ ત્રણ નક્ષત્ર બે પગમાં મૂકવાં; પછીના ચાર ડાબે હાથે મૂકવા, પછીનાં પાંચ અનુક્રમે છાતીમાં મૂકવા, પછીનાં ત્રણ માથે, પછીનાં બે બે બંને આંખોએ, અને પછીનું એક ગુહ્ય ભાગમાં મૂકવું. પછી નિમિત્ત જોતી વેળાએ, જન્મનક્ષત્ર કે નામનક્ષત્ર ગુહ્યદેશમાં આવ્યું હોય, તથા દુષ્ટ ગ્રહોની તેના

પર દૃષ્ટિ[1] પડતી હોય, અથવા તેમનો સંયોગ હોય, તથા સૌમ્ય ગ્રહોની દૃષ્ટિ કે સંયોગ ન હોય, તો નીરોગી માણસનું પણ મૃત્યુ થાય, તો રોગીની તો વાત જ શી? [૧૯૭-૨૦૦]

પ્રશ્ન વખતે જે તત્કાળ લગ્ન[2] હોય, તેનાથી સાતમે, ચોથે કે દશમે સ્થાને ક્રૂર ગ્રહો હોય, અથવા ચંદ્ર છઠ્ઠો કે આઠમો હોય, તો મૃત્યુ થાય. પ્રશ્ન વખતે લગ્નનો અધિપતિ ગ્રહ અસ્ત પામ્યો હોય, તો નીરોગી પણ મૃત્યુ પામે. પ્રશ્ન કરતી વખતે લગ્નમાં ચંદ્ર હોય, બારમે શનિ હોય, મંગળ નવમો હોય, આઠમો સૂર્ય હોય, તથા ગુરુ બળવાન

---

૧ 'दशमतृतीये नवपञ्चमे चतुर्थाष्टमे कलत्रे च पश्यन्ति पादवृद्धया फल तथैव प्रयच्छन्ति' એ પ્રમાણે ગ્રહોની 'નજર' કહેવાય છે. ત્યાં જ ક્રૂર ગ્રહ આવતો હોય તો તે 'સંયોગ' કહેવાય.

મંગળ પોતાના સ્થાનથી ૪-૭-૮ ભુવનોને સંપૂર્ણ જુએ છે.
ગુરુ ,, ,, ૫-૭-૯ ,, ,, ,,
શનિ ,, ,, ૩-૭-૧૦ ,, ,, ,,
રાહુ ,, ,, ૫-૭-૯-૧૨ ,, ,, ,,

જે ભુવનમાં ગ્રહ પડ્યા હોય ત્યાંથી દશમે અને ત્રીજે તેની એક પાદ દૃષ્ટિ, નવમે અને પાંચમે બે પાદ દૃષ્ટિ, ચોથે અને આઠમે ત્રિપાદ દૃષ્ટિ અને સાતમે સંપૂર્ણ દૃષ્ટિ કહેવાય.

૨. લગ્ન એટલે જે રાશિમાં સૂર્ય ચાલતો હોય તે રાશિ. દિવસમાં બાર રાશિ કે સંક્રાંતિ હોય છે. ધારો કે, સવારે ૯ વાગ્યે કોઈનો જન્મ થયો હોય, અને તે વખતે વૃશ્ચિક રાશિ હોય, તો લગ્ન વૃશ્ચિકનું કહેવાય. અને તે પ્રથમ સ્થાને મુકાય.

ન હોય, તો મૃત્યુ થાય. રવિ છઠ્ઠો હોય અથવા ત્રીજે હોય તથા શશી દશમો હોય, ત્યારે ત્રીજે દિવસે મૃત્યુ થાય. પ્રશ્ન વખતે ઉદયથી ચોથે કે બારમે સ્થાને પાપગ્રહો હોય, તો ત્રીજે દિવસે મૃત્યુ થાય. ઉદયકાળ* કે પાંચમે સ્થાને પાપગ્રહ હોય, તો આઠ કે દશ દિવસે મૃત્યુ થાય. પ્રશ્નકાળે ધનુષ અને મિથુન રાશિથી સાતમે સ્થાને અશુભ ગ્રહો આવ્યા હોય, તો વ્યાધિ કે મૃત્યુ થાય. [૨૦૧-૭]

એક ત્રિકોણ દોરી તેના ઉપર . તે જ કદનો બીજો ત્રિકોણ બધી બાજુ સમાન રહે તે પ્રમાણે ઊંધો દોરવો એટલે વચમાં ષટ્કોણ આકૃતિ થશે અને તેની આજુબાજુ છ નાના ત્રિકોણ પડશે. પછી વચમાં ૐકાર લખી તેની નીચે તે માણસનું નામ લખવું પછી તેની ડાબી જમણી જે ખૂણે ત્રિકોણનાં બે જોડકાં છે, તમાં ર અક્ષર લખવો. પછી આકૃતિની બહાર જે પહોળા ખૂણા પડે છે, તેમાં અ, આ, ઉ, ઊ, ઇ, ઈ – એ છ સ્વરો અનુસ્વાર સાથે લખવા. તથા છ અણીઓ ઉપર છ સ્વસ્તિક દોરવા, અને તેમની સાથે સ્વ અક્ષર લખવા. પછી એ આખી આકૃતિની આજુબાજુ ચોરસ દોરવો અને દરેક બાજુની વચમાં યઃ અક્ષર લખવો. ચોરસની અંદરનો ભાગ તે અગ્નિપુર સમજવું અને બહારનો ભાગ વાયુપુર સમજવું. પછી એ યંત્ર બંને પગ, હૃદય, માથું અને બધા સાંધા ઉપર સ્થાપિત કરવું. પછી સૂર્યોદય વખતે સૂર્ય તરફ પીઠ કરી પોતાની છાયા તરફ જોયા કરવું. જો પૂરી છાયા દેખાય તો એક

---

* લગ્ન વખતે.

વર્ષ સુધી મોત નથી આવવાનું એમ જાણવું. કાન ન દેખાય તો બાર વર્ષે મોત આવે; હાથ, આંગળી, ખભો, કેશ, પડખાં, નાક એટલાં ન દેખાય તો અનુક્રમે દશ, આઠ, સાત, પાંચ, ત્રણ અને એક વર્ષે મોત આવે. માથું કે દાઢી ન દેખાય તો છ મહિને મોત આવે. ગળું ન દેખાય તો એક મહિને, આંખો ન દેખાય તો ૧૧ દિવસે, હૃદયમાં છિદ્ર દેખાય તો સાત દિવસે, અને બે છાયા દેખાય તો યમ સામે જ ઊભો છે એમ જાણવું. [૨૦૮-૧૬]

પ્રથમ ચોટલીએ સ્વ શબ્દ, મસ્તકે ૐકાર, નેત્રમાં સ, હૃદયમાં प અને નાભિકમળમાં ह અક્ષર મૂકવો. પછી '૩ૐ जुम ૩ૐ मृत्युंजयाय, ૩ૐ वज्रपाणिने शूलपाणिने हर हर दह दह स्वरूप दर्शय दर्शय हुँ फट् फट् આ મંત્ર વડે ૧૦૮ વાર ગને આંખો અને પોતાની છાયાને મંતરવી. પછી સૂર્યોદય વખતે સૂર્યને પીઠ પાછળ રાખી, પોતાને માટે પોતાની અને પારકા માટે પારકાની છાયા વિધિસર પૂજન કરીને સાવધાનતાથી જોવી. જો આખી છાયા દેખાય, તો એક વર્ષ મૃત્યુ નથી એમ જાણવું, પગ, જાંઘ અને ઢીંચણ ન દેખાય તો અનુક્રમે ત્રણ, બે અને એક વર્ષે મૃત્યુ થાય એમ જાણવું; સાથળ ન દેખાય તો દશ મહિને, કટિ ન દેખાય તો આઠ મહિને કે નવ મહિને, પેટ ન દેખાય તો પાંચ માહને, ગ્રીવા ન દેખાય તો ચાર, ત્રણ, બે કે એક મહિને, બગલ ન દેખાય તો પખવાડિયે, ભુજા ન દેખાય તો દશ દિવસે, ખભો ન દેખાય તો આઠ દિવસે, હૃદય ન દેખાય તો ચાર રાતોએ, માથું ન દેખાય તો બે

ગનોએ અને આપણી છાયા ન દેખાય તો તત્ક્ષણ મૃત્યુ છે, એમ જાણવું. [૨૧૭-૨૩]

આ પ્રમાણે, કાળનો નિર્ણય કરવાનાં શરીરગત સાધનોને પ્રસંગે બાહ્ય સાધનો પણ વર્ણવી બતાવ્યાં. હવે પ્રસંગાનુસાર જય-પરાજય નક્કી કરવાના ઉપાય પણ જણાવીએ. કોઈ આવીને બે જણનાં નામ લઈને પૂછે કે, આ બેમાંથી યુદ્ધમાં કોણ જીતશે? તે વખતે પૂર્ણ નાડી હોય એટલે કે શ્વાસ અંદર લેવાતા હોય, તો જેનું પહેલું નામ દીધું હોય તેનો જય થાય, અને શ્વાસ મુકાતા હોય, તો પછીનાનો જય થાય. પૂછવા આવેલો માણસ જો જાણવાવાળાનું નામ * પહેલું લે, અને રોગીનું નામ પછી લે, તો ઇષ્ટ વસ્તુ સિદ્ધ થાય, અને તેનાથી ઊલટું લે, તો પરિણામ પણ ઊલટું જ આવે. પૂછવા આવનાર દૂત જો ડાબે હાથે ઊભો હોય, તો લડનારા બેમાંથી સમ (બેકીવાળા) અક્ષરના નામવાળો જીતે, અને જમણે હાથે ઊભો રહે, તો વિષમ (એકીવાળા) અક્ષરના નામવાળો જીતે. ભૂતનો વળગાડ કે સાપ કરડ્યો હોય તોપણ માંત્રિકોએ ઉપર પ્રમાણે જ સમજવું; એટલે કે, પૂછવા આવનારો ડાબે હાથે ઊભો રહે તો સમ અક્ષરના નામવાળો જીવે; અને જમણે હાથે ઊભો રહે તો વિષમ અક્ષરના નામવાળો જીવે. [૨૨૪-૯]

---

* એટલે કે જેને પૂછવા આવ્યો છે તેનું નામ સંબોધન તરીકે પહેલું મૂકે.

જ્યારે ડામી નાડીમા 'વરુણ * ' વાયુ ચાલતો હોય, ત્યારે આરંભેલા કાર્યો નિઃસંશય સિદ્ધ થાય છે જ્યારે 'પવન' વાયુ જમણી નાડીમા હોય, ત્યારે જય, જીવિત, લાભ આદિ સર્વે બાબતોમા નિષ્ફળતા મળે છે 'અગ્નિ' વાયુ વહે છે એવો નિશ્ચય કર્યા બાદ હાથમાથી ફૂલ નાખવુ, અને તે ઉપરથી મરેના કે જીવતાનો નિશ્ચય કરવો પ્રશ્ન કરતી વખતે (ઉત્તર આપનારને) 'વરુણ'નો ઉદય હોય, તો લાભ ત્વરિત થાય છે, 'પુરંદર' હોય તો લાંબે કાળે થાય છે, 'પવન' હોય તો અલ્પ પ્રમાણમા થાય છે, અને 'અગ્નિ' હોય તો સિદ્ધ થયેલો પણ નાશ પામે છે 'વરુણ' વાયુ વખતે ગયેલા માણસની બાબતમા કોઈ પ્રશ્ન પૂછે, તો ગયેલો માણસ પાછો આવે છે, 'ભૌમ' વાયુ વખતે ત્યા જ સુખમા રહે છે, 'પવન' વખતે ત્યાથી પણ દૂર જાય છે, અને 'અગ્નિ' વખતે ત્યા જ મરી જાય છે યુદ્ધ બાબત પ્રશ્ન પૂછ્યો હોય, તો 'અગ્નિ' વાયુ વખતે દારુણ યુદ્ધભંગ થાય, 'પવન' વખતે મૃત્યુ કે સૈન્યનો વિનાશ થાય 'પુરંદર' વાયુ વખતે યુદ્ધમા વિજય થાય, અને 'વરુણ' વાયુ વખતે ધાર્યા કરતા પણ અધિક સિદ્ધિ મળે— શત્રુના નાશથી સંધિ થાય, કે પોતાનુ ધાર્યું સિદ્ધ થાય 'ભૌમ' વાયુ વખતે વરસાદ સંબધી પ્રશ્ન પૂછ્યો હોય, તો વરસાદ વરસે, 'વરુણ' વખતે મનમાન્યો વરસે પવન વખતે તોફાન સાથે વરસે અને 'અગ્નિ' વખતે થોડોઘણો વરસે તે પ્રમાણે ધાન બાબતના પ્રશ્નમા 'વરુણ' વખતે ધાન પાકે, પુરંદર

---

* આ બધા વાયુઓની સમજ માટે જુઓ પા ૨૦૪

વખતે પુષ્કળ પાકે, 'પવન' વખતે મધ્યમસરનું પાકે, અને 'અગ્નિ' વખતે થોડું પણ ન પાકે. ગર્ભની બાબતમાં પ્રશ્ન પૂછયો હોય, ત્યારે 'મહેન્દ્ર' અને 'વરુણ' વખતે પુત્ર પ્રાપ્ત થાય છે, 'વાયુ' અને 'અગ્નિ' વખતે પુત્રી પ્રાપ્ત થાય છે, અને શૂન્ય જ હોય, તો ગર્ભનો નાશ થાય છે. ઘેર કે રાજકુલ વગેરે ઠેકાણે પેસતાં કે નીકળતાં ડાબી કે જમણી જે નાડીમાં પવન ચાલતો હોય, તે બાજુનો પગ પહેલો મૂકવો, તેનાથી ઇચ્છિત વસ્તુ સિદ્ધ થાય છે. જેને કાર્યસિદ્ધિ પ્રાપ્ત કરવી છે, તેણે ગુરુ, બંધુ, નૃપ, અમાત્ય વગેરેની પાસે ઇચ્છિત માગતી વખતે પોતાની જે નાડીમાં પવન ચાલતો હોય, તે નાડી તરફ તેમને રાખવા. સ્ત્રીઓને પણ જે બાજુ પવન ચાલતો હોય તે બાજુ બેસાડી કે સુવાડી હોય તો તે વશ થઈ જાય છે, તેના જેવો બીજો વશીકરણમંત્ર કોઈ નથી. શત્રુ, ચોર, લેણદાર, કે બીજા પણ ઉત્પાત અને વિગ્રહના કારણોને જય, લાભ અને સુખની ઇચ્છાવાળાએ, જે બાજુ નાડી ખાલી હોય તે બાજુ રાખવા. જે બાજુ પવન ચાલતો હોય તે બાજુના અંગનું શત્રુના પ્રહારોથી રક્ષણ કર્યા કરે, તો તેની શક્તિ બળવાન શત્રુઓ વડે પણ નષ્ટ ન કરી શકાય. ડાબી કે જમણી જે નાડી ચાલતી હોય તે બાજુ ઊભો રહીને કોઈ ગર્ભ સંબંધી પ્રશ્ન પૂછે, તો પુત્ર થાય; ખાલી તરફ ઊભો રહે તો પુત્રી થાય, સુષુમ્ણામાં પવન ચાલતો હોય તો બે બાળક થાય, નાડી ખાલી હોય તો નપુંસક થાય. પવન એક નાડીમાંથી બીજીમાં સંક્રાંત થતો હોય, ત્યારે ગર્ભનાશ થાય, અને સમ દશા હોય, તો ક્ષેમકુશળ પ્રવર્તે. કેટલાક એમ

કહે છે કે, પ્રશ્નકાળે ચંદ્રનાડી ચાલતી હોય, તો પુત્રી થાય; સૂર્યનાડી ચાલતી હોય, તો પુરુષ થાય; અને મધ્યભાગે નપુંસક થાય. [૨૩૦-૪૭]

પવન ક્યાં ચાલે છે તે જાણી શકાતું ન હોય ત્યારે આ પ્રમાણે કરવું: બે અંગૂઠા વડે બે કાન, મધ્ય આંગળીઓ વડે બે નાસિકાઓ, અંત્ય તથા ઉપાંત્ય આંગળીઓ વડે મોં અને પહેલી આંગળીઓ વડે આંખના ખૂણા, એ પ્રમાણે બધું બંધ કરવું. પછી શ્વાસનો રોધ કરી, એકાગ્ર થઈને જોવું. જો પીળું બિંદુ દેખાય તો 'ભૌમ' વાયુ જાણવો; ધોળું બિંદુ દેખાય તો 'વરુણ' જાણવો; કાળું બિંદુ દેખાય, તો 'પવન' જાણવો; અને લાલ બિંદુ દેખાય તો 'અગ્નિ' જાણવો. ડાબી કે જમણી નાડી ચાલતી હોય અને તે બદલવી હોય, તો તે બાજુનું આખું અંગ (શયન વગેરેથી) દબાવવું; જેથી પવન બીજી તરફ વહેવા લાગશે. ડાબી બાજુએ અગ્રભાગમાં ચંદ્રનું ક્ષેત્ર છે, અને જમણી બાજુએ પાછલા ભાગમાં સૂર્યનું ક્ષેત્ર છે, એમ વિદ્વાનો કહે છે. તેમાં વાયુનો સંચાર જાણીને વિરલ પુરુષો લાભ–અલાભ, સુખ–દુઃખ, જીવિત–મરણ વગેરે કહી શકે છે. [૨૪૮-૫૪]

જે તીક્ષ્ણ બુદ્ધિવાળો પુરુષ યથાયોગ્ય નાડીશુદ્ધિ કરવાનું જાણે છે, તેને આ બધું વાયુથી થતું સામર્થ્ય પ્રાપ્ત થાય છે. નાભિકમળના બીજકોશ ઉપર કલા અને બિંદુ (ં) વાળો તેજસ્વી 'હૈં' ચિંતવવો. તેના ઉપર રેફ કલ્પવો. પછી તે જ્વાળાઓવાળા, વિદ્યુદ્વેગી, તેજસ્વી 'હૈં' ને સૂર્યનાડીથી બહાર કાઢવો અને આકાશમાં લઈ જવો; પછી અમૃતથી સિંચન

કરતા કરતા તેને ધીરે ધીરે નીચે ઉતારી, ચંદ્રમાર્ગે નાભિપદ્મમાં ફરી દાખલ કરવો. તે પ્રમાણે સતત કર્યા કરવાથી ઘણા અભ્યાસને અંતે નાડીશુદ્ધિ પ્રાપ્ત થાય છે.

નાડીશુદ્ધિની રીત જુદા જુદા યોગગ્રંથોમાં ભિન્ન ભિન્ન જણાવી છે. પરંતુ અહીં આચાર્યશ્રીએ જણાવેલી રીત તો છેક જ જુદી છે.

શિવસંહિતા (૩-૨૨ ૬૦) માં જણાવ્યા પ્રમાણે રેચક પૂરક અને કુંભક પ્રાણાયામ એક વખતે ૨૦ વાર એમ દિવસમાં ચાર વખત (પ્રાતઃકાળ, મધ્યાહ્ન, સૂર્યાસ્ત અને અર્ધરાત્રીએ) કરવા આમ ત્રણ માસ રોજ કરનારને નાડીશુદ્ધિ પ્રાપ્ત થાય છે

ઘેરંડસંહિતા (૫-૩૯ ૬૦) માં જણાવ્યા પ્રમાણે ધૂમ્રવર્ણ અને તેજસ્વી વાયુબીજ યંનુ ધ્યાન કરતા કરતા તેનો ૧૬ વાર જપ થાય ત્યાંસુધી ડાબી નાડીથી વાયુને અંદર ખેંચવો. પછી ૬૪ જપ થાય ત્યાંસુધી કુંભક કરવો, અને ૩૨ જપ થાય ત્યાંસુધી તેને સૂર્યનાડી વડે રેચન કરવો. પછી નાભિમૂલમાંથી અગ્નિ તત્ત્વને ઉઠાવી તેમાં પૃથિવી તત્ત્વનું મિલાન કરી તે બંનેના તેજનું ધ્યાન કરતા કરતા, અગ્નિબીજ રં નો ૧૬ વાર જપ થાય તેટલા વખતમાં વાયુને જમણી બાજુથી ખેંચવો, ૬૪ જપ થાય ત્યાં સુધી કુંભક કરવો, અને ૩૨ જપ થાય ત્યાં સુધી તેને રેચન કરવો. પછી નાસાગ્ર ઉપર ચંદ્રનુ ધ્યાન કરતા કરતા તથા ઠં બીજનો ૧૬ વાર જપ થાય ત્યાં સુધી ડાબી નાડીથી વાયુને ખેંચવો. અને

વ બીજનો ૬૪ વાર જપ થાય ત્યાંસુધી કુંભક કરવો. દરમ્યાન નાસાગ્ર ઉપરના ચંદ્રબિંબમાંથી અમૃત નીકળી આખા શરીરમાં વ્યાપી જઈ તેને પવિત્ર કરે છે એવું ધ્યાન કરતા કરતા, ૩૨ વાર લ બીજનો જપ કરતા કરતા રેચક કરવો. આ ત્રણ પ્રાણાયામના અભ્યાસથી નાડીશુદ્ધિ થઈ જાય છે.

ત્રિશિખબ્રાહ્મણોપનિષદમાં (૯૫ ૯૦) ૧૬-૬૪-૩૨ એ માત્રામાં ૮૦ પૂરક-કુંભક-રેચક, દિવસમાં ચાર વાર ત્રણ વર્ષ સુધી કરવા એમ જણાવ્યુ છે. યોગતત્ત્વોપનિષદમાં (૪૦) ત્રણ માસ જણાવ્યા છે.

દર્શનોપનિષદ ૫-૭માં ઇડાથી પ્રાણ ખેંચી, દેહમધ્યે અગ્નિને જ્વાલાવલી યુક્ત બળતો ચિંતવવો અને રં અગ્નિબીજનું ધ્યાન કરવુ, તથા પછી તેનુ રેચન પિંગલાથી કરવું, એમ જણાવ્યુ છે.

એ પ્રમાણે નાડીશુદ્ધિના અભ્યાસમાં કુશળતા પ્રાપ્ત કરનારો મરજી મુજબ વાયુને ગમે તે બાજુ પર લઈ જઈ શકે છે. પવન સામાન્ય રીતે ૨½ ઘડી એક નાસિકામાં રહે છે; પછી બીજી તરફ ચાલ્યો જાય છે. માણસ સ્વસ્થ અવસ્થામાં હોય, તો એક રાત ને દિવસ થઈને ૨૧ હજાર અને ૬૦૦ વખત પ્રાણવાયુ અંદર આવે છે ને જાય છે. * જે મૂઢ બુદ્ધિનો માણસ વાયુની સંક્રાંતિ જાણતો નથી, તે તેના ઉપરથી તત્ત્વનિર્ણય કેવી રીતે કરી શકે? [૨૫૫-૬૩]

* વરાહોપનિષદ્ ૫-૩, તથા ઘેરંડસંહિતા ૫-૮૪મા પણ એ જ પ્રમાણ જણાવ્યું છે. પરંતુ અમૃતનાદોપનિષદ્મા (૩૩) તેની સંખ્યા ૧ લાખ, ૧૩ હજાર, એકસો, ને ૮૦ જણાવી છે.

નીચે મોંએ રહેલું હૃદયકમળ પૂરક વડે પૂરવાથી ખીલે છે; અને તેને કુંભક વડે જગાડ્યું હોય તો તે ઊર્ધ્વમુખી[1] થઈ જાય છે. પછી રેચક વડે[2] તેને હલાવીને હૃદયકમળમાંથી વાયુને ઉપર ખેંચવો, અને 'ઊર્ધ્વશ્રોતોમાર્ગ'ની ગાંઠ ભેદીને તેને બ્રહ્મપુરમાં લઈ જવો.[3] પછી બ્રહ્મરંધ્રમાંથી નીકળીને યોગીએ સાવધાનતાપૂર્વક આકડાના તૂલ ઉપર ધીરે ધીરે વેધ કરવો. ત્યાં વારંવાર અભ્યાસ કર્યા પછી માલતીની કળી વગેરે ઉપર સદા પ્રમાદરહિતપણે સ્થિરતાથી વેધ કરવો. એમાં દૃઢ અભ્યાસ થઈ જાય, એટલે પછી 'વરુણ' વાયુ વડે કપૂર, અગરુ, કુષ્ઠ આદિ ગંધદ્રવ્યોમાં વેધ કરવો. એમાં કુશળતા આવી જાય, એટલે સૂક્ષ્મ પક્ષીશરીરોમાં તત્પરતાથી વેધ કરવો. એ પ્રમાણે પતંગ, ભમરા વગેરેનાં શરીરોમાં તેમજ મૃગ વગેરે પ્રાણીઓનાં શરીરોમાં પણ અભ્યાસ થઈ જાય, એટલે એકાગ્રતાપૂર્વક, દૃઢિગનિમલી થઈને માણસ, અશ્વ, હાથી વગેરેનાં શરીરોમાં પણ પેસવા નીકળવાનો અભ્યાસ કરવો; એ પ્રમાણે વધતાં વધતાં પછી પથરા વગેરેમાં પણ પ્રવેશાદિ કરવાં. આ પ્રમાણે ડાબા નાક વડે

---

૧. મૂળઃ 'ऊर्ध्वश्रोतम्' ।

૨. એ રેચક બહાર કાઢી નાખવાનો નથી; પરંતુ કુંભકમાં સ્થિર કરેલા વાયુને જ ઊંચે લેવા માંડવો, તેને અહીં 'રેચક' કહ્યો છે.

૩. આને માટે શિવસંહિતામાં (૪-૧૭ ઇ૦) મહાવેધ, શક્તિચાલન ઇત્યાદિ દશ મુદ્રાઓનો અભ્યાસ વિગતથી વર્ણવ્યો છે. અન્ય યોગગ્રંથોમાં પણ કુંડલિનીને સુષુમ્ણામાં થઈને બ્રહ્મરંધ્રમાં લઈ જવા માટે પ્રાણાયામાદિ ઉપાયો વિગતવાર વર્ણવેલા હોય છે.

મૃત શરીરોમાં દાખલ થવું. જીવતા શરીરમાં પેસવાનો વિધિ અહીં નથી કહેતા; કારણ કે, તેમાં પાપ રહેલું છે. [૨૬૪-૭૩]

પરંતુ પછી ટીકામાં તે વિધિ આ પ્રમાણે વર્ણવ્યો છે: "બ્રહ્મરંધ્રથી બહાર નીકળવું; અને અપાન માર્ગે બીજાના શરીરમાં દાખલ થવું. પછી નાભિકમળમાં થઈને સુષુમ્ણા માર્ગે હૃદયકમળમાં જવું. ત્યાં પોતાના વાયુ વડે તેના પ્રાણનો સંચાર બંધ કરી દેવો, એટલે તેનો જીવ તેના શરીરમાંથી નીકળી જશે. પછી તેના શરીરમાં પોતાના શરીરની પેઠે રહેવું. એ પ્રમાણે બીજાના શરીરમાં અર્ધો દિવસ કે દિવસ ક્રીડા કરીને, એ જ વિધિથી પોતાના શરીરમાં દાખલ થઈ જવું." આચાર્ય એટલું ઉમેરે છે કે, બીજાના પ્રાણનો નાશ કર્યા વિના બીજાના શરીરમાં દાખલ થઈ શકાતું નથી.

યોગસૂત્ર ૩-૩૭માં પરકાયપ્રવેશની સિદ્ધિનું વર્ણન છે. તે સિદ્ધ કરવા માટે બે વસ્તુઓ આવશ્યક છે, એમ તેમાં જણાવ્યું છે: (૧) ચિત્તને એક શરીરમાં જ સ્થિતિ કરી અટકાવી રાખનાર જે કારણ હોય તેની શિથિલતા, તથા (૨) એ ચિત્તને જવા-આવવાના માર્ગનો સાક્ષાત્કાર; એટલે કે પોતાના શરીરમાંથી જે નાડી દ્વારા ચિત્તનું બહાર ગમન થઈ શકે તે નાડીચક્રનો તેમજ અન્યના શરીરમાં જે નાડી દ્વારા ચિત્તનો પ્રવેશ થઈ શકે, તે નાડીચક્રનું જ્ઞાન. શિવ-સંહિતામાં (૫-૮૧) નાભિ આગળના મણિપૂર ચક્રનું ધ્યાન કરવાથી પરકાયપ્રવેશસિદ્ધિ પ્રાપ્ત થાય છે એમ જણાવ્યું છે.

## ૧૮

## ધારણાનાં વિવિધ સ્થાનો

[પાન ૧૨૩ માટે]

મૂળમાં ધારણા વિષે પ્રાણાયામને પ્રસંગે પણ થોડો ઉલ્લેખ [અ૦૫,૨૬-૩૬] કર્યો છે. તેને માટે જુઓ ટિપ્પણ ૧૭, પા. ૧૯૯. આ સ્થળે, ધારણા વિષે અન્ય યોગગ્રંથોમાં જે વિગતો આપી હોય છે, તેનું દિગ્દર્શન કરાવવાનું છે. સામાન્ય રીતે બધા હિંદુ યોગગ્રંથોમાં શરીરગત પંચભૂતોના સ્થાનમાં પંચભૂતોની ધારણા માન્ય રખાઈ છે. યાજ્ઞવલ્ક્ય સંહિતામાં જણાવ્યા પ્રમાણે: પગથી ઢીંચણ સુધી પૃથ્વી-તત્ત્વનું સ્થાન મનાય છે, ત્યાં પ્રાણવાયુને ધારણ કરી લકાર બીજ સહિત બ્રહ્માની ધારણા નિરંતર બે કલાક કરવાથી સાધક સર્વ વ્યાધિ અને તેનાં કાર્યોથી મુક્ત થાય છે, તથા પૃથ્વીતત્ત્વનો જય કરી શકે છે. ઢીંચણથી ગુદા પર્યંત જલતત્ત્વનું સ્થાન મનાય છે, ત્યાં પ્રાણવાયુને ધારણ કરી વકાર બીજ સહિત શ્રી વિષ્ણુની ધારણા નિરંતર બે કલાક

કરવાથી સર્વ પાપોથી રહિત થઈ, જલતત્ત્વનો જય થઈ શકે છે. તે પ્રમાણે ગુદાથી હૃદ્દેશ પર્યંત અગ્નિનું સ્થાન મનાય છે; ત્યાં રકાર બીજ સહિત રુદ્રની ધારણા કરવાથી અગ્નિતત્ત્વનો જય થાય છે. હૃદયથી ભ્રૂકુટિ પર્યંત વાયુનું સ્થાન મનાય છે; ત્યાં યકાર બીજ સહિત મહેશ્વરની ધારણા કરવાથી વાયુતત્ત્વનો જય થાય છે. ભ્રૂકુટિથી બ્રહ્મરંધ્ર પર્યંત આકાશતત્ત્વનું સ્થાન છે; ત્યાં હકાર બીજ સહિત ૐકારની અર્ધ માત્રારૂપ સદાશિવની ધારણા કરવાથી કૈવલ્યપદની પ્રાપ્તિ થાય છે. દર્શનોપનિષદ ૮–૫ ૪૦ માં બરાબર આ પ્રમાણે જ વર્ણન આવે છે. ત્રિશિખબ્રાહ્મણોપનિષદ (૧૩૫) વગેરેમાં પૃથ્વીસ્થાનમાં પાંચ ઘડી, અપ્સ્થાનમાં ૧૦ ઘડી, અગ્નિસ્થાનમાં ૧૫ ઘડી, વાયુસ્થાનમાં ૨૦ ઘડી અને આકાશસ્થાનમાં ૨૫ ઘડી ધારણા કરવાનું કહ્યું છે. જોકે દરેક સ્થાનમાં દેવની કલ્પના પોતપોતાના ઇષ્ટદેવની પરંપરા અનુસાર રખાઈ છે. જેમકે ત્રિશિખબ્રાહ્મણોપનિષદમાં પૃથ્વી-અપ-અગ્નિ-વાયુ-આકાશનાં સ્થાનોમાં અનુક્રમે હરિ, નારાયણ, પ્રદ્યુમ્ન, સંકર્ષણ અને વાસુદેવની ધારણા કરવાનું કહ્યું છે. આ ઉપરાંત દરેક સ્થાનના ધ્યાન માટે જેમ વ વગેરે બીજમંત્ર હોય છે, તેમ અનુક્રમે ચોરસ, અર્ધચંદ્ર, ત્રિકોણ, છખૂણી, અને ગોળ, એવી આકૃતિઓ પણ હોય છે.

ઘેરંડસંહિતા ૩–૭૦ વગેરેમાં આ બધાં તત્ત્વોનાં દેવતા, આકૃતિ વગેરે શરૂઆતમાં જણાવ્યા પ્રમાણે જ છે; પરંતુ પૃથ્વીનું બીજ લ જણાવ્યું છે; તથા દરેક તત્ત્વમાં ધારણા

કરવાનો સમય પાંચ ઘડીનો અને સ્થાન હૃદય જ જણાવ્યું છે.

હેમચંદ્રાચાર્યજીએ આ બધી પાર્થિવી આદિ ધારણાઓનું વર્ણન વિવિધ ધ્યેયો વર્ણવતી વખતે (પ્રકાશ ૭, શ્લો૦ ૯–૨૮માં) જુદી જ રીતે કર્યું છે. તેને માટે જુઓ ટિપ્પણ ન. ૧૯, પાન ૨૩૩-૫.

આ બધી ધારણાઓથી જે જુદા જુદા અનુભવો થાય છે, તે આગળના માર્ગ માટે શ્રદ્ધા અને ઉત્સાહ અર્પનારા થાય છે. યોગસૂત્ર ૧–૩૫ મા એ બધી 'વિષયવતી' પ્રતીતિઓને 'મનની સ્થિરતા લાવવામા ઉપયોગી' કહી છે હેમચંદ્રાચાર્યજીએ પણ ૬–૮ મા 'उत्पद्यन्ते स्वसवित्ते र्बहव. प्रत्यया किल' એ રીત એ વસ્તુ જણાવી છે.

## ૧૯

# વિવિધ ધ્યેયો

[પાન ૧૧૭ માટે]

મૂળમાં ૭ મા પ્રકાશથી માંડીને ચાર પ્રકારનાં ધ્યેયોનુ વિગતવાર વર્ણન નીચે પ્રમાણે આપ્યુ છે:—

ધ્યાનનુ આલબન જે ધ્યેય, તે વિદ્વાનોએ ચાર પ્રકારનુ જણાવ્યુ છે: શરીરમાં રહેલું ('શરીરસ્થ'), વર્ણાક્ષરવાળું ('પદસ્થ'), રૂપવાળું ('રૂપસ્થ'), અને રૂપ વિનાનુ ('રૂપાતીત')

૧ શરીરસ્થ ધ્યેય નીચે પ્રમાણે પાચ પ્રકારનું છે:

(૧) મધ્યલોક જેટલો વિશાળ ક્ષીરસાગર કલ્પવો. તેમા હજાર પાંખડીનું, સુવર્ણ જેવી કાંતિવાળું તથા જબુદ્વીપ જેટલુ મોટું કમળ કલ્પવુ. તેના કેસરતંતુઓની વચ્ચે મેરુપર્વત જેટલો તથા કેસરવર્ણો બીજકોશ કલ્પવો. તેના ઉપર શ્વેત સિંહાસન ઉપર બેઠેલા તથા કર્મનો ક્ષય કરવાને તત્પર

થયેલા આત્માને ચિંતવવો. આને 'પાર્થિવ ધારણા' કહે છે. [પ્ર૦ ૭, ૮-૧૨]

(૨) નાભિમાં ૧૬ પાંખડીનું કમળ કલ્પવું. તેના બીજ-કોશ ઉપર અર્હં એવો મહામંત્ર તથા તેની દરેક પાંદડી ઉપર સ્વરમાળા ચિંતવવી. પછી હૃદયમાં આઠ કર્મરૂપી* આઠ પાંખડીઓવાળું એક બીજું કમળ ચિંતવવું. પછી નાભિકમળવાળા કમળના બીજકોશમાં જે મહામંત્ર અર્હં છે, તેના હ અક્ષર ઉપરના રેફમાંથી ધીમે ધીમે નીકળતી ધુમાડાની રેખા ચિંતવવી. પછી તેમાંથી સતત તણખા નીકળે છે તેમ ચિંતવવું અને પછી તેમાંથી સેંકડો જ્વાળાઓ નીકળે છે એમ ચિંતવવું. તે જ્વાળાઓ પેલા અષ્ટદલ હૃદયકમળને બાળવા માંડે છે એમ ચિંતવવું. ત્યારબાદ શરીરથી બહાર ત્રિકોણ આકારનું પ્રજ્વલિત વહ્નિપુર કલ્પવું. તેની મધ્યમાં સ્વસ્તિક અને વહ્નિબીજ (રકાર) છે એમ ચિંતવવું. પછી અર્હંનો મંત્રાગ્નિ અને બહારનો વહ્નિપુરનો અગ્નિ, દેહ તથા કર્મદળવાળા હૃદયકમળને અશેષ બાળી નાખી શાંત થઈ જાય છે, એમ ચિંતવવું. આનું નામ 'આગ્નેયી' ધારણા છે. [૧૩-૮]

(૩) પછી ત્રિભુવનના વિસ્તારને પૂરી કાઢતો, ગિરિઓને ચલાયમાન કરતો અને સમુદ્રોને ખળભળાવતો વાયુ ચિંતવવો. તે વાયુ પેલી ભસ્મને જલદી ઉડાડી દે છે એમ ચિંતવવું અને પછી તે વાયુને પણ શાંત થતો ચિંતવવો. એ 'મારુતી' ધારણા કહેવાય છે. [૧૯-૨૦]

* જુઓ પાન ૧૮૮

(૪) પછી અમૃતની ધારાઓ વરસતું તથા વાદળાંથી ઘેરાયેલું આકાશ ચિંતવવું. ત્યારબાદ અર્ધચંદ્રની આકૃતિવાળું તથા વરુણબીજ(वँ)ના ચિહ્નવાળું વરુણમંડલ ચિંતવવું. તે મંડળ આકાશને સુધાજલથી છલકાવી મૂકે છે, અને પેલી કાયભસ્મને ધોઈ નાખે છે, એમ ચિંતવવું[1]. [૨૧-૨]

૨. પદસ્થ ધ્યેય : પવિત્ર પદોને અવલંબીને કરાતું ધ્યાન પદસ્થ ધ્યાન કહેવાય છે. તેના પ્રકારો નીચે પ્રમાણે છે :— ૧૬ પાંખડીવાળાં નાભિકમલમાં દરેક પાંખડીએ સ્વરમાલા ભ્રમણ કરતી ચિંતવવી. પછી, હૃદયમાં ૨૪ પાંખડીનું બીજકોશવાળું કમળ કલ્પી, તેમાં ક્રમાનુસાર ૨૫ વર્ણો[2] ચિંતવવા. પછી આઠ પાંખડીવાળું મુખકમલ કલ્પી, તેમાં બાકીના આઠ વર્ણો[3] ચિંતવવા. આ પ્રમાણે વર્ણોનું ચિંતન કરનાર શાસ્ત્રજ્ઞાનમાં પારંગત થાય છે. આ બધા અનાદિસિદ્ધ વર્ણોને યથાવિધિ ચિંતવનારો ખોવાયેલી કે ભુલાયેલી વસ્તુનું જ્ઞાન તત્ક્ષણ પ્રાપ્ત કરી શકે છે. [પ્ર૦ ૮, ૧-૫]

અથવા નાભિકંદથી હેઠળ આઠ પાંખડીનું કમળ કલ્પવું. તેમાં અથી માંડીને અઃ સુધીના ૧૬ સ્વરોરૂપી ૧૬ કેસરતંતુ કલ્પવા. તથા તેની દરેક પાંખડીમાં અક્ષરોના આઠ વર્ગોમાં[4] નો એક એક વર્ગ સ્થાપિત કરવો. તે પાંખડીઓના

---

૧. પાંચમી 'તત્રભૂ ધારણા' માટે જુઓ પાન ૧૧૭.

૨. ક થી મ સુધીના ૨૫. મ બીજકોશમાં આવે.

૩. ય થી હ સુધીના.

૪. અ થી અઃ સુધીનો એક વર્ગ; ક,ચ,ટ,ત,પ, એ પાંચ વર્ગો; તથા ય,ર,લ,વ, અને શ,ષ,સ,હ, એ બે મળીને આઠ.

આંતરાઓમાં સિદ્ધસ્તુતિ એટલે કે હ્રીંકાર સ્થાપિત કરવો, અને પાંખડીઓના અગ્રભાગમાં ૐ હ્રીં[1] સ્થાપન કરવા. પછી તે કમળની વચમાં અર્હં શબ્દ સ્થાપિત કરવો. એ પાવન અર્હં શબ્દ પ્રાણવાયુની સાથે પ્રથમ હ્રસ્વ ઉચ્ચારવાળો થઈ, પછી દીર્ઘ ઉચ્ચારવાળો થઈ, પછી તેનાથી પણ વધુ પ્લુત ઉચ્ચારવાળો થઈ, તથા પછી સૂક્ષ્મ થતો થતો અતિ સૂક્ષ્મ થઈ, નાભિકંદ અને હૃદયઘંટિકા વગેરે ગ્રંથીઓને ભેદતો મધ્યમાર્ગે થઈને જાય છે, એમ ચિંતવવું. પછી તે નાદના બિંદુથી તપ્ત થયેલી કલામાંથી ઝરતા દૂધ જેવા સફેદ અમૃતમાં આત્માને સિંચાતો કલ્પવો. પછી અમૃતના સરોવરમાં ઊગેલા સોળ પાંખડીવાળા કમળમાં પોતાના આત્માને સ્થાપિત કરી, તે સોળ પાંખડીઓમાં વિદ્યાદેવીઓ[2]ને ચિંતવવી. પછી તેજસ્વી સ્ફટિકના કુંભોમાંથી રેડાતા દૂધ જેવા શ્વેત અમૃતમાં આત્માને લાંબા કાળ સુધી સિંચાતો ચિંતવવો. પછી આ મંત્રરાજના વાચ્ય પરમેષ્ઠી અર્હતને મસ્તક વિષે ચિંતવવા. પછી ધ્યાનના આવેશમાં 'સોઽહં' 'સોઽહં' એમ વારંવાર બોલતાં બોલતાં પરમાત્મા સાથે પોતાના આત્માની એકતા નિઃશંક ચિંતવવી. પછી નીરાગી, અદ્વેષી, અમોહી, સર્વદર્શી, દેવો વડે પૂજિત તથા સભામાં ધર્મનો ઉપદેશ

---

૧. મૂળ: 'માયાપ્રણવ'.

૨ રોહિણી, પ્રજ્ઞપ્તિ, વજ્રશૃંખલા, કુલિશાંકુશા, ચક્રેશ્વરી, નરદત્તા, કાલી, મહાકાલી, ગૌરી, ગાંધારી, સર્વાસ્ત્રમહાજ્વાલા, માનવી, વૈરોટ્યા, અચ્છુપ્તા, માનસી, અને મહામાનસિકા એ સોળ વિદ્યાદેવીઓ છે

આપતા પરમાત્મા સાથે આત્માને અભિન્ન ચિંતવતો યોગી પાપનો ક્ષય થતાં પરમાત્મપણાને જ પામે છે. [૬-૧૭]

અથવા એ જ મંત્રરાજને અનાહતધ્વનિ યુક્ત સુવર્ણ-કમળમાં સ્થિત, ચંદ્રકિરણો જેવો નિર્મળ, તથા દિશાઓને તેજથી વ્યાપતો વ્યાપતો ગગનમાં સંચાર કરતો ચિંતવવો. પછી તે મંત્રરાજ પોતાના મુખકમળમાં પ્રવેશ કરે છે; પછી ભ્રમરના મધ્યભાગે ભ્રમણ કરે છે; આંખોની પાંપણોમાં સ્ફુરાયમાન થાય છે; કપાલમંડલમાં વિરાજે છે; તાલુરંધ્રથી બહાર નીકળે છે; અમૃતરસ વરસે છે; જ્યોતિર્ગણોની વચ્ચે ચંદ્રની સ્પર્ધા કરતો વિચરે છે, અને મોક્ષલક્ષ્મી સાથે પોતાને યોજે છે — એમ કુંભક વડે ચિંતવવું. [૧૮-૨૨]

એ મંત્રરાજ પોતે જ પરમ તત્ત્વ છે, એમ જે જાણે છે, તે તત્ત્વવેત્તા છે. મનને સ્થિર કરીને યોગી જ્યારે એ મહાતત્ત્વનું ધ્યાન ધરે છે, ત્યારે તરત જ સકળ આનંદનું સ્થાન એવી મોક્ષલક્ષ્મી સમીપ આવીને ઊભી રહે છે. [૨૩-૪]

પછી તે મંત્રને રેફ, બિંદુ અને કલા વિનાનો જ ચિંતવવો; તથા પછી તો તેમાં કોઈ અક્ષર નથી, તેમજ તેને ઉચ્ચારી શકાય તેમ પણ નથી તેવી રીતે તેનું ચિંતન કરવું. પછી 'અનાહત' નામના તે દેવને ચંદ્રની કળા જેવા આકારે તથા સૂર્ય જેવા તેજથી સ્ફુરાયમાન થતો ચિંતવવો. પછી તેને વાળના અગ્ર ભાગ જેટલો સૂક્ષ્મ થઈ જતો ચિંતવવો; પછી તેને ક્ષણ વાર બિલકુલ અવ્યક્ત થઈ જતો ચિંતવવો; ત્યારબાદ તેને આખા જગતને જ્યોતિર્મય કરી મૂકતો ચિંતવવો. આ પ્રમાણે લક્ષ્ય વસ્તુમાંથી અલક્ષ્ય

વસ્તુમાં મનને સ્થિર કરતા જવાથી, ક્રમે ક્રમે અંતરમાં અક્ષય તેમજ અતીંદ્રિય એવો જ્યોતિ પ્રગટ થાય છે. જેનું મન જગતના પદાર્થોમાંથી ખેદ પામેલું છે, તેવા મુનિને જ આ પ્રમાણે પોતાની ઇચ્છિત સાધના ફળે છે. અન્યને નહી. [૨૫-૯]

આ ઉપરાંત બીજી પણ સાધના છે. હૃદયકમળમાં રહેલા, શબ્દબ્રહ્મના એકમાત્ર કારણ, સ્વર અને વ્યંજન યુક્ત, પંચપરમેષ્ટીના વાચક, તથા પોતાની ઉપરની ચંદ્ર કળામાંથી ઝરતા અમૃતરસ વડે સિંચાયેલા મહામંત્ર પ્રણવ એટલે કે ૐ નું કુંભક વડે ધ્યાન કરવું. આ ૐ નું ધ્યાન સકામ તેમજ નિષ્કામ પણ હોય છે. સકામ ધ્યાન કરતી વખતે વિધિ આ પ્રમાણે છે કોઈનું સ્તંભન કરવાનું હોય ત્યારે પીળા રંગના ૐકારનું ધ્યાન કરવું, વશીકરણ કરવું હોય કે ક્ષોભ કરવો હોય ત્યારે પરવાળા જેવા રંગના ૐકારનું ધ્યાન કરવું, તથા વિદ્વેષ કરાવવો હોય ત્યારે કાળા રંગના ૐનું ધ્યાન કરવું. પરંતુ મોક્ષનો ક્ષય કરવાને અર્થે નિષ્કામ ધ્યાન કરવું હોય, ત્યારે તેની કાંતિ ચંદ્ર જેવી શ્વેત ચિંતવવી. [૩૦-૨]

> આ પ્રણવનું ધ્યાન-ચિંતન જૂના વખતથી કઠ, છાંદોગ્ય વગેરે જૂના ઉપનિષદ્ગ્રંથોમાં ઉપદેશાયું છે. પરંતુ અહીં જણાવ્યા પ્રમાણે તેને ધ્યાનના વિષય તરીકે પણ સ્વીકારવામાં આવે છે. જેમકે ધ્યાનબિંદુ ઉપનિષદ્માં (૧૯) જણાવ્યું છે કે, 'હૃદયકમળના બીજકોશમાં સ્થિર દીપકના પ્રકાશ જેવી આકૃતિવાળા, અંગૂઠા જેટલા અને અચલ ૐકારરૂપી ઈશ્વરનું ધ્યાન

કરવું. ઈડા નાડીથી વાયુને ખેંચીને ઉદરમાં તેને સ્થિર કરી, દેહની મધ્યમાં જ્વાળાઓની ટસરોથી યુક્ત ૐકારનું ધ્યાન કરવું."

વળી પંચપરમેષ્ઠીના ત્રિભુવનને પાવન કરનાર મહા પવિત્ર પંચપરમેષ્ઠી નમસ્કારમંત્રનુ પણ ચિંતન કરી શકાય. જેમકે, આઠ પાંખડીનું સફેદ કમળ કલ્પવું. તેના બીજકોશમાં 'नमो अरिहंताणं' એ સાત અક્ષરવાળું પદ ચિંતવવું. પછી 'नमो सिद्धाणं', 'नमो आयरियाणं', 'नमो उवज्झायाणं', અને 'नमो लोए सव्वसाहूणं' એ ચાર પદોને અનુક્રમે પૂર્વ વગેરે ચાર દિશાની ચાર પાંખડીઓમાં કલ્પવાં. તથા બાકીનાં 'एसो पंच नमुक्कारो', 'सव्वपावप्पणासणो', 'मंगलाणं च सव्वेसिं', 'पढमं हवइ मंगलं' એ ચાર પદ અગ્નિ વગેરે ચાર ખૂણાઓની પાંખડીઓમાં ચિંતવવાં. * [૩૩-૫]

મન-વાણી-કાયાની શુદ્ધિપૂર્વક આ મંત્ર ૧૦૮ વાર ચિંતન કરવામાં આવે, તો મુનિ ખાતો હોવા છતાં ચાર ટંકનો ઉપવાસ કર્યાનું ફળ મેળવે. યોગીઓ આ મહામંત્રની આરાધના કરીને પરમ મોક્ષશ્રીને પામ્યા છે, અને ત્રિલોકના પૂજ્ય બન્યા છે. તથા હજારો પાપો કરનારા અને સેંકડો

* આ ફકરામાં નાગરી લિપિમાં જે નવ પદ આપ્યાં છે, તે મંત્ર પંચપરમેષ્ઠીનો નમસ્કાર મંત્ર છે. તેનો અર્થ સ્પષ્ટ છે: "અર્હતો, સિદ્ધો, આચાર્યો, ઉપાધ્યાયો અને લોકના સર્વ સાધુઓ — એ પાંચેને નમસ્કાર. આ નમસ્કાર મંત્ર સર્વ પાપનો નાશ કરનાર છે, તથા સર્વ મંગલોમાં પ્રથમ મંગલરૂપ છે."

જંતુઓનો વધ કરનારા તિર્યંચ (પશુપક્ષી યોનિના) જીવો પણ આ મંત્રની આરાધના કરીને સ્વર્ગે ગયા છે. [૩૬-૮]

વળી એ મંત્રમાંથી 'अरिहंतसिद्ध' એ છ અક્ષરોને, કે 'अरिहंत' એ ચાર અક્ષરોને કે 'अ' એકલાને અનુક્રમે ત્રણસો ચારસો તથા પાંચસો વાર જપવાથી પણ ચાર ટંકના ઉપવાસનું ફળ મળે છે. [૩૯]

આ બધુ ઉપવાસ કર્યાનુ જે ફળ વર્ણવ્યુ, તે તો જીવોને તે મત્રના જપમાં પ્રવૃત્તિ કરાવવા માટે જ છે: બાકી તેનુ સાચું ફળ તો સ્વર્ગ અને મોક્ષ છે. [૪૦]

'વિદ્યાપ્રવાદ' નામના શાસ્ત્રમા જણાવેલી " हँ, ह्रीं, ह्रूँ ह्रौं, ह्र असिआउसा नम એ વિદ્યા (મંત્ર) નો સતત અભ્યાસ (જપ) કરે, તો સંસારદુઃખ નાશ પામે છે. [૪૧]

'चत्तारि मंगलं: अरिहंता मंगलं, सिद्धा मंगलं, साहू मंगलं, केवलिपन्नत्तो धम्मो मंगलं। चत्तारि लोगुत्तमा: अरिहंता लोगुत्तमा, सिद्धा लोगुत्तमा, साहू लोगुत्तमा, केवलिपन्नत्तो धम्मो लोगुत्तमो। चत्तारि सरणं पवज्जामि: अरिहंते सरणं पवज्जामि, सिद्धे सरणं पवज्जामि, साहू सरणं पवज्जामि, केवलिपन्नत्तं धम्मं सरणं पवज्जामि' — આ મંત્રનું[૧] સ્મરણ કર્યા કરે, તો મોક્ષ પામે. [૪૨]

---

૧. 'અર્હંતો, સિદ્ધો, સાધુઓ અને કેવળી ભગવાને જણાવેલો ધર્મ — એ ચાર મંગળરૂપ છે, તથા લોકમાં ઉત્તમ છે. તેમને હું શરણે જાઉં છું.' — એવો તેનો અર્થ છે.

વળી, 'ॐ अरिहंत सिद्ध सयोगीकेवली[1] स्वाहा' એ પંદર અક્ષરવાળા મંત્રનું ચિંતન મુક્તિસુખ આપનારું છે "ॐ श्रीं ह्रीं अर्हं नमः" એ મંત્ર તો સર્વજ્ઞ ભગવાન જેવો છે, તેનો પ્રભાવ કોઈથી વર્ણવાય તેવો નથી 'नमो अरिहंताणं' એ સાત અક્ષરોનું ચિંતન ક્ષણવારમાં સંસારરૂપી દાવાગ્નિમાંથી મુક્તિ આપે છે 'नमो सिद्धाणं' એ મંત્રનું ચિંતન કર્મનો નાશ કરનારું છે 'ॐ नमो अर्हते केवलिने परमयोगिने विस्फुरदुरु शुक्लध्यानाग्नि-निर्दग्ध-कर्मबीजाय प्राप्तानंतचतुष्टयाय सौम्याय शान्ताय मंगलवरदाय अष्टादशदोषरहिताय स्वाहा।" આ મંત્રનું[2] ચિંતન સર્વંશ અભય આપનારું છે. [૪૩ ૬]

---

૧ 'સયોગીકેવલી', એટલે કે જેને કેવલજ્ઞાન પ્રાપ્ત થઈ ગયું છે, પરંતુ શરીર કાયમ હોવાથી, જેને વિદેહમુક્તિ પ્રાપ્ત નથી થઈ, તે

૨ કેવળજ્ઞાની, પરમયોગી, શુક્લધ્યાનની અતિમ ગાઢી વડે કર્મબીજને દગ્ધ કરી નાખનાર, અનંતચતુષ્ટયો પ્રાપ્ત કરનાર, સૌમ્ય, શાંત, મંગળમયી વર આપનાર, તથા અઢાર દોષ વિનાના અર્હંત ભગવાનને નમસ્કાર," —એવો તેનો અર્થ છે. અઢાર દોષો આ પ્રમાણે દાન, લાભ, ભોગ, ઉપભોગ, અને વીર્ય એ પાંચના પાંચ અંતરાયો, તથા હાસ્ય, રતિ, અરતિ, જુગુપ્સા, ભય, કામાભિલાષ, શોક, મિથ્યાત્વ, અજ્ઞાન, નિદ્રા, અવિરતિ, રાગ, અને દ્વેષ

અનંતચતુષ્ટય, એટલે અનંતદર્શન, અનંતજ્ઞાન, અનંતબલ, અને અનંતસુખ—એ ચાર.

મુખની અંદર આઠ પાંખડીનું કમળ ચિંતવવું, તે આઠ પાંખડીઓમાં વર્ણોના આઠ વર્ગો[1] સ્થાપિત કરવા, તેમજ 'ॐ नमो अरिहंताणं' એ મંત્રનો એક એક વર્ણ સ્થાપિત કરવો, अ થી अः સુધીના સ્વરોરૂપી કેસરતંતુઓ કલ્પવા, તેમજ કર્ણિકા (બીજકોશ) ને સુધાબિંદુથી વિભૂષિત ચિંતવી પછી ચંદ્રબિંબમાંથી આવતા, અને મુખમાંથી દાખલ થતા, પ્રભામંડલયુક્ત તથા ચંદ્ર જેવા માયાબીજ ह्रीं ને તે કર્ણિકામાં ચિંતવવો. પછી જ્યોતિર્મય, અદ્ભુત, તથા ત્રૈલોક્ય વડે જેનું માહાત્મ્ય ચિંતવી શકાય તેવું નથી એવા આ પવિત્ર મંત્રને પાંખડીઓમાં ભમતો, આકાશમાં સંચાર કરતો, મનના અંધકારનો નાશ કરતો, સુધારસ વરસાવતો, તાલુરંધ્ર દ્વારા જતો તથા બે ભમરની મધ્યમાં પ્રકાશતો ચિંતવવો. એ પ્રમાણે એકાગ્ર મનથી આ પવિત્ર મંત્રનું ધ્યાન કરનારની મન અને વાણીની મલિનતા દૂર થઈ જાય છે, તથા તેને શાસ્ત્રજ્ઞાન પ્રગટ થાય છે. છ મહિના સુધી આ પ્રમાણે અભ્યાસ કરવાથી મન સ્થિર થતાં, સાધક મુખકમળમાંથી ધુમાડાની રેખા નીકળતી દેખી શકે છે. એક વર્ષ જેટલો અભ્યાસ થતાં તે જ્વાલા દેખવા લાગે છે. પછી વિશેષ વૈરાગ્ય ઉત્પન્ન થતાં તે સર્વજ્ઞ ભગવાનનું મુખકમળ દેખી શકે છે. પછી તો કલ્યાણકારી માહાત્મ્યવાળા, વિભૂતિયુક્ત, પ્રભામંડળયુક્ત સર્વજ્ઞ ભગવાનને જ સાક્ષાત્ દેખી શકે છે. પછી પોતાનું અંતઃકરણ સ્થિર થતાં તથા તત્ત્વનિશ્ચય પ્રાપ્ત થતાં તે ભવારણ્યમાંથી મુક્ત થઈ, સિદ્ધિમંદિરમાં વિરાજે છે. [૪૭-૫૬]

1 જુઓ પા. ૨૩૫, નોંધ ૪.

વળી, ચંદ્રમંડળમાંથી ઉત્પન્ન થઈ હોય તેમ સદા અમૃત સ્રવતી 'ક્ષ્વિઁ' એ મંત્રરૂપી વિદ્યાને કપાલમાં ચિંતવવી. તેનાથી કલ્યાણ પ્રાપ્ત થાય છે. [૫૮]

વળી, ક્ષીરસમુદ્રમાંથી નીકળતી અને સુધાપ્રવાહ વરસાવતી શશીકલાને કપાળમાં ચિંતવવી. તે પણ સિદ્ધિરૂપી મંદિરની નિસરણીરૂપ છે. તેના સ્મરણમાત્રથી ભવબંધન તૂટી જઈ, પરમાનંદનું કારણ એવું અવ્યય પદ પ્રાપ્ત થાય છે. [૫૯-૬૦]

વળી, નાસિકાના અગ્રભાગમાં 'ૐ हं' એ વિદ્યાનું ધ્યાન કરવાથી અણિમાદિ અષ્ટ સિદ્ધિ પ્રાપ્ત થઈ, સમગ્ર વિષયમાં નિર્મલ જ્ઞાનની પ્રગલ્ભતા પ્રાપ્ત થાય છે. [૬૧-૨]

વળી, 'ह्रीँ ॐ ॐ सो हम् लीँ हूँ ॐ ॐ ह्रीँ' આ વિદ્યાનું પણ ચિંતન કરવું. [૬૨]

વળી 'ॐ जोग्गे मग्गे तच्चे भूए भविस्से अंते पक्खे जिणपार्श्वे स्वाहा' એવી ગણધરોએ કહેલી વિદ્યાનો પણ જપ કરવો. તે વિદ્યા કામધેનુની પેઠે અચિંત્ય ફલ પ્રાપ્ત કરાવનાર છે. [૬૩]

છ ખૂણાવાળું એક યંત્ર ચિંતવવું. તેમાં 'अप्रतिचक्रे फट्'* એ મંત્રનો એક-એક અક્ષર ડાબાથી જમણી તરફ એ પ્રમાણે લખવો. પછી તેની બહારની બાજુ જમણાથી ડાબી તરફ એ રીતે 'विचक्राय स्वाहा' એ મંત્રનો એક એક અક્ષર લખવો. પછી તે યંત્રની વચમાં ॐ સ્થાપિત કરી,

* 'अप्रतिचक्र' એટલે જેની તુલ્ય બીજો કોઈ નથી તે.

તેનું ધ્યાન કરવું. પછી નીચે પ્રમાણેના મંત્રોથી કુંડાળાં કરવાં:

ॐ नमो जिणाणं, ॐ नमो ओहिजिणाणं,[१] ॐ नमो परमोहिजिणाणं, ॐ नमो सव्वोहिजिणाणं, ॐ नमो अनंतोहिजिणाणं, ॐ नमो कुट्ठबुद्धीणं,[२] ॐ नमो बीयबुद्धीणं,[३] ॐ नमो पदानुसारीणं,[४] ॐ नमो संभिन्नसोआणं, ॐ नमो उज्जुमदीणं, ॐ नमो विउलमदीणं, ॐ नमो दसपुव्वीणं,[५] ॐ नमो चउद्दसपुव्वीणं, ॐ नमो अट्ठंगमहानिमित्तकुसलाणं,[६] ॐ नमो विउव्वणइड्ढिपत्ताणं,[७] ॐ नमो विज्जाहराणं, ॐ नमो चारणाणं,[८] ॐ नमो पण्णसमणाणं, ॐ नमो आगासगामिणं, ॐ ज्झों ज्झौं श्री ह्री धृति कीर्ति बुद्धि लक्ष्मी स्वाहा ।

૧ 'ओहिजिण' એટલે કે, અવધિજ્ઞાન પ્રાપ્ત કરનાર. અવધિજ્ઞાન એટલે મન કે ઇંદ્રિયોની સહાયતા વિના આત્માની વિશિષ્ટ શક્તિથી પ્રાપ્ત થતુ મૂર્ત દ્રવ્યોનું જ્ઞાન.

૨ એક વાર જાણવાથી ફરી કદી ન ભૂલે તેવી બુદ્ધિવાળા.

૩. મૂળ અર્થને જાણવાથી શેષ તમામ અર્થને જાણનારી બુદ્ધિવાળા.

૪. એક પદ જાણવાથી બાકીનાં પદો જાણનારી બુદ્ધિવાળા.

૫. ચૌદમાંથી દશ 'પૂર્વ' ગ્રંથો જાણનારા. જુઓ 'સંયમધર્મ' પુસ્તક, પાન ૭.

૬. ભૌમ, ઉત્પાત, સ્વપ્ન, અંતરિક્ષ, આંગ, સ્વર, લક્ષણ, અને વ્યંજન – એ આઠ નિમિત્તો ઉપરથી શુભાશુભ ફળ કહી આપનાર. વિગત માટે જુઓ આ માળાનું 'ધર્મકથાઓ' પુસ્તક, પા. ૧૮૬.

૭. દિવ્ય શક્તિવિશેષથી વસ્તુનિર્માણ કરવાની સિદ્ધિવાળા.

૮. આકાશગમનની શક્તિવાળા.

પછી પંચપરમેષ્ઠી-નમસ્કાર-મંત્રનો પાંચ આંગળીઓએ આ પ્રમાણે ન્યાસ કરવો : 'ॐ नमो अरिहंताण ह्रीं स्वाहा' એમ બોલી અંગૂઠે; 'ॐ नमो सिद्धाणं ह्रीं स्वाहा' એમ બોલી તર્જની આંગળીમાં; 'ॐ नमो आयरियाण ह्रूं स्वाहा' એમ બોલી મધ્યમામાં; 'ॐ नमो उवज्झायाणं ह्रैं स्वाहा' એમ બોલી અનામિકામાં; અને 'ॐ नमो लोए सव्वसाहूण ह्रौं स्वाहा' એમ બોલી કનિષ્ઠામાં.

આમ ત્રણ વાર આંગળીઓમાં વિન્યાસ કરી, મસ્તક ઉપર પૂર્વ, દક્ષિણ, અપર અને ઉત્તર ભાગોમાં વિન્યાસ કરી જપ કરવો. [૬૪-૫]

વળી, આઠ પાંખડીવાળું કમળ ચિંતવવું. તેની અંદર તેજસ્વી આત્માને ચિંતવવો. તે કમળની આઠ પાંખડીઓમાં 'ॐ नमो अरिहंताणं' એ મંત્રનો એક એક અક્ષર સ્થાપવો. પહેલી પાંખડી પૂર્વ દિશા તરફથી ગણવી અને તેમાં પહેલો ॐ મૂકવો. પછી ક્રમે જે અક્ષરો આવે તે પ્રમાણે બાકીના અક્ષરો મૂકી તે અષ્ટાક્ષરી મંત્રનો અગિયારસો વાર (પૂર્વ દિશામાં મોં રાખીને) જપ કરવો. [૬૭-૮]

એ જ રીતે પૂર્વ દિશાની પાંખડીથી માંડીને એક પછી એક એમ પછીની પાંખડીઓએથી પણ શરૂ કરીને આ મંત્રનો જપ આઠ રાત્રી સુધી કરવો. તેથી યોગીનાં સર્વ વિઘ્નો શાંત થઈ જાય છે. આઠ રાત્રી વીત્યા પછી તે યોગી તે કમળનાં પત્રોમાં આઠે અક્ષરો અનુક્રમે જોશે. આ મંત્રના જપથી ધ્યાનમાં વિઘ્ન કરનારા ભીષણ સિંહ, હાથી, રાક્ષસ વગેરે, તેમજ વ્યંતર વગેરે બીજાં પણ તત્કાળ શાંત

થઈ જાય છે. જેને ઐહિક ફલની ઇચ્છા છે, તેણે આ મંત્ર ૐ સહિત ચિંતવવો; પરંતુ જેને મોક્ષની જ કાંક્ષા છે, તેણે ૐ વિનાનો ચિંતવવો. [૬૮-૭૧]

બીજો પણ આ મંત્ર કર્મસમૂહની શાંતિ કરનારો છે. તેનું પણ ચિંતન કરવું: "श्रीमद् ऋषभादि वर्धमानान्तेभ्यो नमः". [૭૨]

નીચેની પાપભક્ષિણી વિદ્યાને પણ પ્રાણીઓ ઉપર ઉપકાર કરવાને અર્થે સ્મરવી: 'ૐ अर्हन्मुखकमलवासिनि पापात्मक्षयङ्करि श्रुतज्ञानज्वालासहस्रज्वलिते सरस्वति मत्पापं हन हन दह दह क्षाँ क्षीँ क्षूँ क्षौँ क्षः क्षीरवरधवले अमृतसंभवे वँ वँ हूँ हूँ स्वाहा। આ વિદ્યાના અતિશય પ્રભાવથી મન તરત પ્રસન્ન થાય છે, અને પોતાનો પાપમલ તરત તજી દે છે. તથા જ્ઞાનદીપ પ્રકાશવા લાગે છે. [૭૨-૩]

વળી વજ્રસ્વામી[1] વગેરે જ્ઞાનીઓએ 'વિદ્યાપ્રવાદ' નામના 'પૂર્વગ્રંથ'માંથી તારવીને પ્રકટ કરેલું, મોક્ષલક્ષ્મીનું બીજભૂત, તથા જન્મરૂપી દાવાગ્નિને શાંત કરનાર વર્ષાઋતુના નવા મેઘ જેવું 'સિદ્ધચક્ર' ગુરુ પાસેથી જાણીને ચિંતવવું. [૭૪-૫]

'असिआउसा' એ પંચપરમેષ્ઠીના આદિ પાંચ વર્ણોને નીચે પ્રમાણે ચિંતવવા: અને નાભિપદ્મમાં, શિરે મસ્તક-

1. તે છેલ્લા 'દશપૂર્વી' કહેવાય છે. જુઓ 'સંયમધર્મ' પુસ્તક, પા. ૧૦. તેમના પછી વજ્રસેનના સમયમાં (ઈ. સ. પૂર્વે ૭૯ કે ૮૨માં), એટલે કે, મહાવીરસ્વામી પછી આશરે ૬૦૯ વર્ષે દિગંબર–શ્વેતાંબર એ બે સંઘો જુદા પડ્યા.

કમળમાં, આને વદનકમળમાં, ઉંને હૃદયકમળમાં અને સાને કંઠકમળમાં. [૭૬-૭]

આ તેમજ બીજા પણ તેવા સર્વકલ્યાણકારી બીજ-મંત્રોને ચિંતવવા. કારણકે, શાસ્ત્રસમુદ્રમાંથી તારવેલા બીજા પણ કોઈ પદ કે અક્ષરનું સંપૂર્ણ ધ્યાન કરીએ, તો નિર્વાણપદ પ્રાપ્ત થાય છે. મૂળ વાત એટલી જ છે કે, વીતરાગ થયેલો યોગી ગમે તેનું ધ્યાન કરે, તોપણ તે ધ્યાન જ કહેવાય. બાકી બધો નકામો ગ્રંથવિસ્તાર છે. અહીં તો ગણધરોએ પ્રગટ કરેલાં અને શાસ્ત્રસમુદ્રમાંથી તારવેલાં આ જે થોડાંક રત્નો બતાવ્યાં છે, તે બુદ્ધિમાન પુરુષોના હૃદયરૂપી અરીસામાં ઉલ્લાસ પામો, અને સેંકડો જન્મથી ઉદ્ભવેલા અને એકઠા થયેલા ક્લેશનો નાશ કરો. [પ્ર.૮,૭૬-૮]

બાકીનાં રૂપસ્થ અને રૂપાતીત ધ્યેયો માટે જુઓ આગળ પાન ૧૧૯-૨૨.

નોંધ: અહીં જેમ ધ્યાનના ચાર પ્રકાર જણાવ્યા છે, તેમ તેને મળતા ઘેરંડસંહિતાના છઠ્ઠા અધ્યાયમાં સ્થૂલધ્યાન જ્યોતિર્ધ્યાન, અને સૂક્ષ્મધ્યાન એવા ત્રણ પ્રકાર બતાવ્યા છે. પોતાના હૃદયમાં સુધાસાગર ચિંતવી, તેની અંદર રત્નદ્વીપ, તેની અંદર બગીચો, તેની અંદર મનોહર કલ્પવૃક્ષ, તેની નીચે મણિમંડપ, તેની અંદર સિંહાસન, અને તેની ઉપર ગુરુએ જણાવેલો પોતાનો ઇષ્ટદેવ ચિંતવવો. આને સ્થૂલધ્યાન કહ્યું છે. [૨-૮] એ ઉપરાંત સ્થૂલધ્યાનનો એક બીજો પ્રકાર પણ આ પ્રમાણે જણાવ્યો છે: મસ્તકમાં આવેલા સહસ્રદળ કમળના બીજકોષ ઉપર બીજું ૧૨ પાંખડીનું ધોળું

મહાતેજસ્વી કમળ ચિંતવવું. તેની દરેક પાંખડીમાં ह,स,क्ष,म, ल,व,र,यूँ,ह,स,ख,फ्रें, એ ૧૨ બીજમંત્રો ચિંતવવા. તે કમળના બીજકોશમાં अ,क,थ, એ ત્રણ લીટીનો ह,ल,क्ष, ખૂણાવાળો ત્રિકોણ ચિંતવવો; અને તેની વચમાં ॐ ચિંતવવો. પછી તેના ઉપર નાદ અને બિંદુયુક્ત (ँ) પીઠિકા ચિંતવવી. અને તેના ઉપર બે હંસ અને પાદુકા છે એમ ચિંતવવું. ત્યાં બે ભુજા અને ત્રણ નેત્રવાળા પોતાના ગુરુ સફેદ વસ્ત્ર. સફેદ માળા, સફેદ લેપન અને રક્તવર્ણની શક્તિ સહિત બેઠા છે એમ ચિંતવવું.[1] [૯-૧૪]

જ્યોતિર્ધ્યાન આ પ્રમાણે છે: મૂલાધાર[2] આગળ કુંડલિની શક્તિ સાપના આકારની પડેલી છે.. ત્યાં દીવાની જ્યોત જેવો જીવાત્મા છે. એ જ્યોતનું તેજોમય બ્રહ્મરૂપે ધ્યાન કરવું. [૧૬] અથવા બે ભમરની વચ્ચે જ્વાલાયુક્ત ॐ રૂપી તેજ છે, તેનું ધ્યાન કરવું [૧૭]

સૂક્ષ્મધ્યાન આ પ્રમાણે છે: જ્યારે બહુ ભાગ્યવશાત્ સૂતેલી કુંડલી જાગ્રત થાય, ત્યારે તે આત્માને સાથે લઈ નેત્રદ્વારમાંથી બહાર નીકળી, બહારના રાજમાર્ગમાં વિહરે છે. પરંતુ તે ચંચળ હોવાથી દેખાતી નથી. તેને શાંભવી મુદ્રા (બે ભમર વચ્ચે દૃષ્ટિ સ્થિર કરી 'આત્મારામ'નું ધ્યાન કરવું તે) રૂપ ધ્યાનયોગથી યોગી જોઈ શકે છે. તે સૂક્ષ્મ ધ્યાન કહેવાય. [૧૮-૨૦]

---

૧. યોગસૂત્ર ૧-૩૭ મા પણ વીતરાગ પુરુષોને ધ્યેય તરીકે લેવાનું વિધાન છે.

૨. ગુદા અને લિંગ આગળની જગા.

શિવસંહિતા ૫-૫૬ ઇ૦ માં મૂલાધાર વગેરે ચક્રોનું બીજમંત્ર સહિત ધ્યાન કરવાનું કહ્યું છે. જેમકે ગુદાથી બે આંગળ ઉપર અને લિંગથી બે આંગળ નીચે, ચાર પાંખડીવાળું મૂલાધાર પદ્મ છે. તેને व,श,ष, અને स, એ ચાર વર્ણવાળી ચાર પાંખડીઓ છે. તે પદ્મનું ધ્યાન કરવાથી દાર્દુરી સિદ્ધિ, સર્વજ્ઞતા, ન જાણેલાં શાસ્ત્રનું પણ જ્ઞાન, ઈશ્વરદર્શન વગેરે બધો પ્રાપ્ત થાય છે. [૫૬-૭૪]

બીજું સ્વાધિષ્ઠાન ચક્ર લિંગના મૂળમાં છે. તે છ પાંખડીવાળું છે; અને તેમાં ब થી ल સુધીના છ વર્ણો છે, એનો વર્ણ લાલ છે. તેનું ધ્યાન કરનારને પણ શાસ્ત્રજ્ઞાન, રોગમુક્તિ, તથા અણિમાદિ સિદ્ધિ વગેરે પ્રાપ્ત થાય છે. [૭૫-૮]

ત્રીજું મણિપુર ચક્ર નાભિમાં આવેલું છે. તેને દશ પાંખડીઓ છે, અને તેમાં ड થી फ સુધીના દશ વર્ણો છે. તેનો વર્ણ સુવર્ણ જેવો છે. તેનુ ધ્યાન કરનારને પરદેહ-પ્રવેશ, સિદ્ધદર્શન, નિધિદર્શન, ઔષધિદર્શન, દુઃખ–રોગનો નાશ, અને પાતાલસિદ્ધિ વગેરે પ્રાપ્ત થાય છે. [૭૯-૮૨]

ચોથું અનાહત ચક્ર હૃદયમાં છે. તેને બાર પાંખડીઓ છે અને તેમાં क થી ठ સુધીના ૧૨ વર્ણ છે. તે બહુ લાલ રંગનું છે. તેમાં વાયુબીજ यँ છે; અને એ બહુ આનંદજનક છે. તેના ધ્યાનથી ત્રિકાલ વિષયક જ્ઞાન, સિદ્ધદર્શન, ખેચરત્વ, વગેરે પ્રાપ્ત થાય છે. [૮૩-૯]

કંઠસ્થાનમાં વિશુદ્ધચક્ર છે. તે સુવર્ણના રંગનું છે. તેને ૧૬ પાંખડી છે અને તેમાં अ થી अः સુધીના ૧૬ સ્વરો

છે. તેનુ ધ્યાન કરનારને ચારે વેદ પ્રત્યક્ષ. થાય છે અને તેનુ શરીર વજ્ર જેવુ થઈ જાય છે. [૯૦-૫]

ભ્રમરોની મધ્યે આજ્ઞાચક્ર છે. તે સફેદ રંગનું છે. તેમાં ह અને क्ष એ બે અક્ષર છે. તેમાં ठँ બીજ છે. આના ધ્યાનમાત્રથી યોગી સદાશિવ જેવો થઈ જાય છે. [૯૬ ૧૦૧]

આ છ ચક્રોને જ વિવિધ દેવયુક્ત ચિંતવવાનુ ધ્યાન સિદ્ધ ઉપનિષદ ૪૫-૯, યોગશિખોપનિષદ ૫-૫ ૪૦, યોગ ચૂડામણિ ઉપનિષદ્ ૪૫ વગેરે યોગગ્રંથોમા જણાવ્યુ છે

# પૂર્તિ

પાન ૧૮ · साचो धर्म: "કેટલાક લોકો પોતાના ધર્મને 'અપૌરુષેય,' એટલે કે, 'કોઈ પુરુષે ન કહેલો' કહીને શ્રેષ્ઠ માને છે." આ વાક્યમાં હેમાચાર્યજીએ 'અપૌરુષેય' એવા જે વેદો–શ્રુતિ, તેમાં કહેલી વસ્તુને જ ધર્મ માનનારા લોકોની ટીકા કરી છે. તેમણે માંસભક્ષણ વગેરે બીજી બાબતોની ચર્ચાને અંગે જે ટીકા કરી છે, તે પણ મનુસ્મૃતિને નજર સામે રાખીને કરી છે. ૩-૨૦ માં તેમજ ૩૨૬ માં તો તેમણે 'મનુ'નું નામ જ ચોખ્ખું લીધું છે. * એટલે મનુસ્મૃતિમાં કહેલી વાતોની સરખામણી ઠેકાણે ઠેકાણે કરવી બોધપ્રદ થઈ પડશે

મનુસ્મૃતિ (૨-૧૩) માં ચોખ્ખું જણાવ્યું છે કે, "ધર્મ જાણવા ઇચ્છનારાઓને માટે શ્રુતિ 'પરમ પ્રમાણ' રૂપ છે." અને ૨-૧૦ માં શ્રુતિ શબ્દનો અર્થ કરતાં જણાવ્યું

* ઉપરાંત હિંસક શાસ્ત્રોનો ઉલ્લેખ કરતી વખતે 'જૈમિનિ'નું નામ પણ ૨-૩૮ માં લીધું છે

છે કે, "'શ્રુતિ' એટલે વેદ એમ જાણવું." પરંતુ મનુ એટલેથી જ અટક્યા નથી તેમણે ઉપરાંતમાં [૨-૬] જણાવ્યું છે કે, 'સમગ્ર વેદ, તે વેદ જાણનારાઓએ રચેલ ધર્મશાસ્ત્રો, તેમનું શીલ, સાધુપુરુષોના આચાર, અને અંતરાત્માનો સંતોષ — એ ધર્મના મૂળ છે.' ૨-૧ મા તેમણે સ્પષ્ટ કર્યું છે કે, 'વેદ જાણનારા તથા રાગદ્વેષ વિનાના સત્પુરુષોએ જેને સેવ્યો છે, તથા જેને પોતાનું હૃદય સ્વીકારે છે, તે ધર્મ છે, એમ જાણો' તથા ૨-૧૨ મા તેમણે ફરીથી જાહેર કર્યું છે કે, 'વેદ, સ્મૃતિ, સદાચાર અને પોતાના આત્માના સંતોષ — એ ચાર પ્રકારનું ધર્મનું સાક્ષાત્ લક્ષણ છે' એક બીજી જગાએ તે જણાવે છે કે, શિષ્ટાચાર, સ્મૃતિ અને વેદ એ ત્રણ વસ્તુઓ ધર્મના પ્રમાણરૂપ છે. 'કોઈ બાબતમાં શાસ્ત્રે કશું વિધાન ન કર્યું હોય, તેવી બાબતમાં જે શિષ્ટ પુરુષો હોય, તે જે કહે તેને નિઃસંશયપણે ધર્મ માનવો.' [૧૨,૧૦૮] શિષ્ટ કોને કહેવા તે જણાવતાં તે કહે છે (૧૨-૧૦૯) કે, 'બ્રહ્મચર્યાશ્રમની વિધિપૂર્વક જેમણે અંગ, મીમાંસા, ધર્મશાસ્ત્ર, પુરાણો વગેરેની મદદથી વેદની બરાબર સમજણ મેળવી છે, તેવા લોકોને શિષ્ટ કહેવા. વેદ જાણનારો એક પણ ઉત્તમ પુરુષ જે વ્યવસ્થા કરે, તેને પરમ ધર્મ જાણવો; પરંતુ અબજો મૂર્ખાઓ ભેગા થઈને ઠરાવે તેને ધર્મ ન માનવો. જેઓ વ્રતધારી નથી, જેઓ વેદાધ્યયનયુક્ત નથી, જેઓ માત્ર પોતાની ઉચ્ચ જાતિ ઉપર જ જીવનનિર્વાહ કરી ખાય છે, તેવા સેંકડો ભેગા થાય તોપણ તેઓ ધર્મનિર્ણય કરનારી પરિષદરૂપ ન બને.' [૧૨,૧૧૩-૪] 'જેને શુદ્ધ ધર્મ જાણવો

છે, તેણે પ્રત્યક્ષ, અનુમાન અને શાસ્ત્ર એ ત્રણ વસ્તુઓને બરાબર જાણવી જોઈએ. વેદ અને બીજા ધર્મગ્રંથોને જે વેદશાસ્ત્રથી અવિરોધી એવા તર્ક વડે વિચારે છે, તે જ ધર્મ જાણે છે; બીજા નહિ.' [૧૨,૧૦૫-૬]

પાન ૨૩ : शास्त्रोपदिष्ट हिंसा अने मांसभक्षण : "હિંસા-પ્રધાન શાસ્ત્રો ઉપદેશનારા લોભાંધ નિર્દય લોકો મુગ્ધબુદ્ધિના વિશ્વાસુ લોકોને નરકના ભાગી કરે છે. તેઓ કહે છે, 'સ્વયંભૂએ પોતે જ પશુઓને યજ્ઞ માટે સર્જ્યાં છે,' અને યજ્ઞ જગતના કલ્યાણ અર્થે છે, માટે યજ્ઞમાં કરેલી હિંસા હિંસા નથી'. . . ." આ વાક્યમાં ટાંકેલા શ્લોકો મનુસ્મૃતિ અધ્યાય ૫, શ્લો. ૩૯-૪૨ માં આવે છે.

પાન ૨૪ : "સ્મૃતિઓમાં કહ્યું છે કે, 'તલ, ડાંગર, જવ, અડદ, પાણી કે ફળમૂળ વિધિસર પિતરોને આપવામાં આવે, તો તેમને એક મહિના સુધી તૃપ્તિ થાય છે; માછલીના માંસથી બે મહિના, હરણના માંસથી ત્રણ મહિના, ઘેટાના માંસથી ચાર મહિના, . . . તથા ઘરડા બકરાના માંસથી બાર વર્ષ સુધી તૃપ્તિ થાય છે." આ વાક્યમાં ટાંકેલા શ્લોકો મનુસ્મૃતિ અધ્યાય ૩, શ્લોક ૨૬૬-૭૧ માં આવે છે.

પાન ૪૦ : "કેટલાક મહામૂઢતાથી પોતે માંસ ખાય છે એટલું જ નહિ, પણ દેવો, પિતૃઓ અને અતિથિઓને પણ માંસ જ આપવાનું કહે છે. જેમકે : 'ખરીદેલા, જાતે મેળવેલા કે બીજાએ આપેલા માંસથી દેવ અને

પિતૃઓની અર્ચા કરીને, તે માંસ ખાનારને દોષ લાગતો નથી.' આ વાક્યમાં ટાંકેલ શ્લોક મનુસ્મૃતિ અધ્યાય ૫, શ્લોક ૩૨ માં આવે છે.

પાન ૪૧ : "ભલેને મંત્રથી પવિત્ર કર્યું હોય, તોયે ગતિપૂર પણ માંસ ન ખાવું." આ વાક્યમાં જણાવેલી મંત્રથી માંસને પવિત્ર કરવાની વાત મનુસ્મૃતિ અધ્યાય ૫ શ્લો૦ ૩૬મા નીચે પ્રમાણે આપેલી છે : "મંત્રો વડે સંસ્કારયુક્ત કર્યાં વિના બ્રાહ્મણે પશુઓ કદી ન ખાવાં. પશુયાગાદિના શાશ્વત વિધિને અનુસરતો તે બ્રાહ્મણ મંત્રોથી સંસ્કારયુક્ત કરેલા પશુ ખાય."

ઉપર જણાવ્યા પ્રમાણે મનુસ્મૃતિમાં માંસભક્ષણ વગેરેના કરેલા આપેક્ષિક વિધાનનો વિરોધ હેમાચાર્યજીએ કર્યો છે. આને અંગે મનુસ્મૃતિમાં માંસભક્ષણની કરેલી ચર્ચા ટૂંકમાં જોઈ જવી ઠીક થશે. મનુસ્મૃતિમાં ૫-૨૨ તથા ૫-૨૩માં ચોખ્ખું વિધાન કર્યું છે કે, "યજ્ઞોને માટે બ્રાહ્મણોએ શાસ્ત્રમાં મંજૂર રાખેલાં જાનવરો તેમજ પક્ષીઓ મારવાં. પોતાને જેમનું ભરણપોષણ કરવાનું છે તેવાં વૃદ્ધ માતાપિતાદિના પોષણ અર્થે પણ મારવાં. અગસ્ત્યે પૂર્વે તેમ કર્યું હતું. પુરાતન કાળમાં ઋષિઓએ કરેલા યજ્ઞોમાં જાનવરો અને પક્ષીઓના પુરોડાશ કરવામાં આવતા હતા." આ પ્રમાણે યજ્ઞને માટે હિંસાની અનુજ્ઞા આપીને ૨૬ મા શ્લોકમાં તે દ્વિજાતિ વર્ગના લોકોએ 'માંસ ક્યારે ખાવું અને ક્યારે ન ખાવું તેનો વિધિ' વર્ણવવાની પ્રતિજ્ઞા કરે છે. તે જણાવે છે કે, 'મંત્રો વડે પ્રોક્ષિત માંસ ખાવું;

બ્રાહ્મણોની મરજી હોય તો ખાવું;[1] પોતે કોઈ (શ્રાદ્ધ વગેરે) વિધિ આચરતો હોય અને તેમાં તેમ કરવાની જરૂર હોય તો ખાવું; કે પ્રાણ જવા બેઠા હોય ત્યારે ખાવું.'

આગળ ૫-૩૧ તથા ૩૩માં તે જણાવે છે કે, યજ્ઞવિધિનું અંગ હોવાને કારણે માંસ ખાવું એ દૈવી વિધિ છે; પરંતુ તે સિવાય ખાવું એ રાક્ષસી વિધિ છે. વિધિ જાણનાર દ્વિજે આપત્તિ ન આવી પડી હોય ત્યાં સુધી કોઈ યજ્ઞાદિ વિધિની આવશ્યકતા વિના માંસ ન ખાવું: તેવી આવશ્યકતા વિના જે માંસ ખાય છે, તેને મર્યા બાદ તે પશુપખીઓ ખાય છે; અને તે વખતે તે પોતાનું રક્ષણ કરી શકતો નથી. ધનને નિમિત્તે મૃગાદિ મારનાર પારધીને તેટલું પાપ નથી લાગતું, જેટલું કાંઈ આવશ્યકતા વિના વૃથા માંસ ખાનારને લાગે છે. [૩૪] શ્રાદ્ધાદિ વિધિ આચરતો હોય, તે વેળા તે વિધિના નિયમ પ્રમાણે માંસ ન ખાય, તો મર્યા બાદ ૨૧ જન્મ સુધી પશુ થાય છે. [૩૫] પરંતુ (સ્વાદને અર્થે) વૃથા પશુહિંસા કરનારો સો મર્યા બાદ જન્મોજન્મ તે પશુના વાળ જેટલી વાર બીજાને હાથે મરણ પ્રાપ્ત કરે છે. [૩૮] ગૃહસ્થાશ્રમ વગેરે કોઈ પણ આશ્રમમાં રહેતો હોય, તોપણ ગમે તેવી આપત્તિ આવવા છતાં, વેદમાં કહ્યા વિનાની હિંસા દ્વિજ કદી ન કરે. [૪૩] વેદમાં કહેલી હિંસા તો અહિંસા જ છે; કારણ કે ધર્મ

૧. એટલે કે બ્રાહ્મણો એમ ઇચ્છે કે, 'તમે માંસ ખાઓ,' તો ના ન પાડવી. પરંતુ તે પ્રમાણે એક જ વાર કરવું, એવું ટીકાકાર યમનું વચન ટાંકીને જણાવે છે.

પિતૃઓની અર્ચા કરીને, તે માંસ ખાનારને દોષ લાગતો નથી.' આ વાક્યમાં ટાંકેલ શ્લોક મનુસ્મૃતિ અધ્યાય ૫, શ્લોક ૩૨ માં આવે છે.

પાન ૪૧ : "ભલેને મંત્રથી પવિત્ર કર્યું હોય, તોયે રતિપૂર પણ માંસ ન ખાવું." આ વાક્યમાં જણાવેલી મંત્રથી માસને પવિત્ર કરવાની વાત મનુસ્મૃતિ અધ્યાય ૫ શ્લો૦ ૩૬માં નીચે પ્રમાણે આપેલી છે: "મંત્રો વડે સંસ્કારયુક્ત કર્યા વિના બ્રાહ્મણે પશુઓ કદી ન ખાવાં. પશુયાગાદિના શાશ્વત વિધિને અનુસરતો તે બ્રાહ્મણ મંત્રોથી સંસ્કારયુક્ત કરેલા પશુ ખાય."

.ઉપર જણાવ્યા પ્રમાણે મનુસ્મૃતિમા માંસભક્ષણ વગેરેના કરેલા આપેક્ષિક વિધાનનો વિરોધ હેમાચાર્યજીએ કર્યો છે. આને અંગે મનુસ્મૃતિમાં માંસભક્ષણની કરેલી ચર્ચા ટૂંકમાં જોઈ જવી ઠીક થશે. મનુસ્મૃતિમાં ૫-૨૨ તથા ૫-૨૩માં ચોખ્ખું વિધાન કર્યું છે કે, "યજ્ઞોને માટે બ્રાહ્મણોએ શાસ્ત્રમાં મંજૂર રાખેલાં જાનવરો તેમજ પક્ષીઓ મારવાં. પોતાને જેમનું ભરણપોષણ કરવાનું છે તેવાં વૃદ્ધ માતાપિતાદિના પોષણ અર્થે પણ મારવાં. અગસ્ત્યે પૂર્વે તેમ કર્યું હતું. પુરાતન કાળમાં ઋષિઓએ કરેલા યજ્ઞોમાં જાનવરો અને પક્ષીઓના પુરોડાશ કરવામાં આવતા હતા." આ પ્રમાણે યજ્ઞને માટે હિંસાની અનુજ્ઞા આપીને ૨૬ મા શ્લોકમાં તે દ્વિજાતિ વર્ગના લોકોએ 'માંસ ક્યારે ખાવું અને ક્યારે ન ખાવું તેનો વિધિ' વર્ણવવાની પ્રતિજ્ઞા કરે છે. તે જણાવે છે કે, 'મંત્રો વડે પ્રોક્ષિત માંસ ખાવું;

બ્રાહ્મણોની મરજી હોય તો ખાવું,[૧] પોતે કોઈ (શ્રાદ્ધ વગેરે) વિધિ આચરતો હોય અને તેમાં તેમ કરવાની જરૂર હોય તો ખાવું; કે પ્રાણ જવા બેઠા હોય ત્યારે ખાવું.'

આગળ ૫-૩૧ તથા ૩૩માં તે જણાવે છે કે, યજ્ઞવિધિનું અંગ હોવાને કારણે માંસ ખાવું એ દૈવી વિધિ છે, પરંતુ તે સિવાય ખાવું એ રાક્ષસી વિધિ છે. વિધિ જાણનાર દ્વિજે આપત્તિ ન આવી પડી હોય ત્યાં સુધી કોઈ યજ્ઞાદિ વિધિની આવશ્યકતા વિના માંસ ન ખાવું: તેવી આવશ્યકતા વિના જે માંસ ખાય છે, તેને મર્યા બાદ તે પશુપખીઓ ખાય છે, અને તે વખતે તે પોતાનું રક્ષણ કરી શકતો નથી. ધનને નિમિત્તે મૃગાદિ મારનાર પારધીને તેટલું પાપ નથી લાગતું, જેટલું કાંઈ આવશ્યકતા વિના વૃથા માંસ ખાનારને લાગે છે [૩૪] શ્રાદ્ધાદિ વિધિ આચરતો હોય. તે વેળા તે વિધિના નિયમ પ્રમાણે માંસ ન ખાય, તો મર્યા બાદ ૨૧ જન્મ સુધી પશુ થાય છે. [૩૫] પરંતુ (સ્વાદને અર્થે) વૃથા પશુહિંસા કરનારો તો મર્યા બાદ જન્મોજન્મ તે પશુના વાળ જેટલી વાર બીજાને હાથે મરણ પ્રાપ્ત કરે છે. [૩૮] ગૃહસ્થાશ્રમ વગેરે કોઈ પણ આશ્રમમાં રહેતો હોય, તોપણ ગમે તેવી આપત્તિ આવવા છતાં, વેદમાં કહ્યા વિનાની હિંસા દ્વિજ કદી ન કરે. [૪૩] વેદમાં કહેલી હિંસા તો અહિંસા જ છે; કારણ કે ધર્મ

૧ એટલે કે બ્રાહ્મણો એમ ઇચ્છે કે, 'તમે માંસ ખાઓ,' તો ના ન પાડવી. પરંતુ તે પ્રમાણે એક જ વાર કરવું, એવું ટીકાકાર યમનું વચન ટાંકીને જણાવે છે.

વેદમાંથી જ નીપજેલો છે. [૪૪] જે માણસ પોતાના સુખની ઇચ્છાથી અહિંસક પ્રાણીઓને મારે છે, તે જીવતો કે મરીને ક્યાંય કશું સુખ પામતો નથી [૪૫] સર્વનો હિતેચ્છુ એવો જે મનુષ્ય પ્રાણીઓને બંધન, વધ કે દુખ આપવાની ઇચ્છા પણ કરતો નથી, તે અનંત સુખ પ્રાપ્ત કરે છે. [૪૬] જે માણસ કોઈ પ્રાણીની હિંસા કરતો નથી, તે જે કાંઈ ધર્મચિંતન કરે છે, કે જે કાંઈ સાધના કરે છે, અથવા જે કાંઈ ધ્યાનાદિ કરે છે, તે બધુ મહેનતથી સફલ થાય છે [૪૭] 'પ્રાણીની હિંસા કર્યા વિના માંસ ઉત્પન્ન જ થતુ નથી, તેમજ પ્રાણીના વધ કરીને સ્વર્ગ પમાતુ નથી, માટે માંસનો ત્યાગ કરવો.' [૪૮] માંસની ઉત્પત્તિ લોહી વગેરેમાંથી થાય છે, તેમજ તેને મેળવવા પ્રાણીઓને વધબંધનાદિ કરવા પડે છે, એ જોઈને સર્વ પ્રકારના માંસભક્ષણમાંથી નિવૃત્ત થવુ. [૪૯] વિધિની આવશ્યકતા બહાર, જે માણસ પિશાચની પેઠે માંસ નથી ખાતો, તે લોકોમા પ્રિય થાય છે, અને તેને વ્યાધિઓની પીડા ભોગવવી પડતી નથી [૫૦] 'પ્રાણીનો વધ કરનાર, તેને અનુમતિ આપનાર, તેનુ માંસ વેચનાર, તેને ખરીદનાર, તેને રાંધનાર, તેને પીરસનાર તથા તેને ખાનાર, એ બધા સરખા જ હિંસક છે.' [૫૧] પિતૃઓની અને દેવોની પૂજાના નિમિત્ત સિવાય જે બીજાના માંસથી પોતાનુ માંસ વધારવા ઇચ્છે છે, તેના જેવો પાપી આ જગતમા કોઈ નથી. [૫૨] એક બાજુ સો વર્ષો સુધી લાગલાગટ વર્ષોવર્ષ અશ્વમેધ યજ્ઞ કરે, અને બીજી બાજુ માંસભક્ષણ ન કરે, તો તે બંનેનુ પુણ્ય સરખું થાય. [૫૩] ફળમૂળ ખાઈને

જીવવાથી મુનિને જેટલું પુણ્ય નથી થતું, તેટલું માંસભક્ષણનો ત્યાગ કરવાથી થાય છે. 'જેનું માંસ હું અહીં' ખાઉં છું, તે (સઃ) મને (માં) પરજન્મમાં ખાશે, એટલા માટે માંસને બુદ્ધિમાનો માંસ કહે છે.' માંસભક્ષણમાં, મદ્યમાં કે મૈથુનમાં વસ્તુગત કાંઈ દોષ નથી. કારણ કે, એ તો ભૂતપ્રાણીઓની સ્વાભાવિક પ્રવૃત્તિ* છે. પરંતુ તેમાંથી નિવૃત્ત થવું એ મહાફલ આપનારું છે. [૫૬]

આ ફકરામાં અવતરણચિહ્નમાં મૂકેલા શ્લોકો હેમચંદ્રાચાર્યે પણ ટાંક્યા છે. જુઓ ૩-૨૧, ૩-૨૨, ૩-૨૬.

પાન ૨૭: सत्य वचनः "વળી સાચું પણ પારકાને પીડા કરનારું વચન ન બોલવું". મનુસ્મૃતિ અધ્યાય ૪, શ્લો૦ ૧૩૮ માં જણાવ્યું છે :

सत्यं ब्रूयात्प्रियं ब्रूयान्न ब्रूयात्सत्यमप्रियम् ।
प्रियं च नानृतं ब्रूयादेष धर्मः सनातनः ॥

---

* એને અંગે મનુસ્મૃતિમાં અધ્યાય ૫-૨૮ ઇ૦માં આગળ જણાવ્યું છે કે, "આ સ્થાવર-જંગમ જે કાંઈ છે, તે બધું પ્રાણ એટલે કે જીવના અન્નરૂપ જ છે. જંગમ જીવોનું અન્ન સ્થાવર જીવો છે; દાઢવાળા જીવોનું અન્ન દાઢ વિનાનાં પ્રાણીઓ છે; હાથવાળાઓનુ અન્ન હાથ વિનાના પ્રાણીઓ છે; અને શૂરવીરોનું અન્ન બાયલાઓ છે. અન્ન તરીકે નિર્માણ થયેલી વસ્તુ રોજરોજ ખાવાથી ખાનારો દોષમાં પડતો નથી; કારણ કે વિધાતાએ જ ખાવાનાં પ્રાણીઓ, અને ખાનારાં પ્રાણીઓ નિર્મ્યાં છે."

'સત્ય બોલવું, તથા પ્રિય બોલવું. અપ્રિય સત્ય ન બોલવું. પરંતુ જૂઠું હોય તેવું પ્રિય પણ ન બોલવું; આ સનાતન ધર્મ છે.

पान ३८ : अमक्ष्य पदार्थो : હેમાચાર્યજીએ ગૃહસ્થોને અભક્ષ્ય એવા પદાર્થો ગણાવતાં જણાવ્યું છે કે: "ભોગવવાને અયોગ્ય પદાર્થોનો તો ત્યાગ જ કરવાનો હોય છે. તેવા ત્યાગવા યોગ્ય પદાર્થો આ પ્રમાણે છે: મદ્ય, માંસ, માખણ, મધ, ઉબરો વગેરે પાંચ વૃક્ષનાં ફળ, જેમાં અનંત જીવો હોય છે તેવાં કંદ વગેરે, જેના ગુણદોષની ખબર નથી તેવાં અજ્ઞાત ફળ, રાત્રિભોજન, કાચા દહીંવાળું કઠોળ, વાસી અન્ન, બે દિવસ થઈ ગયેલું દહીં, અને કોહી ગયેલું અન્ન."

આ ગણના મુખ્યત્વે જીવજંતુયુક્ત પદાર્થો ત્યાગવા, તથા જે તૈયાર કરતાં પહેલાં જીવહિંસા કરવી પડે તેવા પદાર્થો ત્યાગવા — એવી ભાવનાથી કરેલી છે, એમ સ્પષ્ટ દેખાય છે. મનુસ્મૃતિ વગેરે ગ્રંથોમાં, તેમજ અન્ય યોગગ્રંથોમાં ભક્ષ્યાભક્ષ્ય પદાર્થોનું વર્ણન હોય છે. તે અહીં સરખાવવા જેવું છે. મનુસ્મૃતિમાં (અ૦ ૫, શ્લોક ૫ થી ૧૦) જણાવ્યું છે કે, "લસણ, ગાજર, ડુંગળી, કવક *; અપવિત્ર વસ્તુઓમાં પાકેલી વસ્તુઓ; ઝાડના લાલ રંગના ગુંદરો : વૃક્ષને છેદીને કાઢેલા રસો; શેલુફળ; તરત વિયાયેલી ગાયનું દૂધ, યજ્ઞના પ્રયોજન વિના તલ સાથે રાંધેલા ચોખા, ઘી-દૂધ-ગોળ-ઘઉંનો લોટ મેળવીને બનાવેલી વસ્તુ, ખીર અને અપૂપ; દેવ માટે તૈયાર

* ટોપ જેવા ફણગા.

કરેલું અન્ન, હવિ, વિયાયેલા ઢોરનું દશ દિવસ સુધીનું દૂધ, ઊંટનું દૂધ, એક ખરીવાળાં ઢોરનું દૂધ, ઘેટીનું દૂધ, ઋતુમતી તથા નરનો સંબંધ ઇચ્છતી પશુમાદાનું દૂધ, મરેલા વાછરડાવાળી ગાયનું દૂધ, ભેંસ સિવાય બીજાં બધાં અરણ્યવાસી પ્રાણીઓનું દૂધ, સ્ત્રીનું દૂધ, તથા ખાટા થઈ ગયેલા પદાર્થો." (માંસભક્ષણની બાબતમાં તેમણે જે વિધિનિષેધ જણાવ્યા છે, તે અહીં ઉતાર્યા નથી).

વાનપ્રસ્થને માટે નિષિદ્ધ ભોજન ગણાવતાં (અધ્યાય ૬,૧૨-૨૧ માં) જણાવ્યું છે કે, "ખેડીને પકવેલાં બધાં ધાન્ય, મધ, માંસ, કવક, 'ભૂસ્તૃણ' શાક, 'શિગ્રુક' શાક, અને શ્લેષ્માતક ફલ તજવાં."

મદ્યનો નિષેધ પણ મનુસ્મૃતિમાં સખત છે. અધ્યાય ૧૧,૯૩ માં તે જણાવે છે કે, 'સુરા એ તો અન્નનો મલ છે. મલ એટલે પાપ. માટે બ્રાહ્મણ-ક્ષત્રિય-વૈશ્યે સુરા ન પીવી.'

ભવિષ્યપુરાણમાં,

जातिदुष्टं क्रियादुष्टं कालाश्रयविदूषितम् ।
संसर्गे रसदुष्टं च सुहृल्लेख्यं स्वभावतः ॥

—એ આઠ પ્રકારનાં અભક્ષ્ય જણાવ્યાં છે. તેમાં 'જાતિદુષ્ટ' તો લસણ, ગાજર, ડુંગળી વગેરે છે. 'ક્રિયાદુષ્ટ' એટલે બીજાનું ખાધેલું, છીંકડાં ચડેલું, વાળ પડેલું, કૂતરાં વગેરેએ ચાટેલું, સૂતકવાળું વગેરે. 'કાલદુષ્ટ' એટલે ગઈકાલનું, કે લાંબો વખત રહેલું. દહીં વગેરે ગયા દિવસનું ન હોય તોપણ તેમાં વિકૃત રસ-ગંધ ઉત્પન્ન થયાં હોય, તો તે પણ ત્યાજ્ય ગણવું. 'આશ્રયદુષ્ટ' એટલે આપનાર હલકા પ્રકારનો

હોવાથી કે અનુચિત સ્થિતિમાં હોવાથી દુષ્ટ થયેલું. 'સંસર્ગદુષ્ટ' એટલે મદિરા લસણ વગેરેના સ્પર્શથી દુષ્ટ બનેલું. 'રસદુષ્ટ' એટલે ઊતરી ગયેલું. 'સુહૃલ્લેખ્ય' એટલે સંશયયુક્ત, જેને ખાતાં હૃદયમાં ચિકિત્સા થાય તે. 'સ્વભાવદુષ્ટ' એટલે વિષ્ટામૂત્ર આદિ.

હઠયોગપ્રદીપિકા ૧-૫૮ ઇત્યાદિમાં યોગીને વર્જ્ય અન્નાદિનું વર્ણન છે. તેવું જ ઘેરંડસંહિતા ૫-૧૭ આદિમાં છે. તેમાં મુખ્યત્વે અતિ ખાટા-ખારા-તીખા કડવા કે તેના પદાર્થો, લીલોતરી શાક, કાંજી, તલ, તલ, મદ્ય, મત્સ્ય, બકરી વગેરેનું માંસ, દહીં, છાસ, હીંગ, લસણ, ફરી ગરમ કરેલું અન્ન, મસુર, કુલથી, પાકાં કેળાં, નાળિયેર, ઘી, દૂધ, ગોળ, ખાંડ, દાડમ, દ્રાક્ષ, વગેરે ગણાવ્યા છે.

બ્રહ્મપુરાણમાં પીપળો, વડ, ઉમરડો વગેરેનાં ફળ અભક્ષ્ય ગણાવ્યાં છે.

પાન ૩૮: 'કાચા દહીંવાળું કઠોળ' ન ખાવાનું આચાર્યશ્રીએ જણાવ્યું છે. વૈદ્યક ગ્રંથોમાં જણાવ્યું છે કે,

न नक्तं दधि भुञ्जीत, नचाप्यघृतशर्करं।
नामुद्‌यूषं नाक्षौद्रं नोष्णं नामलकैर्विना ॥

'દહીં' રાત્રે ન ખાવું, ઘી કે સાકર વિના ન ખાવું, મગના ઓસામણ વિના ન ખાવું, મધ વિના ન ખાવું, ઊનું ન ખાવું, અને આમળાં વિના ન ખાવું.

પાન ૪૧: રાત્રિભોજન: "દેવો દિવસના પૂર્વ ભાગમાં ખાય છે, ઋષિઓ દિવસના મધ્ય ભાગમાં ખાય છે; પિતૃઓ દિવસને પાછલે પહોરે ખાય છે; સાયંકાળે દૈત્યો અને

દાનવો ખાય છે; સંધ્યાકાળે યક્ષો અને રાક્ષસો ખાય છે; પરંતુ, એ બધી વેળા વટાવીને રાત્રે ખાવું, એ તો અભોજન જ છે." આવો શ્લોક દેવીપુરાણમાં છે. પણ તેમાં રાત્રીને બદલે 'નક્ત' શબ્દ છે. 'નક્તવ્રત' નામનુ રાત્રે જ ખાવાનું વ્રત છે. જે નક્ત દરમ્યાન ખાય છે, તે સદા ઉપવાસી ગણાય છે. હવે તે નક્તવ્રતવાળાએ ક્યારે ખાવું તેની ચર્ચા બ્રાહ્મણ આચારગ્રંથોમાં કે વ્રતગ્રંથોમાં વિસ્તારથી મળી આવે છે. વ્યાસ જણાવે છે કે, "સૂર્ય આથમી ગયા પછી ત્રણ મુહૂર્ત જેટલા વખતને 'પ્રદોષ' કહે છે; તે વખતે 'નક્ત' કરવું (એટલે કે ખાવું) એ શાસ્ત્રનો નિર્ણય છે." ભવિષ્યપુરાણમાં જણાવ્યું છે કે, "દિવસ એક મુહૂર્ત બાકી રહે, તેને વિદ્વાનો 'નક્ત' કહે છે. પરંતુ હું તો નક્ષત્રો દેખાવા લાગે ત્યારે 'નક્ત' થાય એમ માનું છું." દેવલસ્મૃતિએ આ બંને મતોનો મેળ કરીને ઠરાવ્યું છે કે, "ગૃહસ્થોનું 'નક્ત' નક્ષત્રો દેખાય ત્યારે ગણવું; અને યતિઓને રાત્રિભોજનનો નિષેધ હોવાથી તેમનું 'નક્ત' દિવસના આઠમા ભાગમાં ગણવું. યતિ અને વિધવાએ દિવસની છેલ્લી બે ઘડી રહે ત્યારે 'નક્ત' ગણવું; અને ગૃહસ્થે રાત્રીના ચાર ભાગમાંના પહેલા ભાગના અર્ધ સુધી ગણવું."

સ્કંદપુરાણમાં તો આ બધાનો વિરોધ કરીને જણાવ્યુ છે કે, "પોતાનાથી બમણી લાંબી છાયા થાય એટલો સૂર્ય નીચો ઢળે, ત્યારે 'નક્ત' ગણવું. નક્તવ્રત એટલે 'રાત્રે ભોજન' એવું ન ગણવું. માટે સાયાહ્ન વખતે જ નક્તવ્રતીએ ભોજનકાર્ય કરી લેવું. તો જ તેને નક્તવ્રતનું ચોક્સ ફળ મળે."

રાત્રિભોજનનિષેધની બાબતમાં મનુસ્મૃતિનું કાંઈ ખાસ કથન નથી. તે માત્ર એટલું કહે છે કે, "સવારે ને સાંજે એમ બે વાર જ ખાવું, વચ્ચે ન ખાવું. એવું શ્રુતિએ કહ્યું છે."

અર્ધરાત્રિએ ન ખાવું એવો ચોખ્ખો નિષેધ મળે છે. પરંતુ દિવસે જ ખાઈ લેવું એવું વિધાન બ્રાહ્મણગ્રંથોમાં નથી. સંધ્યાકાળે, 'આહાર, મૈથુન, નિદ્રા અને પઠન' ન કરવાં એવું વિધાન મળે છે. પરંતુ તેનો અર્થ, સંધ્યાકાળ પહેલાં ખાઈ લેવું એવો નહીં, પણ સંધ્યાકાળ વીત્યા પછી ખાવું એવો કરાય છે.

पान ६९ : दिनचर्या : "શ્રાવકે સવારમાં બ્રાહ્મ મુહૂર્તમાં ઊઠવું; અને શય્યામાં જ પંચપરમેષ્ઠીઓની સ્તુતિ કરવી; તથા મારો ધર્મ કયો છે, મારું કુલ કયું છે, અને મારાં વ્રતો કયાં છે — એ યાદ કરી જવું." મનુસ્મૃતિ અધ્યાય ૪, શ્લો. ૯૨ માં જણાવ્યું છે કે: "બ્રહ્મમુહૂર્તમાં ઊઠવું, અને પોતાના ધર્મ તથા અર્થ સંબંધી, તેમને માટેની પોતાની શક્તિ સંબંધી, તથા પરમાત્મા સંબંધી ચિંતન કરવું."

"સારબાદ, પથારીમાંથી ઊઠીને મલમૂત્રત્યાગ વગેરે આવશ્યક કર્મો* કરી, દાતણ, સ્નાન વગેરે શૌચાદિ ક્રિયાઓ

---

* પાન ૧૧માં આચાર્યજીએ જણાવેલી ઉત્સર્ગસમિતિ [૧-૪૦]ની પેઠે મલમૂત્રત્યાગ વિષે જે નિયમો મનુસ્મૃતિમાં વર્ણવ્યા છે, તે અહીં સરખાવવા જેવા છે. 'જમીનને ભીનાં નહિ લેવાં તૃણો વડે ઢાંકીને મળમૂત્ર કરવાં [૪-૪૯]; રસ્તા ઉપર ન કરવાં; રાખના ઢગલા ઉપર ન કરવાં; ગાયોના વાડામાં ન કરવાં;

કરવી. તથા પછી પૂર્વસંધ્યાનો જપ વિધિપૂર્વક, સમાહિત ચિત્તે કરવો." [૪-૯૩]

આચાર્યશ્રીએ જણાવેલી દિનચર્યા સાથે 'સ્મૃતિચંદ્રિકા'માં ઉતારેલી દક્ષે માન્ય કરેલી દિનચર્યા સરખાવવી રસદાયક થઈ પડશે.

દક્ષ દિવસના આઠ ભાગ પાડે છે. 'બ્રહ્મમુહૂર્તમાં ઊઠીને દાતણ કરી, તથા શૌચવિધિ પરવારીને પ્રાતઃસંધ્યા કરવી. સંધ્યાકર્મ પરવારીને જાતે હોમ કરવો. પછી દેવકાર્ય પરવારીને ગુરુ અને માંગલિક વસ્તુઓનું દર્શન કરવું.

પછી બીજા ભાગમાં વેદાભ્યાસ કરવો. વેદાભ્યાસ પાંચ પ્રકારનો છે: વેદ ભણવા, તેના ઉપર વિચાર કરવો; તેનો અભ્યાસ (વારંવાર પાઠ) કરવો; જપ કરવો; અને શિષ્યોને શીખવવું.

'પછી ત્રીજા ભાગમાં પોતાનાં પોષ્યજનો વગેરે માટે ધનાર્જન કરવું.

'પછી ચોથા ભાગમાં સ્નાન માટે માટી, તલ, પુષ્પ, કુશ વગેરે લાવી અકૃત્રિમ જલમાં સ્નાન કરવું.

'પછી પાંચમા ભાગમાં દેવ, પિતૃ, મનુષ્ય, કીટ વગેરેને યથાયોગ્ય અન્ન અર્પણ કરવું.

---

ખેડેલા ખેતરમાં ન કરવાં; પાણીમાં ન કરવાં; ઈંટોના ઢગલા ઉપર ન કરવા; પર્વત ઉપર ન કરવાં; ખંડેર દેવાલયમાં ન કરવાં; રાફડા ઉપર ન કરવાં; જીવજંતુવાળાં દરો કે ખાડાઓ ઉપર ન કરવાં; નદીકિનારે ન કરવાં; ચાલતા ચાલતાં કે ઊભા ઊભાં ન કરવાં; તથા છાયા કે અંધારામાં ન કરવાં." [૪,૩૫-૮ ૬૦]

'પછી છઠ્ઠા અને સાતમા ભાગમાં મહાભારતાદિ ઇતિહાસ, અને અઢાર પુરાણોનું વાચન કરવું. કારણ કે, તેમનાથી વેદાર્થનું જ્ઞાન વધુ સ્પષ્ટ થાય છે.

'પછી આઠમા ભાગમાં લોકયાત્રા કરવી. (એટલે કે ઘરના ખર્ચનો વિચાર, ધનાર્જનના પ્રકારોની શોધ, સુહૃદાદિને ઘેર જવું, વૈદ્યશાસ્ત્રાદિનું અવેક્ષણ ઇત્યાદિ કરવાં; અને તેમ કરવાનું ન હોય, તો પુરાણશાસ્ત્રાદિનું અવલોકન તથા વિષ્ણુ વગેરે ઇષ્ટના નામનું ચિંતન કરવું.) ત્યારબાદ સાયંસંધ્યા કરવી.

'રાત્રીના પ્રથમ પ્રહરમાં ભોજન કરી લેવું, અને પછી રાત્રીના પ્રથમ બે યામ સુધી વેદાભ્યાસ કરવો, અને બાકીના બે યામ નિદ્રા કરવી'

**પાન ૭૦ : આજીવિકાના માર્ગો:** "ત્યાર બાદ દેવમંદિરમાંથી પાછા આવી, પોતપોતાના ધંધાને સ્થાને જઈ, બુદ્ધિમાન પુરુષ ધર્મથી અવિરુદ્ધ રીતે યથોચિત અર્થચિંતન કરે." આ વાક્યમાં 'ધર્મથી અવિરુદ્ધ રીતે' ધનપ્રાપ્તિ કરવાનું આચાર્યશ્રીએ જણાવ્યું છે. પાન ૬૧ ઉપર 'ભોગોપભોગનાં સાધન મેળવવા માટે કરાતાં પ્રવૃત્તિ કે કર્મ'ને અંગે જે પંદર કર્માદાનો ગૃહસ્થે ન કરવાં એમ જણાવ્યું છે, તેની પાછળ મુખ્યત્વે જીવહિંસા કરવી પડે તેવા વ્યાપારો ન કરવા, એ ભાવના જ રહેલી છે. જો કે, તેમાં વર્જ્ય ગણાવેલાં ઘણાં કર્મો સમાજજીવનના નિર્વાહ માટે જ અતિ આવશ્યક છે. જેમકે, પાન ૬૨ ઉપર 'સ્ફોટજીવિકા'નો નિષેધ કર્યો છે. તેમાં ખેતીનો સમાવેશ

થઈ જાય છે.* ઉપરાંત વાસણો ઘડવાં, લાકડાં, પાન, ફળ ઇત્યાદિ વેચવાં, વાહનો બનાવવાં અથવા ફેરવવાં ઇત્યાદિ કર્મો જાતે કરવાં ભલે અભિપ્રેત ન હોય, પરંતુ તેમના વડે તેમજ તેમનાથી નીપજેલી વસ્તુઓ વડે જ સમાજજીવનનો નિર્વાહ થાય છે, એમાં શંકા નથી.

મનુસ્મૃતિ વગેરે ગ્રંથોમાં તો વર્ણવ્યવસ્થા અભિપ્રેત હોવાથી દરેક વર્ણનાં કર્મો જુદાં જુદાં ગણાવ્યાં છે; તથા તે અનુસાર અમુક અમુક વર્ણને અમુક અમુક કર્મો નિષિદ્ધ ઠરાવ્યાં છે. તે તે વર્ણનો માણસ પોતાના વર્ણને અનુરૂપ તે તે કર્મો કરે, તો તેથી તેને પાપ નથી લાગતું.

મનુસ્મૃતિમાં (૧૦-૭૫) જણાવ્યું છે કે, 'શરીરનો નિર્વાહ થાય તેટલા પૂરતો જ ધનસંચય પોતપોતાના વર્ણને અનુરૂપ, અનિંદિત અને શરીરને ક્લેશ ન થાય તેવાં કર્મોથી કરવો.' તથા પછીથી (૧૦-૭૬ ઇ૦માં) દરેક વર્ણનાં જુદાં જુદાં કર્મો આ પ્રમાણે જણાવ્યાં છે. જેમ કે: 'અધ્યાપન, અધ્યયન, યજન, યાજન, દાન અને પ્રતિગ્રહ — એ છ કર્મ બ્રાહ્મણનાં છે. તેમાંથી યાજન, અધ્યાપન અને વિશિષ્ટ પુરુષો પાસેથી દાનનો સ્વીકાર — એ ત્રણ કર્મ તેની આજીવિકાને અર્થે છે.' આજીવિકા માટે તે ત્રણનો સ્વીકાર ક્ષત્રિયાદિ વર્ણો ન જ કરી શકે, એમ પણ તે તરત

* આચાર્યશ્રીએ તેની વ્યાખ્યા કરતી વખતે (૩-૧૦૫)માં ખેતીનું સીધું નામ નથી લીધું, પરંતુ તેમાં ખેતી જ મુખ્યત્વે અભિપ્રેત છે, એ વસ્તુ પરંપરાથી તેમજ 'ઉપાસકદશા' સૂત્રથી નિશ્ચિત છે

(૧૦-૭૭માં) જણાવે છે. 'ક્ષત્રિયનું કામ અને આજીવિકા પ્રજાના રક્ષણ અર્થે શસ્ત્રાસ્ત્ર ધારણ કરવાં તે છે, અને વૈશ્યનુ કામ આજીવિકા માટે વાણિજ્ય, પશુપાલન, અને ખેતી છે. * તે બંને વર્ણોને દાન, અધ્યયન અને યજ્ઞ એ ત્રણ ધર્મો તો સમાન જ છે.' [૧૦-૭૯]

આ પ્રમાણે પોતપોતાનાં નિયત કર્મોથી આજીવિકા કરી શકાય તેમ ન હોય ત્યારે શું કરવું, તે જણાવતાં મનુ કહે છે 'બ્રાહ્મણ પોતાના અધ્યાપનાદિ કાર્યથી આજીવિકા ન કરી શકે, તો તે ક્ષત્રિયધર્મ વડે આજીવિકા કરે અને તેનાથી પણ ન જીવી શકાય તેમ હોય તો ખેતી, અને પશુપાલન રૂપી વૈશ્યવૃત્તિ સ્વીકારે' [૧૦,૮૧-૨]

પરંતુ, ખેતીનો અણગમો મનુને પણ કેનો જેટલો જ છે. તે જણાવે છે. 'બ્રાહ્મણ કે ક્ષત્રિય આપદ્ધર્મ તરીકે વૈશ્યવૃત્તિથી નિર્વાહ કરતા હોય તોપણ, હિંસાપ્રધાન અને પરાધીન એવી ખેતીને તો યત્નપૂર્વક તજે. કેટલાક ખેતીને સારી માને છે, પરંતુ તે કર્મ સત્પુરુષોએ નિંદ્યું છે. કારણ કે, હળની લોઢાની અણી વડે ભૂમિ, તેમજ ભૂમિસ્થ જીવોને ચીર્યા વિના ખેતી થઈ શકતી નથી. માટે બ્રાહ્મણ કે ક્ષત્રિય પોતાનાં ખાસ કર્મોથી નિર્વાહ થતો ન હોય ત્યારે, વૈશ્યો જે જે પદાર્થોનો વેપાર કરે છે તેમાંથી નીચેના પદાર્થો ત્યાગીને વેપાર વડે ધનપ્રાપ્તિ સાધે. પ્રથમ તો, સર્વ રસોનો ત્યાગ કરે; તે જ પ્રમાણે રાંધેલું અન્ન, અને તલ;

---

* યાજ્ઞવલ્ક્યે (આચાર-૧૧૮માં) એ ઉપરાંત 'કુસીદ' એટલે કે વ્યાજવટું ઉમેર્યું છે.

ખાણિયું મીઠું, પશુઓ, મનુષ્યો, તમામ જાતનું રંગીન કાપડ, રંગ્યા વિનાનાં પણ શણ, રેશમ અને ઊનનાં કાપડ, ફલ, મૂળ, ઔષધિઓ, પાણી, શસ્ત્ર, વિષ, માંસ, સોમ, બધા પ્રકારના ગંધો, દૂધ, મધ, દહીં, ઘી, તેલ, મીણ, ગોળ, દર્ભ, હાથી વગેરે અરણ્યવાસી સર્વ જાનવરો, સિંહ વગેરે દંષ્ટ્રા યુક્ત પશુઓ, પક્ષીઓ, મદ્ય, ગળી, લાખ, તથા એક ખરીવાળાં બધાં પ્રાણીઓ.' [૧૦,૮૬-૯]

મનુસ્મૃતિમાં તલનો નિષેધ બહુ ભારે છે. તેમાં જણાવ્યું છે, "ખેડૂતે જાતે ખેતી કરીને તલ પકવ્યા હોય. તો તે તેમને બહુ દિવસ રાખ્યા વિના કે કશા સાથે ભેળવ્યા વિના, કોઈને ધર્માદિ પ્રયોજનો સારુ જોઈતા હોય તો ભલે વેચે. ભોજન, અભ્યંગ અને દાન એ ત્રણ પ્રયોજનો સિવાય તલનો બીજો કોઈ ઉપયોગ કરે, તો તે પોતાના પિતૃઓ સહિત કૂતરાની વિષ્ટામાં કીડો થઈને જન્મે છે." [૧૦-૯૧]

"માંસ, લાખ અને મીઠાનો વેપાર કરનારો બ્રાહ્મણ તત્કાલ પતિત થાય છે; અને દૂધ વેચનારો બ્રાહ્મણ ત્રણ દિવસમાં જ શૂદ્ર બની જાય છે. તે સિવાયની બીજી નિષિદ્ધ ચીજોનો વેપાર જાણીબૂજીને કરવાથી બ્રાહ્મણ સાત દિવસમાં વૈશ્ય બની જાય છે. રસોનો રસો વડે ફેરબદલો કરવો; પરંતુ મીઠાનો તો બીજા રસો વડે પણ ફેરબદલો ન કરવો. પકવાન્નનો અન્ય અપક્વ અન્ન સાથે ફેરબદલો કરવો; અને તલનો તેટલા બીજા ધાન્ય સાથે બદલો કરવો. [૧૦,૯૨-૪] ક્ષત્રિય વિપત્તિમાં આવી પડ્યો હોય તો વૈશ્યની જીવિકા વડે જીવે, પરંતુ બ્રાહ્મણની જીવિકા કદી ન સ્વીકારે. તે જ

નિયમ સર્વ વર્ણો માટે છે કે, હીન વર્ણનાએ ઉત્તમ વર્ણની આજીવિકા કદી ન સ્વીકારવી. વૈશ્ય પોતાના કર્મથી ન જીવી શકતો હોય, તો શૂદ્રનો ધંધો પણ સ્વીકારે, પરંતુ એઠું ખાવું વગેરે (શૂદ્રના) અકાર્યો ન કરે; તથા જ્યારે આપત્તિ ટળી જાય, ત્યારે પોતાના ધંધામાં પાછો ફરે શૂદ્ર પણ દ્વિજાતિની શુશ્રૂષા કરી શકે તેવી સ્થિતિમાં ન હોય, તથા તેનાં સૈરી છોકરાં ભૂખે મરી જાય, તો કારીગરનું કામ કરીને જીવે પરંતુ તેમાં ધ્યાન રાખે કે, જે કર્મો કે શિલ્પોથી દ્વિજાતિઓની શુશ્રૂષા થતી હોય, તેમનો જ સ્વીકાર કરે" [૧૦,૯૫ ૧૦૦]

બધાના ઉપસંહાર કરતાં પાછું મનુ જણાવે છે કે, "ધનપ્રાપ્તિના નીચેના સાત માર્ગો ધર્મ્ય છે: વારસો મળવો, ગુપ્ત ભંડાર પ્રાપ્ત થવો કે મિત્રાદિ પાસેથી કાંઈ પ્રાપ્ત થવું, ખરીદી કરવી [એ ત્રણ બ્રાહ્મણને માટે ધર્મ્ય છે], જીતી લેવું [એ ક્ષત્રિયને માટે ધર્મ્ય છે], વ્યાજે ધીરવું, ખેતી વેપારરૂપી કર્મયોગ [એ વૈશ્ય માટે ધર્મ્ય છે], અને સારા બ્રાહ્મણ પાસેથી દાન તરીકે સ્વીકારવું [એ બ્રાહ્મણ માટે ધર્મ્ય છે] આપત્તિને વખતે જીવનનિર્વાહ માટે નીચેના દશ પ્રકારો સ્વીકારી શકાય (વૈદક વગેરે) વિદ્યા, શિલ્પ, નોકરી, સેવા, ગોપાલન, વેપાર, ખેતી, ધીરજ (સંતોષ), ભિક્ષા અને વ્યાજખોરી [૧૦,૧૧૫-૬] પરંતુ બ્રાહ્મણ અને ક્ષત્રિયે વિપત્તિમાં પણ વ્યાજખોરી ન કરવી" [૧૦ ૧૧૭]

ઉપરાંત અધ્યાય ૪, શ્લોક ૪-૬માં એક સામાન્ય નિયમ એ પણ આપ્યો છે કે, "દુઃખમાં પણ ઉંછવૃત્તિ

(ખેતરમાં પડેલા દાણા વીણવા)થી જીવવું; અથવા અયાચિત રીતે મળેલી વસ્તુથી જીવવું; અથવા યાચના કરીને જીવવું; અથવા ભિક્ષાવૃત્તિથી જીવવું; અથવા કોઈનું ઝૂંટવી લઈને જીવવું; અથવા વેપાર વડે જીવવું; પરંતુ ગુલામી વડે કદી ન જીવવું."

પાન ૬૧-૩ માં જે પ્રકારની આજીવિકાઓ હેમચંદ્રાચાર્યજીએ ગર્હ્ય ગણાવી છે, તે ધાર્મિક ગૃહસ્થ માત્રને માટે ગણાવી છે, એમ આપણે ઉપર જોઈ આવ્યા. મનુસ્મૃતિમાં પણ તેવી કેટલીક આજીવિકાઓ બ્રાહ્મણ માટે ગર્હ્ય માની છે. શ્રાદ્ધાદિ તેમજ યજ્ઞાદિ કાર્યોમાં કેવા કેવા બ્રાહ્મણોને નિમંત્રણ ન આપવું તે ગણાવતાં મનુસ્મૃતિમ (અ૦ ૩, શ્લોક ૧૫૨ ૬૦) જણાવ્યું છે કે, 'માંસવિક્રયી, પશુપાલક, ઘાણી ચલાવનાર, રસવિક્રેતા, ધનુષ્ય-બાણ બનાવવાનો ધંધો કરનાર, હાથી-બળદ-ઘોડા-ઊંટ વગેરેને પલોટનાર, પક્ષીપોષક, યુદ્ધાચાર્ય, પાણીના પ્રવાહ વાળનાર, કડિયાકામ કરનાર, કૂતરા વગેરેની સાઠમારી કરનાર, ખેતી કરનાર, ઘેટાં-બકરાં પાળીને ગુજરાન ચલાવનાર,' ઇત્યાદિ.

પરાશરસંહિતામાં (૧-૨-૧,૨,૬,૧૩,૧૫) જણાવ્યું છે કે, કલિયુગમાં બ્રાહ્મણ પોતાનાં ષટ્કર્મ ઉપરાંત કૃષીકર્મ પણ કરે; તથા પોતે ખેડેલા ખેતરમાં પોતે પકવેલા ધાન્યથી પંચયજ્ઞો કરે. ક્ષત્રિય પણ ખેતી કરે, અને દ્વિજો તથા દેવોની પૂજા કરે; અને વૈશ્ય તેમજ શૂદ્ર પણ ખેતી અને વાણિજ્ય કરે.

પાન ૫૪-૫ : અહિંસાવ્રતના અતિચારો જણાવતાં હેમચંદ્રાચાર્યજીએ જણાવ્યું છે કે, પ્રાણીઓ ઉપર વધારે ભાર ન લાદવો, તેમજ તેમને માર મારીને તેમની પાસે ગજા ઉપરાંત કામ ન લેવું એ બાબતમાં પરાશરસ્મૃતિમાં (૧-૨-૩ ૪) જણાવ્યું છે કે, ક્ષુધિત, તૃષિત, શ્રાંત, હીનાંગ, વ્યાધિત અને ક્લીબ, એવા બળદને વાહનાદિમાં જોડવો નહી. બળદને અર્ધો દિવસ જ કામે જોડવો, અને પછી તેને સ્નાન કરાવવું.

પાન ૬૨ : અનર્થદંડવિરતિવ્રતના અતિચારો ગણાવતાં આચાર્યજીએ જણાવ્યું છે કે, ખાંડણિયો–સાબેલુ, ગાડું–ધોસરું, ધનુષ–બાણ એ પ્રમાણે હિંસાનાં સંયુક્ત સાધનો રાખવાં નહી. અને તેનું કારણ એ આપ્યું છે કે, એવી જોડિયા વસ્તુ રાખીએ, તો કોઈ માગવા આવે તેને ના ન પાડી શકાય પરંતુ તે જોડકાંમાંથી એક એક વસ્તુ રાખી હોય, તો બીજાને આપવાનું ન થાય, અને એ રીતે વધુ હિંસામાંથી બચી શકાય.

પરંતુ, એક વાત સ્પષ્ટ છે કે, પોતે જોડકાં ન રાખે, તો પણ પોતાને કામ હોય ત્યારે ખૂટતી બીજી વસ્તુ બીજા પાસેથી જ લાવવી પડે. તેના કરતાં મનુસ્મૃતિએ ગૃહસ્થને આવી આવી વસ્તુઓ રાખવાથી જે પાપ થાય છે, તેને દૂર કરવા તેણે પંચયજ્ઞો કરવા એમ જણાવ્યું છે, તે ભાવના વધુ સામાજિક છે અને ધાર્મિક પણ છે, એમ લાગે છે. મનુસ્મૃતિમાં (૩-૬૮ ઇ૦માં) જણાવ્યું છે :

"ગૃહસ્થને ઘેર પાંચ વસ્તુઓ કસાઈખાના જેવી છે, ચૂલો, વાટણિયો, સાવરણી, ખાંડણિયો–સાંબેલું અને પાણીનો

ઘડો. તે પાંચેથી થતા પાપના નિવારણને અર્થે ગૃહસ્થે પાંચ મહાયજ્ઞો રોજ કરવા, એમ મહર્ષિઓએ ઠરાવ્યું છે. તે પાંચ યજ્ઞ આ પ્રમાણે છે: અધ્યયન–અધ્યાપન એ બ્રહ્મયજ્ઞ; અન્નાદિથી તર્પણ એ પિતૃયજ્ઞ; હોમ એ દેવયજ્ઞ; બલિ એ ભૂતયજ્ઞ; અને અતિથિપૂજન એ મનુષ્યયજ્ઞ. આ પાંચ મહાયજ્ઞો જે ગૃહસ્થ યથાશક્તિ કરે છે, તે ગૃહસ્થ હોવા છતાં પેલાં પાંચ હિંસાસ્થાનોના દોષોથી લેપાતો નથી. દેવતા, અતિથિ, પોષ્યજન, પિતૃઓ અને પોતાની જાત, એટલાંનું જે સંવર્ધન કરતો નથી, તે શ્વાસ લેતો હોવા છતાં જીવતો નથી. સ્વાધ્યાય વડે ઋષિઓનુ પૂજન કરવું; હોમ વડે દેવોનું; શ્રાદ્ધ વડે પિતૃઓનું; અન્ન વડે મનુષ્યોનું; અને બલિકર્મ વડે ભૂતોનું." આ પછી તેમાં (અ૦૩, શ્લોક ૭૩-૮૦) તે પાંચ યજ્ઞોની ભાવના તેમજ વિધિનું જે વર્ણન છે, તે રંજક તેમજ બોધક છે. દેવોના હોમની પાછળ, સર્વ જંતુઓને આવશ્યક વૃષ્ટિ માટે કાંઈ કરી છૂટવાની જે ભાવના તેમાં (૩-૭૬) જણાવી છે, તે સમાજધર્મની ઊંડી સમજ વ્યક્ત કરે છે. કૂતરાં, પતિત, ચાંડાલ, પાપી, રોગી, કાગડા, કૃમિ વગેરે માટે રોજ ગૃહસ્થે અન્નમાંથી થોડું પણ કાઢવાનું જે વિધાન છે (૩-૯૨), તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. 'આ બધું કરી લીધા પછી, ગૃહસ્થે પ્રથમ અતિથિને જમાડવો, અને બ્રહ્મચારી ભિક્ષુને વિધિવત્ ભિક્ષા આપવી. સમજણ વિના ગમે તેવા બ્રાહ્મણોને આપેલું દાનાદિ રાખમાં નાખેલાની પેઠે નકામું જાય છે. પરંતુ વિદ્યા અને તપથી સમૃદ્ધ એવા વિપ્રોને આપેલું દાન સંકટો અને પાપોમાંથી તારે છે. ઘેર આવેલા અતિથિને યથાશક્તિ

પાન ૫૪-૫ અહિંસાવ્રતના અતિચારો જણાવતા હેમચંદ્રાચાર્યજીએ જણાવ્યું છે કે, પ્રાણીઓ ઉપર વધારે ભાર ન લાદવો, તેમજ તેમને માર મારીને તેમની પાસે ગજા ઉપરાંત કામ ન લેવું એ બાબતમાં પરાશરસ્મૃતિમાં (૧ ૨ ૩ ૪) જણાવ્યું છે કે, ક્ષુધિત, તૃષિત, શ્રાંત, હીનાંગ, વ્યાધિત અને ક્લીબ, એવા બળદને વાહનાદિમાં જોડવો નહીં બળદને અર્ધો દિવસ જ કામે જોડવો, અને પછી તેને સ્નાન કરાવવું

પાન ૬૩ અનર્થદંડવિરતિવ્રતના અતિચારો ગણાવતા આચાર્યજીએ જણાવ્યું છે કે, ખાંડણિયો-સાંબેલું, ગાડું-ઘોંસરું, ધનુષ-બાણ એ પ્રમાણે હિંસાનાં સંયુક્ત સાધનો રાખવાં નહીં અને તેનું કારણ એ આપ્યું છે કે, એવી જોડિયાં વસ્તુ રાખીએ, તો કોઈ માગવા આવે તેને ના ન પાડી શકાય પરંતુ તે જોડકામાંથી એક એક વસ્તુ રાખી હોય, તો બીજાને આપવાનું ન થાય, અને એ રીતે વધુ હિંસામાંથી બચી શકાય

પરંતુ, એક વાત સ્પષ્ટ છે કે, પોતે જોડકાં ન રાખે, તો પણ પોતાને કામ હોય ત્યારે ખૂટતી બીજી વસ્તુ બીજા પાસેથી જ લાવવી પડે તેના કરતાં મનુસ્મૃતિએ ગૃહસ્થને આવી આવી વસ્તુઓ રાખવાથી જે પાપ થાય છે, તેને દૂર કરવા તેણે પંચયજ્ઞો કરવા એમ જણાવ્યું છે, તે ભાવના વધુ સામાજિક છે અને ધાર્મિક પણ છે, એમ લાગે છે મનુસ્મૃતિમાં (૩ ૬૮ ૭૦માં) જણાવ્યું છે :

"ગૃહસ્થને ઘેર પાંચ વસ્તુઓ કસાઈખાના જેવી છે, ચૂલો, વાટણિયો, સાવરણી, ખાંડણિયો-સાંબેલું અને પાણીનો

ઘડો. તે પાંચેથી થતા પાપના નિવારણને અર્થે ગૃહસ્થે પાંચ મહાયજ્ઞો રોજ કરવા, એમ મહર્ષિઓએ ઠરાવ્યું છે. તે પાંચ યજ્ઞ આ પ્રમાણે છે: અધ્યયન—અધ્યાપન એ બ્રહ્મયજ્ઞ; અન્નાદિથી તર્પણ એ પિતૃયજ્ઞ; હોમ એ દેવયજ્ઞ; બલિ એ ભૂતયજ્ઞ; અને અતિથિપૂજન એ મનુષ્યયજ્ઞ. આ પાંચ મહાયજ્ઞો જે ગૃહસ્થ યથાશક્તિ કરે છે, તે ગૃહસ્થ હોવા છતાં પેલાં પાંચ હિંસાસ્થાનોના દોષોથી લેપાતો નથી. દેવતા, અતિથિ, પોષ્યજન, પિતૃઓ અને પોતાની જાત, એટલાંનું જે સંવર્ધન કરતો નથી, તે શ્વાસ લેતો હોવા છતાં જીવતો નથી. સ્વાધ્યાય વડે ઋષિઓનું પૂજન કરવું; હોમ વડે દેવોનું; શ્રાદ્ધ વડે પિતૃઓનું; અન્ન વડે મનુષ્યોનું; અને બલિકર્મ વડે ભૂતોનું." આ પછી તેમાં (અ૦ ૩, શ્લોક ૭૩-૯૦) તે પાંચ યજ્ઞોની ભાવના તેમજ વિધિનું જે વર્ણન છે, તે રંજક તેમજ બોધક છે. દેવોના હોમની પાછળ, સર્વ જતુઓને આવશ્યક વૃષ્ટિ માટે કાંઈ કરી છૂટવાની જે તેમાં (૩-૭૬) જણાવી છે, તે સમાજધર્મની ભાવના ઊંડી સમજ વ્યક્ત કરે છે. કૂતરાં, પતિત, ચાંડાલ, પાપી, રોગી, કાગડા, કૃમિ વગેરે માટે રોજ ગૃહસ્થે અન્નમાંથી થોડું પણ કાઢવાનું જે વિધાન છે (૩-૯૨), તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. 'આ બધું કરી લીધા પછી, ગૃહસ્થે પ્રથમ અતિથિને જમાડવો, અને બ્રહ્મચારી ભિક્ષુને વિધિવત્ ભિક્ષા આપવી. સમજણ વિના ગમે તેવા બ્રાહ્મણોને આપેલું દાનાદિ રાખમાં નાખેલાની પેઠે નકામું જાય છે. પરંતુ વિદ્યા અને તપથી સમૃદ્ધ એવા વિપ્રોને આપેલું દાન સંકટો અને પાપોમાંથી તારે છે. ઘેર આવેલા અતિથિને યથાશક્તિ

પાન ૫૪ ૫ અહિંસાવ્રતના અતિચારો જણાવતા હેમચંદ્રાચાર્યજીએ જણાવ્યું છે કે, પ્રાણીઓ ઉપર વધારે ભાર ન લાદવો, તેમજ તેમને માર મારીને તેમની પાસે ગજા ઉપરાંત કામ ન લેવું એ બાબતમાં પરાશરસ્મૃતિમાં (૧ ૨ ૩ ૪) જણાવ્યું છે કે, ક્ષુધિત, તૃષિત, શ્રાંત, હીનાંગ, વ્યાધિત અને ક્લીબ, એવા બળદને વાહનાદિમાં જોડવો નહીં બળદને અર્ધો દિવસ જ કામે જોડવો, અને પછી તેને સ્નાન કરાવવું

પાન ૬૩ અનર્થદંડવિરતિવ્રતના અતિચારો ગણાવતા આચાર્યજીએ જણાવ્યું છે કે, ખાંડણિયો–સાંબેલું, ગાં–ધોંસરું ધનુષ–બાણ એ પ્રમાણે હિંસાના સયુક્ત સાધનો રાખવાં નહીં અને તેનું કારણ એ આપ્યું છે કે, એવી જોડિયાં વસ્તુ રાખીએ તો કોઈ માગવા આવે તેને ના ન પાડી શકાય પરંતુ તે જોડકામાંથી એક એક વસ્તુ રાખી હોય, તો બીજાને આપવાનું ન થાય, અને એ રીતે વધુ હિંસામાંથી બચી શકાય

પરંતુ, એક વાત સ્પષ્ટ છે કે, પોતે જોડકાં ન રાખે, તો પણ પોતાને કામ હોય ત્યારે ખૂટતી બીજી વસ્તુ બીજા પાસેથી જ લાવવી પડે તેના કરતાં મનુસ્મૃતિએ ગૃહસ્થને આવી આવી વસ્તુઓ રાખવાથી જે પાપ થાય છે, તેને દૂર કરવા તેણે પંચયજ્ઞો કરવા એમ જણાવ્યું છે, તે ભાવના વધુ સામાજિક છે અને ધાર્મિક પણ છે, એમ લાગે છે મનુસ્મૃતિમાં (૩ ૬૮ ૭૦માં) જણાવ્યું છે

"ગૃહસ્થને ઘેર પાંચ વસ્તુઓ કસાઈખાના જેવી છે, ચૂલો, વાટણિયો, સાવરણી, ખાંડણિયો–સાંબેલું અને પાણીનો

ઘડો. તે પાંચેથી થતા પાપના નિવારણને અર્થે ગૃહસ્થે પાંચ મહાયજ્ઞો રોજ કરવા, એમ મહર્ષિઓએ ઠરાવ્યું છે. તે પાંચ યજ્ઞ આ પ્રમાણે છે: અધ્યયન-અધ્યાપન એ બ્રહ્મયજ્ઞ; અન્નાદિથી તર્પણ એ પિતૃયજ્ઞ; હોમ એ દેવયજ્ઞ; બલિ એ ભૂતયજ્ઞ; અને અતિથિપૂજન એ મનુષ્યયજ્ઞ. આ પાંચ મહાયજ્ઞો જે ગૃહસ્થ યથાશક્તિ કરે છે, તે ગૃહસ્થ હોવા છતાં પેલાં પાંચ હિંસાસ્થાનોના દોષોથી લેપાતો નથી. દેવતા, અતિથિ, પોષ્યજન, પિતૃઓ અને પોતાની જાત, એટલાંનું જે સંવર્ધન કરતો નથી, તે શ્વાસ લેતો હોવા છતાં જીવતો નથી. સ્વાધ્યાય વડે ઋષિઓનું પૂજન કરવું; હોમ વડે દેવોનું; શ્રાદ્ધ વડે પિતૃઓનું; અન્ન વડે મનુષ્યોનું; અને બલિકર્મ વડે ભૂતોનું." આ પછી તેમાં (અ૦૩, શ્લોક ૭૩-૯૦) તે પાંચ યજ્ઞોની ભાવના તેમજ વિધિનું જે વર્ણન છે, તે રંજક તેમજ બોધક છે. દેવોના હોમની પાછળ, સર્વ જંતુઓને આવશ્યક વૃષ્ટિ માટે કાંઈ કરી છૂટવાની જે ભાવના તેમાં (૩-૭૬) જણાવી છે, તે સમાજધર્મની ઊંડી સમજ વ્યક્ત કરે છે. કૂતરાં, પતિત, ચાંડાલ, પાપી, રોગી, કાગડા, કૃમિ વગેરે માટે રોજ ગૃહસ્થે અન્નમાંથી થોડું પણ કાઢવાનું જે વિધાન છે (૩-૯૨), તે પણ ધ્યાનમાં લેવા જેવું છે. 'આ બધું કરી લીધા પછી, ગૃહસ્થે પ્રથમ અતિથિને જમાડવો, અને બ્રહ્મચારી ભિક્ષુને વિધિવત્ ભિક્ષા આપવી. સમજણ વિના ગમે તેવા બ્રાહ્મણોને આપેલું દાનાદિ રાખમાં નાખેલાની પેઠે નકામું જાય છે. પરંતુ વિદ્યા અને તપથી સમૃદ્ધ એવા વિપ્રોને આપેલું દાન સંકટો અને પાપોમાંથી તારે છે. ઘેર આવેલા અતિથિને યથાશક્તિ

સત્કારપૂર્વક અન્નપાનાદિ આપવું. અન્નાદિ આપવાની શક્તિ ન હોય, તોપણ સત્પુરુષોના ઘરમાં તૃણ, ભૂમિ, પાણી અને પ્રિય વાણી, એટલાની તો કદી કોઈને ના પાડવામાં આવતી નથી. પોતાને જે ખાવાનું હોય, તે જ અતિથિને ખવરાવવું; પોતાને માટે સારું સારું રાખીને ન ખવરાવવું. સૌભાગ્યવતી નવોઢા સ્ત્રીઓને, કુંવારી કન્યાઓને, રોગીઓને, ગર્ભિણીઓને અને અતિથિઓને તો વગર વિચાર્યે પોતાની પહેલાં જ જમાડી લેવાં. તે બધાંને ખવરાવ્યા વિના જે પહેલું પોતે ખાય છે, તેની દુર્ગતિ થાય છે. અતિથિઓ, સગાંવહાલાં, અને નોકરચાકર જમી રહે, ત્યારબાદ દંપતી જમે. દેવો, ઋષિઓ, મનુષ્યો, પિતૃઓ વગેરેને પૂજતાં બાકી વધેલું ગૃહસ્થે જમવું. જે ગૃહસ્થ પોતાને માટે જ રાંધે છે, તે પાપ જ ખાય છે; પરંતુ આ બધા યજ્ઞો પરવારીને વધેલું ખાનારો જ સત્પુરુષ છે.'

પાન ૧૩૧: 'પક્ષીઓ તીર્થંકરની પ્રદક્ષિણા કરે છે': એટલે કે, શુકનનાં પક્ષીઓ તેમને જમણે હાથે ઊતરે છે, એમ સમજવું.

પાન ૧૭૭: 'પુરિમતાલ' એ આજના અલ્હાબાદનો જ એક ભાગ હતો.

પાન ૧૭૮: 'રત્નપુર', એટલે આઉધ એન્ડ રોહિલખંડ રેલવેના સોહાવલ સ્ટેશનથી દોઢએ માઈલ ઉપર આવેલું અત્યારનું 'રૂનાઈ'.

પાન ૧૮૧: જંબુદ્રીપ, વર્ષધર પર્વતો વગેરેનું આવું વર્ણન વિષ્ણુપુરાણ (૨-૧), ભાગવત પુરાણ (૫-૨૦) વગેરે

ગ્રંથોમાં તેમજ મહાભારત ભીષ્મપર્વ ૩૧૭–૩૭૮માં વિસ્તારથી જોવા મળે છે. તેમાં નામો જુદાં જુદાં છે; પરંતુ, વચ્ચે વચ્ચે અહીં જણાવેલાં નામો પણ દેખાઈ જાય છે.

પાન ૨૧૫ : પ્રતીકોપાસના : આચાર્યશ્રીએ છાયાપુરુષના દર્શનનો જે વિધિ જણાવ્યો છે, તે અન્ય ગ્રંથોમાં સુપ્રસિદ્ધ છે. શિવસંહિતામાં (૫,૧૫-૨૧) તો તેને એક પ્રકારની ઉપાસના ગણી છે. તે અહીં સરખાવવા જેવી છે. "દૃષ્ટ અને અદૃષ્ટ ફલ આપનારી 'પ્રતીકોપાસના' એટલે છાયાદર્શન હંમેશાં કરવું. તેના દર્શનમાત્રથી પવિત્ર થવાય છે એ બાબતમાં સહેજ પણ સંશય કરવો નહીં. ગાઢ તડકાવાળા પ્રદેશમાં પોતાની છાયાને ખુલ્લી આંખો વડે જોયા કરવી; અને પછી એકદમ આકાશમાં નજર કરવી. ત્યાં તત્ક્ષણ પોતાનો પડછાયો દેખાશે. જે આ પ્રમાણે આકાશમાં પોતાની છાયા રોજ જુએ છે, તેના આયુષ્યની વૃદ્ધિ થાય છે, અને તેનું મૃત્યુ કદી થતું નથી. જ્યારે પોતાનું પ્રતીક આકાશમાં પૂરેપૂરું (અવયવોના ભેદ સહિત) જોઈ શકાય, ત્યારે જાણવું કે વિજય મળ્યો. પછી વાયુને જીતીને તે સાધક સર્વત્ર સંચરે છે. જે માણસ આનો અભ્યાસ સદા કરે છે, તે પરમઆત્માને — પૂર્ણાનંદરૂપી એકમાત્ર પુરુષને — પ્રાપ્ત કરે છે. પ્રવાસે નીકળવાનું હોય, કે વિવાહાદિ શુભકર્મનો પ્રસંગ હોય, કે સંકટ આવી પડ્યું હોય, ત્યારે પાપના ક્ષયને અર્થે અને પુણ્યની વૃદ્ધિ અર્થે આ પ્રતીકોપાસના જરૂર આચરવી. આનો નિરંતર અભ્યાસ કરવાથી જ્યારે તેને પોતાની અંદર જ જોઈ શકાય, ત્યારે નિશ્ચલ મનવાળો યોગી મુક્તિ પ્રાપ્ત કરે છે, એમ જાણવું."

# સુભાષિતો

## અહિંસા

आत्मवत् सर्वभूतेषु सुखदुःखे प्रियाप्रिये ।
चिन्तयन्नात्मनोऽनिष्टां हिंसामन्यस्य नाचरेत् ॥

જેમ આપણને પોતાને સુખ પ્રિય છે, અને દુઃખ અપ્રિય છે, તેમ બીજા જીવોને પણ છે. એમ વિચારી, પોતાને અનિષ્ટ લાગતી હિંસા બીજા પ્રત્યે ન આચરવી. [૨-૨૦]

निरर्थकां न कुर्वीत जीवेषु स्थावरेष्वपि ।
हिंसामहिंसाधर्मज्ञः कांक्षन् मोक्षमुपासकः ॥

અહિંસાનું રહસ્ય સમજનાર મુમુક્ષુએ સ્થાવર જીવોની પણ નિરર્થક હિંસા ન કરવી. [૨-૨૧]

प्राणी प्राणितलोभेन यो राज्यमपि मुञ्चति ।
तद्वधोत्थमघं सर्वोर्वीदानेऽपि न शाम्यति ॥

પ્રાણી જીવિતની આશાએ રાજ્ય પણ આપી દેવા તૈયાર થાય છે. તો પછી તેવા જીવિતનો વધ કરવાથી થતું પાપ આખી પૃથ્વી દાનમાં આપી દે તોપણ કેવી રીતે ધોવાય? [૨-૨૨]

वने निरपराधानां वायुतोयतृणाशिनाम् ।
निघ्नन् मृगाणां मांसार्थी विशेष्यते कथ शुन. ॥

વનમાં જ રહેતાં, તથા વાયુ, જલ અને તૃણ ખાઈને જીવતાં નિરપરાધી હરણાં વગેરે પ્રાણીઓને તેમના માંસ માટે મારી નાખનારા મનુષ્યમાં અને કૂતરામાં શો ફેર છે? [૨-૨૩]

दीर्यमाणः कुशेनापि यः स्वांगे हंत दूयते ।
निर्मन्तून् स कथं जन्तूनन्तयेन्निशितायुधैः ॥

પોતાને દાભ વાગી જાય તો પણ જે બૂમો પાડી ઊઠે છે, તેવો મનુષ્ય તીક્ષ્ણ શસ્ત્રોથી નિરપરાધી પ્રાણીઓને શી રીતે મારી શકે છે? [૨ ૨૪]

निर्मातुं क्रूरकर्माणः क्षणिकामात्मनो धृति । ·
समापयंति सकलं जन्मान्यस्य शरीरिणः ॥

પોતાની ક્ષણિક તૃપ્તિ માટે ક્રૂર લોકો બીજા પ્રાણીનું આખું જીવિત ખતમ કરી નાખે છે. [૨-૨૫]

म्रियस्वेत्युच्यमानोऽपि देही भवति दु खित. ।
मार्यमाण. प्रहरणै दारुणैः स कथं भवेत् ॥

કોઈને 'તું મરી જા' એટલું કહીએ છીએ તો પણ તેને દુઃખ લાગે છે; તો પછી તીક્ષ્ણ શસ્ત્રોથી મારી જ નાખવામાં આવે, ત્યારે તેને શું થતું હશે? [૨-૨૬]

दमो देवगुरूपास्तिर्दानमध्ययनं तपः ।
सर्वमप्येतदफलं हिंसां चेन्न परित्यजेत् ॥

ઇંદ્રિયનિગ્રહ, દેવ-ગુરુની ઉપાસના, દાન, અધ્યયન અને તપ — એ બધાં હિંસા ત્યાગવામાં ન આવે તો અફલ જાય છે. [૨ ૩૧]

यो भूतेष्वभयं दद्याद्भूतेभ्यस्तस्य नो भयम् ।
यादृग् वितीर्यते दानं तादृगासाद्यते फलम् ॥

જે અન્ય પ્રાણીઓને અભય આપે છે, તેને અન્ય પ્રાણીઓ તરફથી ભય રહેતો નથી. કહેવત છે કે, 'જેવું દાન તેવું ફલ.' [૨-૪૮]

સત્ય

सर्वलोकविरुद्धं यद्यद्विश्वसितघातकम् ।
यद्विपक्षश्च पुण्यस्य न वदेत्तदसूनृतम् ॥

સર્વ લોકને અમાન્ય, વિશ્વાસનો ઘાત કરવા રૂપ, તથા પુણ્યનું વેરી એવું અસત્ય કદી ન બોલવું. [૨-૫૫]

ज्ञानचारित्रयोर्मूलं सत्यमेव वदन्ति ये ।
धात्री पवित्रीक्रियते तेषां चरणरेणुभिः ॥

જેઓ જ્ઞાન અને ચારિત્રના મૂલરૂપ સત્ય જ બોલે છે, તેઓની ચરણરજથી પૃથ્વી પવિત્ર થાય છે. [૨-૬૩]

## અસ્તેય

अयं लोक· परलोको धर्मो धैर्यं धृतिर्मतिः ।
मुष्णता परकीयं स्वं मुषितं सर्वमप्यद· ॥

બીજાનું ધન ચોરનારે તેનું ધન જ ચોર્યું નથી, પરંતુ તેનો આ લોક, પરલોક, ધર્મ, ધૈર્ય, ધૃતિ અને મતિ પણ ચોર્યાં. [૨-૬૭]

एकस्यैकक्षणं दु.खं मार्यमाणस्य जायते ।
सपुत्रपौत्रस्य पुनर्यावज्जीवं हृते धने ॥

કોઈને મારી નાખીએ ત્યારે તો તેને એકલાને એક ક્ષણ દુઃખ થાય છે; પરંતુ તેનું ધન ચોરી લઈએ, ત્યારે તો તેને તેમજ તેના પુત્ર–પૌત્રોને યાવજ્જીવન દુઃખ થાય છે [૨-૬૮]

## બ્રહ્મચર્ય

स्त्रीसंभोगेन यः कामज्वरं प्रतिचिकीर्षति ।
स हुताशं घृताहुत्या विध्यापयितुमिच्छति ॥

જે માણસ કામભોગથી કામજ્વરનો ઉપાય કરવા ઇચ્છે છે, તે અગ્નિને ઘી હોમીને ઓલવવા ઇચ્છે છે. [૨-૮૧].

प्राणभूत चरित्रस्य परब्रह्मैककारणम् ।
समाचरन् ब्रह्मचर्यं पूजितैरपि पूज्यते ॥

શક્તિના પ્રાણભૂત અને મોક્ષના એકમાત્ર કારણ બ્રહ્મચર્યને જે આચરે છે, તે પૂજ્યોનો પણ પૂજ્ય છે. [૨-૧૦૪]

चिरायुषः सुसंस्थाना दृढसंहनना नराः ।
तेजस्विनो महावीर्या भवेयुर्ब्रह्मचर्यतः ॥

બ્રહ્મચર્યથી માણસો દીર્ઘાયુષી, સુંદર આકૃતિવાળા, દૃઢ બાંધાવાળા, તેજસ્વી અને મહાવીર્યશાળી થાય છે [૨-૧૦૫]

## અપરિગ્રહ

असंतोषमविश्वासमारंभं दुःखकारणम् ।
मत्वा मूर्च्छाफलं कुर्यात् परिग्रहनियंत्रणम् ॥

દુઃખના કારણરૂપ અસંતોષ, અવિશ્વાસ અને સપાપ પ્રવૃત્તિ — એ બધાં આસક્તિનાં ફળ છે, એમ જાણી, પરિગ્રહનું નિયંત્રણ કરવું. [૨-૧૦૬]

परिग्रहमहत्त्वाद्धि मज्जत्येव भवाम्बुधौ ।
महापोत इव प्राणी त्यजेत्तस्मात्परिग्रहम् ॥

પરિગ્રહ ઉપર મમતાને લીધે પ્રાણી ભવસાગરમાં અતિ ભાર લાદેલા વહાણની પેઠે ડૂબી જાય છે. માટે પરિગ્રહનો ત્યાગ કરવો [૨-૧૦૭]

त्रसरेणुसमोऽप्यत्र न गुणः कोऽपि विद्यते ।
दोषास्तु पर्वतस्थूलाः प्रादुष्यन्ति परिग्रहे ॥

પરિગ્રહમાં અણુ જેટલો પણ કોઈ ગુણ નથી; પરંતુ દોષો તો પર્વત જેટલા છે. [૨-૧૦૮]

संगाद्भवन्त्यसन्तोऽपि रागद्वेषादयो द्विषः ।

मुनेरपि चलेच्चेतो यत्तेनान्दोलितात्मनः ॥

પરિગ્રહને લીધે ન હોય તેવા રાગદ્વેષાદિ શત્રુઓ ઊભા થાય છે; તથા તેનાથી આંદોલિત થયેલા અંતઃકરણવાળા મુનિનું ચિત્ત પણ ચલિત થઈ જાય છે. [૨-૧૦૯]

संसारमूलमारम्भा स्तेषां हेतुः परिग्रहः ।

तस्मादुपासकः कुर्यादल्पमल्पं परिग्रहम् ॥

સંસારનું મૂળ સપાપ પ્રવૃત્તિઓ છે; અને તેમનું મૂળ પરિગ્રહ છે. માટે મુમુક્ષુ ગૃહસ્થે પરિગ્રહને ઘટાડતા જવું. [૨-૧૧૦]

मुष्णन्ति विषयस्तेना दहति स्मरपावकः ।

रुन्धन्ति वनिताव्याधाः संगैरंगीकृतं नरम् ॥

પરિગ્રહમાં આસક્ત થયેલા પુરુષને વિષયોરૂપી ચોરો લૂંટવા આવે છે; કામરૂપી અગ્નિ બાળવા આવે છે; અને સ્ત્રીરૂપી પારધીઓ ફંદામાં નાખવા આવે છે. [૨-૧૧૧]

संनिधौ निधयस्तस्य कामगव्यनुगामिनी ।

अमराः किंकरायन्ते संतोषो यस्य भूषणम् ॥

જેને સંતોષ પ્રાપ્ત થયો છે, તેને બધા ભંડારો હાજરાહજૂર છે; કામધેનુ પણ તેનું અનુગમન કરે છે; અને દેવો પણ તેના દાસ થાય છે. [૨-૧૧૭]

### આત્મજ્ઞાન

आत्माज्ञानभवं दु:खमात्मज्ञानेन हन्यते ।
तपसाप्यात्मविज्ञानहीनैश्छेत्तुं न शक्यते ॥

આત્માના અજ્ઞાનથી નીપજેલું દુઃખ આત્મજ્ઞાનથી જ દૂર થઈ શકે. આત્માના જ્ઞાન વિના ગમે તેટલાં તપ કરો, તોપણ તે દૂર થતુ નથી. [૪-૩]

अयमात्मैव चिद्रूप: शरीरी कर्मयोगत: ।
ध्यानाग्निदग्धकर्मा तु सिद्धात्मा स्यान्निरंजन: ॥

મૂળે ચિત્સ્વરૂપી આ આત્મા જ કર્મના સંબંધથી શરીરી બન્યો છે. ધ્યાનાગ્નિથી તે કર્મ બાળી નાખો, તો તે પોતે જ નિરંજન અને મુક્ત છે. [૪-૪]

अयमात्मैव संसार: कषायेंद्रियनिर्जित: ।
तमेव तद्विजेतारं मोक्षमाहुर्मनीषिण: ॥

ક્રોધ-માન-માયા-લોભરૂપી કષાયો અને સ્પર્શાદિ ઇંદ્રિયોથી જિતાયેલો આ આત્મા જ સંસાર છે; અને તે બધાને જીતનાર આત્મા જ મોક્ષ છે. [૪-૫]

### ઇંદ્રિયજય

विनेंद्रियजयं नैव कषायान् जेतुमीश्वर: ।
हन्यते हैमनं जाड्यं न विना ज्वलितानलम् ॥

પ્રથમ ઇંદ્રિયોનો જય કર્યા વિના કષાયો જીતી શકાતા નથી. પ્રજ્વલિત અગ્નિ વિના સોનાની ઘનતા દૂર કરી શકાતી નથી. [૪-૨૪]

इन्द्रियैर्विजितो जंतुः कषायैरभिभूयते ।
वीरैः कृष्टेष्टकः पूर्वं वप्रः कैः कैर्न खंड्यते ॥

ઇંદ્રિયોથી જિતાયેલો પ્રાણી જ કષાયો વડે અભિભૂત થઈ શકે છે. પહેલાં શક્તિશાળી માણસે એક ઈંટ ખેંચી કાઢી હોય, તો પછી બાકીની દીવાલ ગમે તે માણસ તોડી શકે છે. [૪-૨૬]

कुलघाताय पाताय बंधाय च वधाय च ।
अनिर्जितानि जायंते करणानि शरीरिणाम् ॥

નહિ જિતાયેલી ઇંદ્રિયો મનુષ્યના કુલનો ઘાત કરાવે છે, તેનું અધઃપતન કરાવે છે, તેમજ તેને વધ-બંધન કરાવે છે. [૪-૨૭]

### મનઃશુદ્ધિ

तदिन्द्रियजयं कुर्यान्मनःशुद्ध्या महामतिः ।
यां विना यमनियमैः कायक्लेशो वृथा नृणाम् ॥

બુદ્ધિશાળી મનુષ્યે મનશુદ્ધિ વડે ઇંદ્રિયજય સાધવો. મનશુદ્ધિ વિનાના યમનિયમાદિ વૃથા કાયક્લેશ જ કરાવનારા નીવડે છે. [૪-૩૪]

अनिरुद्धमनस्कः सन् योगश्रद्धां दधाति यः ।
पद्भ्यां जिगमिषुर्ग्रामं स पंगुरिव हस्यते ।

મનનો રોધ કર્યા વિના જે યોગ સાધવાની ઇચ્છા કરે છે, તે પગ વડે ચાલીને પરગામ જવા ઇચ્છનારા પાંગળા જેવો હાસ્યાસ્પદ બને છે [૪-૩૭]

सत्यां हि मनसः शुद्धौ संयसन्तोऽपि यद्गुणाः ।
सतोऽप्यसत्यां नो सन्ति सैव कार्या बुधैस्ततः ॥

મનઃશુદ્ધિ હોય તો ન હોય તેવા ગુણો પણ આવી રહે છે; જ્યારે મનઃશુદ્ધિ ન હોય તો જે ગુણો હોય તે પણ ચાલ્યા જાય છે. માટે બુદ્ધિમાન પુરુષોએ મનઃશુદ્ધિ જ પ્રાપ્ત કરવી. [૪-૨૧]

मनःशुद्धिमबिभ्राणा ये तपस्यन्ति मुक्तये ।
त्यक्त्वा नावं भुजाभ्यां ते तितीर्षन्ति महार्णवम् ॥

મનઃશુદ્ધિ વિના જેઓ મુક્તિ માટે તપ આચરે છે, તેઓ નાવ વિના હાથ વડે જ મહાસાગર તરવાની ઇચ્છા કરે છે. [૪-૪૨]

मनःशुद्ध्यै च कर्तव्यो रागद्वेषविनिर्जयः ।
कालुष्यं येन हित्वात्मा स्वस्वरूपेऽवतिष्ठते ॥

પરંતુ મનઃશુદ્ધિ કરવા માટે તો રાગદ્વેષનો જય કરવો જોઈએ. જેથી આત્મા પોતાની કલુષિતતા તજીને પોતાના શુદ્ધ સ્વરૂપે અવસ્થિત થાય. [૪-૪૫]

अस्ततंद्रैरतः पुंभिर्निर्वाणपदकांक्षिभिः ।
विधातव्यः समत्वेन रागद्वेषद्विषज्जयः ॥

માટે મુમુક્ષુ પુરુષોએ તંદ્રાનો ત્યાગ કરી, સમત્વ વડે રાગદ્વેષરૂપી શત્રુનો જય કરવો. [૪-૪૯]

साम्यं स्यान्निर्ममत्वेन तत्कृते भावनाः श्रयेत् ।

... ... ... ...

भावनाभिरविश्रांतमिति भावितमानसः ।
निर्ममः सर्वभावेषु समत्वमवलम्बते ॥

એ સમત્વ નિર્મત્વ વડે જ પ્રાપ્ત થઈ શકે છે; અને નિર્મમત્વ અનિત્યત્વ, અશરણત્વ, વગેરે ભાવનાઓનું અવલંબન લેવાથી પ્રાપ્ત થઈ શકે છે. એ ભાવનાઓ * વડે જે સતત પોતાના મનને ભાવિત કરે છે, તે નિર્મલ બનીને સર્વ પદાર્થો પ્રત્યે સમત્વ પ્રાપ્ત કરી શકે છે. [૪-૧૧૦]

विषयेभ्यो विरक्तानां साम्यवासितचेतसाम् ।
उपशाम्येत् कषायाग्निर्बोधिदीपः समुन्मिषेत् ॥

વિષયોમાંથી વિરક્ત થયેલા અને સમત્વ યુક્ત ચિત્તવાળા મનુષ્યોનો જ કષાયાગ્નિ શાંત થઈ જાય છે, અને તેમનામાં જ્ઞાનદીપ પ્રજ્વલિત થાય છે. [૪-૧૧૧]

समत्वमवलंब्याथ ध्यानं योगी समाश्रयेत् ।
विना समत्वमारब्धे ध्याने स्वात्मा विडंब्यते ॥

સમત્વનું અવલંબન મેળવ્યા પછી યોગીએ ધ્યાનનો આશરો લેવો. સમત્વ પ્રાપ્ત કર્યા વિના ધ્યાન શરૂ કરનારો પોતાની જાતની જ વિડંબના કરે છે. [૪-૧૧૨]

ઉપસંહાર

मोक्षः कर्मक्षयादेव स चात्मज्ञानतो भवेत् ।
ध्यानसाध्यं मतं तच्च तद्ध्यानं हितमात्मनः ॥

* તે બાર ભાવનાઓના વર્ણન માટે જુઓ પાન ૯૨ ઇત્યાદિ.

મોક્ષ કર્મના ક્ષયથી પ્રાપ્ત થઈ શકે; અને કર્મક્ષય આત્મજ્ઞાનથી જ થઈ શકે. પરંતુ આત્મજ્ઞાન ધ્યાનથી જ સિદ્ધ થઈ શકે છે. માટે ધ્યાન આત્માને હિતકર છે. [૪-૧૧૩]

न साम्येन विना ध्यानं न ध्यानेन बिना च तत् ।
निष्कम्पं जायते तस्माद् द्वयमन्योऽन्यकारणम् ॥

સમત્વ વિના ધ્યાન સંભવી શકતું નથી, અને ધ્યાન વિના સમત્વ દૃઢ થઈ શકતુ નથી. માટે બંને અન્યોન્યનાં કારણ છે [૪-૧૧૪]

बाह्यात्मानमपास्य प्रसक्तिभाजांतरात्मना योगी ।
सततं परमात्मानं विचिंतयेत्तन्मयत्वाय ॥

બાહ્ય પદાર્થોનુ ચિંતન છોડીને, લવલીન ચિત્તે યોગીએ સતત પરમાત્માનુ ચિતન કરવુ. એમ કરવાથી પરમાત્મા સાથે તન્મયત્વ પ્રાપ્ત થઈ શકે છે. [૧૨-૬]

नष्टे मनसि समंतात् सकलं विलयं सर्वतो याते ।
निष्कलमुदेति तत्त्वं निर्वातस्थायिदीपवत् ॥

મનનો સર્વથા લય થઈ જતાં જ, પવન વિનાના સ્થાનમાં દીપકની જ્યોત જેવુ નિષ્કલ તત્ત્વ ઉદય પામે છે. [૧૨-૩૬]

# સૂચિ


અગ્નિ —મંડળ ૨૦૩, —વાયુ ૨૦૫, ૨૨૩
અણુવ્રત ૧૬, ૨૦
અતિચારો ૫૪-૬૬
અતિથિસંવિભાગવ્રત ૫૧; —ના અતિચારો ૬૬
અતિશયો, તીર્થંકરના ૧૧૭,૧૩૦
'અધર્મ' તત્ત્વ ૧૩૫
અનર્થદંડત્યાગવ્રત ૪૫; —ના અતિચારો ૬૩
અનંતાનુબંધી કષાય ૮૫
અનાર્ય ૧૯૧
અપરિગ્રહ ૭, ૩૪; —ની ભાવના ૧૦, —ના અતિચારો ૫૮
અપાયવિચય ૧૨૩
અભયકુમાર ૩૫, ૧૫૮
અધોભાગ ૧૦૩
અવધિજિન ૨૪૪
અષ્ટાંગનિમિત્ત ૨૪૪
અસ્તેય ૭, ૨૪; —ની ભાવનાઓ ૯, —ના અતિચારો ૫૬
અહિંસા ૭, ૨૧; —ની ભાવનાઓ ૮; —ના અતિચારો ૫૪-૫ (જુઓ 'માંસત્યાગ')
અંતિમ સંલેખના ૭૬-૮
આજ્ઞાવિચય ૧૨૩
આત્મજ્ઞાન —અને મોક્ષ ૮૪,૧૪૨
આયુર્વેદ ૪૪
આર્ય ૧૯૧
આલોચના ૭૨,૭૮
આવશ્યક, ૭ ૭૦-૩
આસન ૧૧૦, ૧૧૪ ૫
આસ્રવ ૬; —ભાવના ૯૫; કર્મોના ૧૮૨
ઇંદ્રિયજય ૮૦
ઇડાનાડી ૨૦૬
ઈષત્પ્રાગ્ભારા ૧૦૩
ઉદાસીનતા ૧૩૮
ઉપશ્રુતિ ૨૧૭
ઊર્ધ્વલોક ૧૦૩
ઋષભદેવ ૪
ઐર્યાપથિકી પ્રતિક્રમણ ૭૮
કર્મ —આઠ પ્રકારના ૧૮૨, —ના આસ્રવ ૧૮૨
કર્માદાન, પંદર ૬૧-૩
કષાયો —ચાર ૮૫, —ની ચાર શ્રેણીઓ ૮૫
કાયોત્સર્ગ ૭૧,૭૩,૭૫,૭૮,૧૧૦
કાલનિર્ણયની રીતો ૨૦૯
કાલસૌકરિક ૨૨
કાલિકાચાર્ય ૨૭

કુચિકર્ણ ૩૫
કુમારપાલ ૧૪૪
કેવલી સમુદ્ઘાત ૧૩૩
કૌશિક ૨૮
ક્રોધ ૮૬
ગુણવ્રત ૧૬, ૩૭
ગુપ્તિ ૧૦; —ત્રણ ૧૧-૨
ગુરુ ૧૭, ૧૩૯
ગૃહસ્થ —અને યોગ ૧૨-૪
ગ્રૈવેયક ૧૨૫
ઘાતિકર્મો ૧૨૯
ચતુર્વિંશતિસ્તવ ૭૧
ચક્રનાડી ૨૦૫
ચક્રાવતસક ૪૯
ચારિત્ર ૫, ૬; —ના પાંચ પ્રકાર ૬, —ના બે પ્રકાર ૧૦
ચાર્વાક ૨૩
ચિત્ત —ના ચાર પ્રકાર ૧૩૭
ચિલાતીપુત્ર ૫
ચુલનીપિતા ૫૧
ચૈત્યવંદન ૭૯
જીવાભિગમ સૂત્ર ૪૬
જૈમિનિ ૨૩
જ્ઞાન ૫, ૬
તત્ત્વ, સાત ૬
તપ ૯૮, ૧૮૬
તિલક શેઠ ૩૫
દત્ત ૨૭
દર્શન ૫, ૬
દિગ્વિરતિ વ્રત ૩૭; —ના અતિચારો ૫૯
દિનચર્યા ૫૮
દૃઢપ્રહારી ૪
દેવ, સાચો ૧૭;—ના ચાર વર્ગ ૧૩૩
દેશાવકાશિક વ્રત ૫૦; —ના અતિચારો ૬૫
ધર્મ ૧૮, ૧૦૧; —ના દશ પ્રકાર ૯૯; —તત્ત્વ ૧૩૫
ધર્મધ્યાન ૯૭,૧૦૭,૧૨૩,૧૮૮
ધારણા ૧૧૩, ૧૯૯; —ના સ્થાનો ૨૩૧
ધ્યાન ૯૭; —ના પ્રકાર ૧૦૭, ૧૨૩, ૧૮૮; —નો અધિકારી ૧૧૬; —નો કાલ ૧૦૮; —ને ઉપયોગી ભાવનાઓ ૧૦૯; —માટે હિતકર સ્થાન ૧૧૦, ૧૭૬, —માટે યોગ્ય આસન ૧૧૦;—માટે ધ્યેય ૧૧૭,૧૨૨
'નક્ત' ૪૩
નરકભૂમિ ૧૦૩, ૧૯૨
નંદ ૩૫
નાડી—ત્રણ ૨૦૬; —શુદ્ધિ ૨૨૫
નામકર્મ ૧૮૪
નિગોદ ૨૭
નિર્જરા ૬; —ભાવના ૯૭
નિર્મમત્વ ૯૨

પદસ્થ ધ્યેય ૧૧૭, ૧૧૮, ૨૩૫
પરકાયપ્રવેશ ૧૧૨, ૨૨૯
પરશુરામ ૨૨, ૧૫૧
'પવન' વાયુ ૨૦૪,૨૨૩; –ની
 ક્રિયાઓ ૨૦૨
પંચપરમેષ્ઠી ૧૧૯, ૨૩૯, ૨૪૫
પંચમહાવ્રત ૬
પિંગલા નાડી ૨૦૬
'પુરંદર' વાયુ ૨૦૪, ૨૨૩
પૂરક પ્રાણાયામ ૧૧૨
'પૂર્વ' ગ્રંથો ૧૦૮, ૨૪૬
પૃથ્વીમંડળ ૨૦૩
પૌષધ ૫૦; –ના અતિચારો ૬૫-
 ૬; –શાળા ૪૯
પ્રતિક્રમણ ૭૧, ૭૨, ૭૮;
 –ઐર્યાપથિકી ૭૮
પ્રતિમાઓ ૭૬, ૧૭૫
પ્રત્યાખ્યાન ૭૦, ૭૧, ૭૩
પ્રત્યાહાર ૧૧૨, ૧૧૩
પ્રમાદ ૭, ૪૭
પ્રાણ –નાં સ્થાન ઇ૦ ૧૯૬;
 –જયનું ફળ ૨૦૦
પ્રાણાયામ ૧૧૧; –ના પ્રકાર
 ૧૧૧; –ની અપારમાર્થિકતા
 ૧૧૩; –ની વિશેષ વિગતો
 ૧૯૫
પ્રાયશ્ચિત્ત ૯૯, ૧૮૬
બુદ્ધિગુણો, આઠ ૧૪
બોધિ ૧૦૪
બ્રહ્મચર્ય ૭, ૩૦, ૧૦૦; –ની
 પાંચ ભાવનાઓ ૯; –વ્રતના
 અતિચારો ૫૭
બ્રહ્મદત્ત ૨૨, ૧૫૩
બ્રહ્મરંધ્ર ૨૧૧
ભરત ૪
ભાવનાઓ–વ્રતોની ૮-૧૦;–બાર
 ૯૨; –ધ્યાનોપયોગી ૧૦૯
ભિક્ષાદોષો ૧૧, ૧૪૭
ભોગોપભોગમાન વ્રત ૩૮; –ના
 અતિચારો ૬૦
મદ્યત્યાગ ૩૮
મધ ૪૧
મધ્યલોક ૧૦૩, ૧૮૯
મનઃશુદ્ધિ ૯૦
મનુ ૨૩, ૪૦
મનુષ્યલોક ૧૦૩, ૧૯૦
મરુદેવા ૪, ૧૨૭
મહાશ્રાવક ૬૭
મહીધર ૪૪
મંડળો ૨૦૩
મંડિક ૩૦, ૧૫૭
માખણ ૪૧
માન ૮૭
માયા ૮૮
માંસત્યાગ ૩૯
મૃત્યુ જાણવાની રીતો ૨૦૯

યોગ –એટલે ૫; –મહિમા ૪; –નો અધિકારી ગૃહસ્થ ૧૨
રાગદ્વેષ ૯૧
રાત્રીભોજનત્યાગ ૪૨
રામાયણ ૩૩, ૧૬૦
રાવણ ૩૩, ૧૬૨
રૂપસ્થ ધ્યેય ૧૧૭, ૧૧૯
રૂપાતીત ધ્યેય ૧૧૭, ૧૨૨
રેચક પ્રાણાયામ ૧૧૧
રૌહિણેય ૩૦, ૧૫૭
લક્ષ્મણ ૪૪, ૧૬૧
લેશ્યાઓ ૧૨૪
લોક ૧૦૨
લોભ ૮૮
વજ્રસ્વામી ૨૪૬
વનમાલા ૪૫
વરુણ –મંડળ ૨૦૩; –વાયુ ૨૦૪, ૨૨૩
વસુ ૨૭, ૬૫૬
વાયુમંડળ ૨૦૩
'વિદ્યાપ્રવાદ' ૨૪૦, ૨૩૬
વિપાકવિચય ૧૨૩
મહત્ત્વ ૮૦
શનિપુરુષ ૨૧૮
શરીર, ત્રણ ૧૩૫
શરીરસ્થ ધ્યેય ૧૧૭, ૨૩૩
શિક્ષાવ્રત ૧૬, ૪૭
શુકનો ૨૧૬
શુક્લ ધ્યાન ૯૭, ૧૦૭, ૧૨૭, ૧૮૮; –નો અધિકારી ૧૨૭; –ના ચાર ભેદ ૧૨૭
શૈલેશી દશા ૧૨૯
શ્રાવકની દિનચર્યા ૬૭
સગર ૩૪, ૧૬૬
સત્ય ૭, ૨૬; –વ્રતની પાંચ ભાવનાઓ ૮; –વ્રતના અતિચારો ૫૫ ૬
મમત્વ ૯૨
સમિતિ ૮, ૧૦; –પાંચ ૧૧
સમુદ્ઘાત ૧૩૩
સમ્યક્ત્વ ૧૬, ૧૯-૨૦
સંગમક ૫૩, ૧૬૭
સંલેખના ૭૬-૮
સંવર ૬, –ભાવના ૮૬
સંસ્થાનવિચય ૧૨૪
સામયિક ૪૭, ૭૧; –ના અતિચારો ૬૪
સિદ્ધશિલા ૧૦૩
સુદર્શન ૩૩, ૧૬૪
સુભૂમ ૨૨, ૧૫૨
સુલસ ૨૨
સુષુમ્ણા નાડી ૨૦૬
સૂર્યનાડી ૨૦૫
સીતા ૩૩, ૧૬૨
સૌધર્મ ૭૭
સ્થૂલભદ્ર ૭૪, ૧૭૦
સ્વાધ્યાય ૭૩, ૧૮૯